# પુસ્તકાલય



: વાર્ષિક લવાજમ :

દેશમાં રૂ. ૩-૮-૦ પરદેશ રૂ. ૫-૦-૦ છૂટક નકલ રૂ. ૦-૬-૦

: વ્યવસ્થાપક :

પાધજીભાઇ નારણભાઈ અમીન (બી. કૉમ)

મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

: તંત્રી :

મણિલાલ પ્રભાશંકર વ્યાસ

| પુસ્તક ૧૮ મું | જાન્યુઆરી ૧૯૪૩ | અંક ૧ લો |
| --- | --- | --- |

# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| અઢારમે વર્ષે ... | ... તંત્રી સ્થાનેથી ... | ૧ |
| સાહિત્યસૃષ્ટિનું અવનવું | ... શ્રી. છોટાલાલ મા. કામદાર | ૩ |
| પુસ્તકાલયમાંથી પુસ્તકોની ચોરી ... | ... શ્રી. છોટાલાલ મા. કામદાર | ૬ |
| કડી મહાલ દશ્રી પુસ્તકાલય પરિષદ | ... | ૯ |
| પુસ્તકપરિચય... | ... મ. પ્ર, વ્યાસ, 'દ્રષ્ટા', 'અ-દ્રષ્ટા' ... | ૧૩ |
| નવીન ફાલ ... | ... | ૧૮ |
| સાહિત્ય અને સંસ્કૃતિના વહેણ ... | ... | ૧૯ |
| શ્રી. "પ્ર."... | ... શ્રી. રણછોડજી પરાગજી મહેતા ... | ૨૦ |
| પર્વણીદિન ... | ... શ્રી. ના. નં. ચોકસી ... | ૨૩ |
| પુસ્તકાલયનોંધ... | ... | ૨૫ |
| વ. રા. શિક્ષક પરિષદ મુલતવી ... | ... | ૨૫ |


**સામયિક દોહન**


| | | |
|---|---|---|
| ભારતીય સંસ્કૃતિનો સંરક્ષક | ... શ્રી. કનૈયાલાલ મા. મુનશી ... | ૨૬ |
| ભીષણ તપસ્વી ... | ... શ્રી. મહાદેવભાઈ હ. દેસાઈ ... | ૨૭ |
| મનુષ્ય રડે છે શા માટે ? ... | ... | ૩૦ |
| ક્રિશ્ચિયન કોલ્ડ અને એની લોકશાળા ... | શ્રી. નાનાભાઈ... ... | ૩૨ |
| સંસ્કૃતિની સર્જક : ગરમી ... | ... શ્રી. અરુણ મહેતા ... | ૩૪ |
| અમારા દૂર છે આરા ( કાવ્ય ) | ... શ્રી. "પ્ર." ... | ૩૮ |
| સ્તકાલય ખાતાની સૂચના ... | ... | ૧ |


---

સુધારો—પૃષ્ઠ ૩૧ ના છેડે "જાન્યુઆરી ૧૯૪૨ ના "ચિત્રમય જગત 'માંથી છપાયું છે તેને બદલે "પ્રજાબંધુ "માંથી એમ સુધારીને વાંચવું.

---


આ માસિક વડોદરામાં ' ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ 'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૧-૪૩

# બાલવિનોદનું બાલસાહિત્ય

## બાલકો માટે સર્વોત્તમ છે

**ભારોભાર ચિત્રોવાળાં, છ થી પંદર વર્ષનાં બાલકો માટેનાં આ ૧૨૫ પુસ્તકો વિના કોઈપણ પુસ્તકાલય અધુરું છે.**

**બાલવિનોદ ગ્રંથાવલિ :** છ થી આઠ વર્ષનાં બાલકો માટે.

૧ હાથીનું નાક ૨ સંગીતશાસ્ત્રી ૩ ચિત્રલેખા ૪ ત્રણ દીકરા

**બાલવિનોદમાલા :** આઠથી બાર વર્ષનાં બાલકો માટે.

૫ રતનિયો ૬ મોતીયો ૭ મણિયો ૮ ચતુરો ૯ છંદરદેથ ૧૦ સુરિયો ૧૧ ભાણિયો ૧૨ મરઘાભાઇ ૧૩ પંડિતજી ૧૪ કુલાવતી ૧૫ મંગારામ ૧૬ ઊંઘણશી ૧૭ કાલાંઘેલાં ૧૮ સગો ૧૯ લાલિયો ૨૦ હેમલતા ૨૧ રણધીર ૨૨ સબુર ૨૩ ગુંદરિયો ૨૪ રાવજી ૨૫ બાલવિનોદિની ૨૬ સોણસિયો ૨૭ કાળિયો ૨૮ નાગકુમાર ૨૯ મુંબાઇ ૩૦ મેનાવતી ૩૧ અલકા ૩૨ બેલવાળો ૩૩ કાગમંત્રી ૩૪ ધરતીમાતા ૩૫ ગોરિયો ૩૬ રેડિયો ૩૭ બાપનાં વેણ ૩૮ દુલારી ૩૯ સોનાનાં પગલાં ૪૦ ગરવી ગુજરાત ૪૧ વહેંતિયો ૪૨ લંકાની લાડી ૪૩ કનૈયો ૪૪ રાજહંસ ૪૫ ધનિયો ૪૬ બટમોગરો.

**અશોક બાલપુસ્તકમાલા :** દશથી પંદર વર્ષનાં બાલકો માટે.

૪૭ મહારાષ્ટ્રનો મહારથી ૪૮ ત્રણ વપેલાં ૪૯ ચીની વાતો ૫૦ શા માટે ? ૫૧ કેશુડાં ૫૨ રૂપીના બાગમાં ૫૩ : ૫૪ કુતૂહલ બે ખંડ ૫૫ મુદ્રારાક્ષસ ૫૬ થી ૫૮ રંભાનું રસોઇઘર : ત્રણ ખંડ ૫૯ આપણાં મિત્રો ૬૦ ગંમત ગીતો ૬૧ અવળચંડો ૬૨ ગણિત ચમત્કાર ૬૩ અજબ દુનિયા ૬૪ સુંદરપુરી ૬૫ ભોળી સુભદ્રા ૬૬ થી ૭૦ વિજ્ઞાનવિહાર પાંચ ખંડ ૭૧ : ૭૨ નાની મોટી વાતો બે ખંડ ૭૩ બાલકોનું સ્વર્ગ ૭૪ બાલપાઠો ૭૫ નરવીર નેપોલિયન ૭૬ ગ્રામગીતો ૭૭ ચંદ્રભાગા ૭૮ રાજા ભોજ ૭૯ ચિત્તાનો શિકાર ૮૦ મકનિયો ૮૧ સમ્રાટ સિકંદર ૮૨ ફૂલગજરી ૮૩ કાગળના કિમિયા ૮૪ મીરાંબાઇ ૮૫ દગાબાજ દુશ્મન ૮૬ સુંદર સંવાદો ૮૭ ક્ષેમરાજ ૮૮ રાણા પ્રતાપ ૮૯ થી ૯૪ અમારી વાર્તાઓ–છ ખંડ ૯૫ ગલુડિયાં ૯૬ પત્રપેટી ૯૭ લેનિન ૯૮ ગીતકથાઓ ૯૯ : ૧૦૦ આપણી મહાસભા બે ખંડ ૧૦૧ : ૨ વડવાઇઓ બે ખંડ ૧૦૩ : ૪ છેતરાતી નજર બે ખંડ ૧૦૫ થી ૮ હાસ્યતરંગ ચાર ખંડ ૧૦૯ નોકરની નોંધપોથી ૧૧૦ પ્રવાસકથાઓ ૧૧૧ : ૧૨ કોણ, કેમ શું ? બે ખંડ ૧૧૩ : ૧૪ નવી નવાઇઓ બે ખંડ ૧૧૫ ચિત્રરેખા ૧૧૬ થી ૧૮ ચોપગાંની દુનિયા ત્રણ ખંડ ૧૧૯ નરસૈયો ૧૨૦ સાગરની રાણી ૧૨૧ નગીનાવાડી ૧૨૨ ત્રણ ઠગ ૧૨૩ લાલાનો ભેજ ૧૨૪ ગબો ગાંધી ૧૨૫ હીરકણી.

**નં: ૧ ના બાર આના: નં: ૨૫, ૪૬, ૭૩, ૮૯ થી ૯૪, ૯૭, ૯૯, ૧૦૦, ૧૧૦, ૧૧૩, ૧૧૪, ૧૧૬ થી ૧૧૮, ૧૨૦, ૧૨૨, ૧૨૩ ને ૧૨૫ ના છ આના. નં: ૨ થી ૪, ૪૭, ૬૦, ૬૧, ૭૭ ને ૮૧ ના ચાર આના. ને બાકીનાં દરેકના ત્રણ આના.**

**બાલવિનોદ કાર્યાલય : મલાડ [ મુંબાઇ ]**

# ૧૯૪૧-૪૨માં બહાર પડેલાં નવાં પુસ્તકો

**શ્રી. ધૂમકેતુ કૃત :**

| | |
|---|---|
| ચૌલાદેવી | ૨- ૮-૦ |
| રાજસંન્યાસી | ૩- ૦-૦ |
| પ્રદીપ (નવી આવૃત્તિ) | ૧-૧૨-૦ |
| રજકણ ,, | ૧- ૮-૦ |
| તણખા મંડળ ૧-૨-૩-૪ | ૭- ૦-૦ |
| પડઘા-નાટકો ,, | ૦- ૬-૦ |
| હ્યુએન સંગ | ૦- ૩-૦ |
| વનરાજ | ૦- ૬-૦ |

**શ્રી. ઝવેરચંદ મેઘાણી કૃત :**

**નવી આવૃત્તિઓ**

| | |
|---|---|
| બે દેશદીપકો (શ્રદ્ધાનંદ-લાલાજી) મેઘાણી | ૨- ૮-૦ |
| વેવિશાળ | ૨- ૮-૦ |
| રસધાર-ભાગ ૧ થી ૫ | ૯- ૮-૦ |
| કંકાવટી-ભાગ પહેલો-બીજો | ૧-૧૦-૦ |
| રઢિયાળી રાત-ભાગ ૧થી૪ | ૪-૧૪-૦ |
| રાણો પ્રતાપ | ૧- ૮-૦ |
| સોરઠી બહારવટિયા ભા.૧-૨-૩ | ૪-૮-૦ |
| નિરંજન-નવલકથા | ૨- ૦-૦ |
| સોરઠ તારાં વહેતાં પાણી | ૨- ૮-૦ |
| જેલઑફિસની બારી | ૧- ૮-૦ |
| સોરઠી સંતો (નવી આવૃત્તિ) | ૧- ૦-૦ |
| હાલરડાં | ૦- ૮-૦ |
| પ્રતિમાઓ (નવી આવૃત્તિ) | ૧-૧૨-૦ |

**શ્રી. કનૈયાલાલ મુનશી કૃત :**

| | |
|---|---|
| અડધે રસ્તે | ૩- ૦-૦ |
| નવાં વિવેચનો | ૨- ૪-૦ |
| રમા-નાટક શરદબાબુ | ૨- ૦-૦ |
| ચાંદની (નવી આવૃત્તિ) | ૦- ૫-૦ |
| સોલ સતી | ૧- ૪-૦ |

**શ્રી. ચુનીલાલ વ. શાહ કૃત :**

| | |
|---|---|
| વિલોચના | ૩- ૦-૦ |
| અવંતિનાથ | ૨- ૦-૦ |
| કર્મયોગી રાજેશ્વર | ૨- ૦-૦ |
| રાજહત્યા | ૨- ૦-૦ |

**શ્રી. નરસિંહભાઇ ઇ. પટેલ કૃત :**

| | |
|---|---|
| ઈશ્વરનો ઇન્કાર (નવી આવૃત્તિ) | ૧- ૮-૦ |
| લગ્ન પ્રપંચ | ૩- ૮-૦ |

**શ્રી. રમણીકલાલ દલાલ કૃત :**

| | |
|---|---|
| કલ્યાણી (નવલકથા) | ૨-૦ -૦ |
| સુવર્ણા ,, | ૨- ૦-૦ |
| પરિમલ (કાવ્યસંગ્રહ) | ૨- ૦-૦ |
| મુક્તિદ્વાર (વાર્તાસંગ્રહ) | ૧- ૪-૦ |

**શ્રી. મનુભાઇ જોધાણી કૃત :**

| | |
|---|---|
| શૌર્યનાં તેજ | ૧- ૮-૦ |
| કાળિયાર અને બીજી પ્રાણીકથાઓ | ૧-૮-૦ |
| જનપદ ભા. ૧-૨-૩(નવી આવૃત્તિ) | ૨-૪-૦ |
| ખાટીમીઠી બાળવાતો | ૦-૧૨-૦ |

**શ્રી. તારાચંદ પો. અડાલજાકૃત :**

| | |
|---|---|
| ખાંડાના ખેલ (સચિત્ર) | ૩- ૦-૦ |
| દંભી દુનિયા | ૩- ૦-૦ |

---

| | |
|---|---|
| ચા-ઘર ભા. ૧-૨ ધૂમકેતુ, વગેરે | ૨- ૮-૦ |
| આરસીના ભીતરમાં | ૧- ૪-૦ |
| રંભા (રાષ્ટ્રીય નવલકથા) | ૧- ૪-૦ |

**છપાય છે :**

સોરઠને તીરે તીરે (મેઘાણી)

સીધાં ચઢાણ (મુનશી)

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ**

# સ્ત્રીશક્તિ ગ્રંથમાળાનાં પુસ્તકો

**સટ ૧ લોઃ**–વંધ્યા ૦।, કાકી ૦।≈, કાયદામાં સ્ત્રીનું સ્થાન ૦।≈, અર્ધાંગના ૦।, ગૃહવ્યવસ્થાની વાતો ૦।≈, ખાંપણાં ૦।-, બલિદાન ૦।-, ભવાટવી ૦।, મા ૦।, જયાના પત્રો ૦।≈.

આખો સેટ રૂા. ૨॥। ને બદલે રૂા. ૨॥-

**સટ ૨ જોઃ**–પતિની પસંદગી ૦।, લીલીની આત્મકથા ૦।≈, ક્રોધ ૦।, પારસી વાનીઓ ૦।≈, વિધવા ૦।-, કોને પરણું ? ૧।, સુઘડતા ને સુંદરતા ૦॥, હાસ્ય ફુવારો ૦॥, ભૂતના ભડકા ૧॥, વિષવૃક્ષ ૧॥.

આખો સેટ રૂા. ૬॥≈ ને બદલે રૂા. ૬।≈

**સટ ૩ જોઃ**–હાસ્ય કલાપ ૧॥, દેવી ચૌધરાણી ૧॥, વીર રોઝા ૧।, હાસ્ય ઝરણાં ૧॥, "જરા મ્હો મૂકજો" ૧।, રાસરજની ૧॥।, જીવનપલટો ૦।, સુખી ઘર ૦।≈, ભરત ગૂંથણ ૦॥।, ચોર્યાસીનું ચક્કર ૦।-.

આખો સટ રૂા. ૯॥। ને બદલે રૂા. ૬।-

**સટ ૪ થોઃ**–રઝિયા બેગમ ૦।≈, ગૃહવિવેક અને બીજી વાતો ૦।≈, સખીના પત્રો ૦॥, રટવનું શાસ્ત્ર ૦।≈, સ્ત્રીહૃદય ૦।≈, માતૃપ્રેમ અને બીજી વાતો ૦।, પારસી લગ્નગીતો અને ગરબા ૦।≈, દામ્પત્ય જીવન ૨।, વહેમી પતિ ૦।≈, આરોગ્ય અને સુખ ૦।≈.

આખો સટ રૂા. ૫।≈ ને બદલે રૂા. ૪॥।-

**સટ ૫ મોઃ**–સામાજિક વાતો ૦।-, રમુજી વાતો ૦।, ભલી ભાભી ૦।-, પતિ પ્રભુ છે ૦।- માંદગી અને માવજત ૦।, વાતનું વતેસર ૦।-, ઘરેણાંનો શોખ ૦।-, પારસી સતીઓ ૦।≈, એકાદશી ૦॥≈, રાણકદેવી ૦॥.

આખો સટ રૂા. ૨॥।- ને બદલે રૂા. ૨॥≈

**સટ ૬ ઠ્ઠોઃ**–શિવાજીની બા ૦॥≈, સાસુની શિખામણ ૦।-, કાયદાનું અજ્ઞાન ૦।-, નામ વગરની નવલકથા ૧॥, નારીભિષક ૦।, માસિક ધર્મ ૦।≈, નવા સાથિયા ૦।≈ વીર તારા (બે ભાગ) ૨।, ગોરમાનાં ગીતો ૦।-.

આખો સટ રૂા. ૫। ને બદલે રૂા. ૪॥।

**સટ ૭ મોઃ**–મેડમ ડેમીડા ૦॥।, સામાજિક વાતો ભાગ–૨ ૦।≈, ગુણિયલ ગૃહિણી ૦।-, સ્ત્રીસ્વાતંત્ર્ય ૦।-, દક્ષિણી રાંધણકળા ૦।≈, સતી જસમા ૦।≈, સંસાર-દર્શન ૦।≈, ભૂમિમાતા–આનંદમઠ ૧॥, બાળવિધવા ૦।≈, સાચાં સહોદર ૧॥.

આખો સટ રૂા. ૫।≈ ને બદલે રૂા. ૪॥।-

**સટ ૮ મોઃ**–થેપડા અથવા એક પર બીજી ૦।≈, સુકન્યા ૦।≈, વીરાંગના નીલાદેવી ૦।-, રાસનન્દિની ૦॥, પ્રતિભાનો સ્વયંવર ૧।, વિમાની ગીતાબાઇ ૦।≈.

( દરેકનું પોસ્ટેજ અલગ સમજવું )

**દેશબંધુ–સ્ત્રી શક્તિ કાર્યાલય, કેળાપીઠ, સુરત.**

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકેજ મુખપત્ર



પુસ્તક ૧૮ મું | જાન્યુઆરી-૧૯૪૩ | અંક ૧ લો

# અઢારમે વર્ષે

—તંત્રીસ્થાનેથી

"પુસ્તકાલય" માસિક સત્તર વર્ષ વીતાવીને આજે અઢારમા વર્ષમાં પ્રવેશ કરે છે.

વીતેલા વર્ષમાં એણે આગલાં વર્ષોની જેમ, મુખ્યત્વે પુસ્તકાલયપ્રવૃત્તિવિષયક લેખો તેમ જ સાહિત્યને લગતા લેખો આપ્યા છે. પુસ્તકાલયપ્રવૃત્તિપ્રેમીઓ દેશપરદેશના અદ્યતન સાહિત્યથી સુપરિચિત રહી શકે તે માટે તેને લગતું વિવિધ સાહિત્ય આપવામાં આવ્યું હતું. એ સાહિત્યનો રસપ્રવાહ "પુસ્તકાલય" માસિક દ્વારા અનવરત ચાલુ રાખવાનો તમામ યશ શ્રી. છોટાલાલ મા. કામદારને ફાળે જાય છે. એકેય માસે એ વાની ન પીરસાઇ હોય તેવું નથી જ બન્યું. ઊલટ, વખતસર એ વાની મોકલી આપવામાં તેઓએ ખાસ કાળજી રાખી છે. આ માટે "પુસ્તકાલય" કાર્યાલય તેમનું હમેશનું ઋણી છે.

આ લેખો ઉપરાંત, પુસ્તકપરિચય વિભાગ પણ, દરેક અંકે આપવા અમે પ્રયત્નશીલ રહ્યા છીએ. એ કાર્યમાં અમને પુસ્તકપ્રકાશકો અને વિક્રેતાઓએ ખાસ સહકાર આપ્યો છે. આશા રાખીએ એઓ તેમનો એ સહકાર, હવેના વર્ષમાં પણ ચાલુ રાખી પુસ્તકાલયોને નવાં બહાર પડતાં પુસ્તકોથી વાકેફ રાખવામાં અમને સહાયભૂત થશે.

ગયા વર્ષના પ્રારંભે અમે યુદ્ધના હિંદ પર ઊતરતા ઓળાનો ઉલ્લેખ કર્યો હતો; પરંતુ હવે તો એ જગદ્વ્યાપી યુદ્ધની આફતો ખરેખર હિંદને માથે ઊતરી પડી છે. કલકત્તા પર દુશ્મન વિમાનોએ હુમલા કર્યા છે. અને ભવિષ્યમાં યુદ્ધનાં એ વાદળો કદાચ આગળ પણ વધે અથવા એટલેથી અટકી પણ જાય. અત્યારે એ સંબંધે કંઈ પણ લખવું અસ્થાને છે.

આ સંજોગોમાં, જીવનની જરૂરિયાતોની ચીજોની જેમ, કાગળની મોંઘવારીએ

પણ અસહ્ય સ્વરૂપ ધારણ કર્યું છે. ગયે વર્ષે અમે ૧૨-૧૪ આના રતલ કાગળની ભાવનો ઉલ્લેખ કર્યો હતો; પરંતુ આજે તો એ બે રૂપિયે રતલના ભાવે પહોંચી ગયા છે. અને તે મેળવવાની મુશ્કેલીનો તો પાર જ નથી.

બ્રિ. સરકારે એના ભાવો બાંધ્યા છે પરંતુ એ ભાવે કાગળ ક્યાંથી મળશે તે તો કોઇ કહેતું જ નથી; બજારમાં તો બે રૂપિયે રતલથી ઓછું કોઈ બોલતું જ નથી.

આવા કપરા સંજોગોમાં કેટલાંય સામયિકો છેલ્લા શ્વાસો લેશે, કેટલાંય અર્ધશ્વાસે જીવતાં રહેશે; જ્યારે ગણ્યાંગાંઠયાં જ દમ ભરતાં ભરતાં પણ જીવતાં રહેશે.

આમ છતાં, સંસ્કારપ્રચાર અને સંસ્કૃતિપ્રેરક તેમ જ ઉપયોગી સાહિત્ય તો પ્રકટ થતું રહેવું જ જોઇએ. અને પુસ્તકાલયો એ તો આજના અંધકારયુગની મશાલો સરખાં છે. એ મશાલ-જ્યોતને તો તેજભરી રાખ્યે જ છૂટકો છે. અને એટલે જ, એના-પુસ્તકાલયોના-સંચાલકોને માર્ગદર્શન આપવા અર્થે "પુસ્તકાલય"નું સંચાલન હરકોઈ સંજોગોમાં પણ ચાલુ રહેવું જ જોઇએ.

એટલે, "પુસ્તકાલય" તમામ શકય સંજોગોમાં પોતાનું પ્રકાશન અખંડિત ચાલુ રાખશે; અને તેજસ્વી કે ઝાંખો પણ પ્રકાશ પુસ્તકાલયના સંચાલકોને યથાશકય આપતું રહેવા પ્રયત્નશીલ રહેશે.

આવા સંજોગોમાં પણ, એનું વાર્ષિક લવાજમ તો સહેજ પણ વધારો કર્યા સિવાય હતું તેનું તે જ રાખ્યું છે.

આ સ્થળે અમે, એક ખાસ ઋણસ્વીકાર ન કરીએ તો કૃતઘ્ન જ લેખાઇએ. અને એ ઋણસ્વીકાર તે ગુજરાતની એક જ કાગળની મિલ-ધી ગુજરાત પેપર મિલ્સનો.

એ મિલના ઉત્સાહી અને સદા કાર્યરત સંચાલક શ્રી. જયંતિલાલભાઇએ અમે નોંધાવેલા ઇન્ડેન્ટના કાગળ એના અસલના મૂળભાવે મોડેમોડે પણ અમને આપ્યા છે. અને એટલે જ ગયે વર્ષે બજારના મોંઘા ભાવ છતાં, કાગળની મિલોના મંડળે જાહેર કરેલા ભાવે અમને કાગળો મળતા રહ્યા છે. તે માટે તેમના ઋણભારનો અહીં આટલો ઉલ્લેખ કરી યત્કિંચિત્ પણ ઋણમુક્ત થઇએ છીએ.

નવા વર્ષમાં, જ્યારે એ મિલના ઉત્પાદનનો ૯૦ ટકા માલ મધ્યસ્થ સરકારે જ લેવાનો ઠરાવ્યો છે તે સંજોગોમાં તેમના તરફથી હવે, કાગળ મેળવવા અશક્ય થઇ પડયા છે. એટલે બજારમાંથી જે ભાવે અને જેટલા કાગળ મળશે તેના પ્રમાણમાં જરૂર પડયે પૃષ્ઠસંખ્યામાં ઘટાડો કરીને પણ, એનું પ્રકાશન નિયમિત ચાલુ રાખવાના અમારા પ્રયત્નો ગતિમાન જ રહેશે.

અંતે, વર્ષ દરમિયાન જે જે લેખકોએ, તેમ જ વાચક-પ્રકાશકોએ અને પુસ્તકાલયપ્રવૃત્તિના જે કાર્યકર્તાઓએ અમને સાથ-સહકાર આપ્યો છે તેમને યથાવત્ આગામી વર્ષમાં પણ આપતા રહેવા વિનવીએ છીએ,

---

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

દક્ષિણહિંદમાં, મહાન તામિલ કવિ સુબ્રહ્મણ્ય ભારતીના સ્મરણાર્થે ૧૧ મી સપ્ટેમ્બરે ' ભારતી દિન ' તરીકે પાળવામાં આવ્યો હતો. ૧૯૨૧ ના સપ્ટેમ્બરની ૧૧ મી તારીખે તે મૃત્યુ પામ્યા હોય, તેમના જીવનની રૂપરેખા આટલાં વર્ષો વીતી ગયેલ છતાં, અપ્રાસંગિક નહિ ગણાય. ઇત્યાપુરમાં તેમનો જન્મ ૧૮૮૨ના નવેંબરમાં થયો હતો. તે એક વિદ્વાન તામિલ પંડિતના પુત્ર હતા. તેમને નિશાળનું શિક્ષણ નિયમિત મળ્યું નહોતું. પંદર વર્ષની ઉંમરે પિતાનું મૃત્યુ થતાં ગરીબાઇ તથા માંદગીનો તેમને સામનો કરવો પડ્યો. થોડા સમય સુધી તેમણે ' બાલભારત ' તથા ' ઇન્ડિયા 'નું સંચાલન કર્યું, પણ રાજદ્વારી મુશ્કેલીની ગંધ આવતાં પોંડિચેરી જઇને દશ વર્ષ ત્યાં રહ્યા. તેમનું લેખનકાર્ય પણ ત્યાં જ થયું. ૧૯૧૮ માં તે બ્રિટિશ હિંદમાં પાછા આવ્યા. નબળી તબિયત હોવા છતાં, ગુજરાનને ખાતર ' સ્વદેશ મિત્ર 'માં મદદનીશ તંત્રી તરીકે થોડો સમય તેમણે કામ કર્યું. તેમની કવિતાનો પ્રધાન સૂર ' સ્વાતંત્ર્ય ' હતો.

ઑલ ઇન્ડિયા રેડિયોના મદ્રાસ સ્ટેશનેથી ૧૧ મી સપ્ટેમ્બરે સાંજે તેમનાં ગીતો તથા નાટિકાનો ખાસ કાર્યક્રમ બ્રોડકાસ્ટ કરવામાં આવ્યો હતો.

થિઆગા રાય નગરની રામકૃષ્ણ મિશન હાઇસ્કૂલમાં તેમનું ચિત્ર ખુલ્લું મૂકવામાં આવ્યું છે.



વર્તમાનપત્રો પર મુકાયલા અંકુશોને લીધે ૧૯૪૨ ની ૧૦ સપ્ટેમ્બરે ઉડિયા ભાષાના ખૂબ વંચાતા વર્તમાનપત્ર ' સમાજે ' પ્રકાશન બંધ કરતાં ઓરિસાના લોકો તો તદ્દન અંધકારમાં પડી ગયા હોય તેમ તેમને લાગ્યું છે.

ઉડિયા માસિક ' જાગરણ ' તો ૧૯૪૨ માં શરૂ થયું છે, છતાં તેના લેખો મનન કરવા જેવા હોય છે. છેલ્લા અંકમાં સદ્દગત મહાદેવભાઇ ઉપર એક સરસ લેખ છે.

ઉડિયા માસિક ' સહકારે ' ત્રેવીસમા વર્ષે તેની કૂચ આગે ધપાવી છે. તેના આષાઢ માસના અંકમાં ' સલીમનું સ્વપ્ન ' નામે અપદ્યાગદ્યમાં લખાયેલ લેખ, બે ટૂંકી વાર્તા, પ્રવાસવર્ણન, સહકારપ્રવૃત્તિની પ્રગતિ સંબંધી લેખ વગેરે ઘણી બાબતો છે.

બારીપદા ( મયૂરભંજ ) થી પ્રકટ થતા ત્રૈમાસિક ' ભજન-પ્રદીપ 'માં ઉડિયા શબ્દોની થતી દ્વિશક્તિ સંબંધી પ્રો. રાયનો લેખ છે.



બંગાળી સાહિત્યકારોની આપણને બહુ જ થોડી ખબર પડે છે. બે બંગાળી સાહિત્યકારોનાં થોડા સમય પહેલાં જ મૃત્યુ થયાં. રવીન્દ્રનાથ ટાગોરના મૃત્યુ સાથે જે યુગનો અંત આવ્યો તે યુગના પ્રતિનિધિસમા હીરેન્દ્રનાથ દત્ત સપ્ટેમ્બરની અધવચમાં મૃત્યુ પામ્યા. ઉપનિષદ્ અને ગીતા ઉપરનાં તેમનાં લખાણોથી, તત્ત્વજ્ઞ, વિદ્વાન અને ધાર્મિક વ્યક્તિ તરીકેનું તેમનું સ્થાન અતિ ઉચ્ચ છે. ' ગીતેર ઈશ્વરવાદ ', ' ઉપનિષદ વેદાંતપરિચય ', ' કર્મવાદ '

અને ' જન્માંતર ' તેમનાં જાણીતાં પુસ્તકો છે. તે થીઓસોફી પંથના હતા અને તેમણે વિદુષી બીસંટ સાથે વર્ષો સુધી કામ કર્યું હતું.

બીજું મૃત્યુ નાટયકાર, તથા નાટયલેખક શ્રી. જોગેશચંદ્ર ચોધરીનું છે. નાટયકાર તરીકે વર્ષો સુધી તે શિશિરકુમાર ભાદુરી સાથે સંકળાયેલા હતા. નાટયલેખક તરીકે તેમનાં પુસ્તકોની સંખ્યા મોટી છે. તેમાં ખૂબ જાણીતું ' સીતા ' નાટક છે.

❧

૧૯૪૧ નું હૉર્થનડન પારિતોષિક ફ્લાઇટ લેફ્ટેનન્ટ જહૉન લેવિલિન હ્યુઇસને ' England is My Village ' ( ઈંગ્લંડ ઇઝ માય વિલેજ ) નામક પુસ્તક માટે આપવામાં આવ્યું છે. ૧૯૪૦ માં યુદ્ધમાં સક્રિય ભાગ લેતાં લેફ. મરાઇ ગયા છે. તેમની વિધવા પણ લેખિકા છે અને ' જેઇન ઓલિવર 'ની સંજ્ઞાથી લખે છે. તેમણે પારિતોષિકની રકમ તથા પોતાના પતિનાં બીજાં પુસ્તકોમાંથી મળેલી ' રૉયલ્ટી 'ની રકમ, આગલા વર્ષે ત્રીસ વર્ષની નીચેની ઉંમરના લેખકે લખેલ શ્રેષ્ઠ પુસ્તકને માટે પારિતોષિક આપવા માટે, આપી દીધી છે.

૧૯૪૦ ના હૉર્થનડન પારિતોષિકની જાહેરાત પણ સાથોસાથ કરવામાં આવી છે તે મિ. ગ્રેહામ ગ્રીનને તેના પુસ્તક The Power and the Glory ( ધી પાવર એન્ડ ધી ગ્લોરી ) માટે આપવામાં આવ્યું છે.

હૉથર્નડન પારિતોષિકની ૧૯૧૯ માં મિસ એલિસ વોરેન્ડરે સ્થાપના કરી છે. એકતાળીસ વર્ષની નીચેની ઉંમરના લેખકને કલ્પના સાહિત્યના પુસ્તક માટે દર વર્ષે તે આપવામાં આવે છે.

❧

મલ્લેશ્વરમ્ (બેંગલોર)ના શાકય સાહિત્ય મંડળે છેલ્લી ગાંધીજયંતી દરમિયાન આઠ દિવસ સુધી દરરોજ એક પેમ્ફ્લેટ પ્રગટ કરવાનું રાખ્યું હતું. આ પત્રિકાઓને ' બાળકોના ગાંધીજી ' કહી શકાય. કાનડી બાલસાહિત્યના પ્રસિદ્ધ લેખક શ્રી. જી. વી. રાજરત્નએ તે લખેલી છે. ગાંધીજીના જીવનમાં જે મહત્ત્વ છે તેની યુવાન માનસ ઉપર છાપ પાડવા માટે તે લખાયેલ છે. નં. ૧, ૨, તથા ૬ માં ગાંધીજીના જીવનમાં બનેલા રસિક બનાવોનું વર્ણન છે. નં. ૩ પ્રાર્થનાપોથી છે. નં. ૪ તથા ૫ માં બાળકો સમક્ષ વાંચીને સમજાવી શકાય તેવાં ગીતાનાં અવતરણો છે. નં. ૭ માં ગાંધીજીનું જીવનરહસ્ય સમજાવવામાં આવેલ છે અને છેલ્લામાં રામ, કૃષ્ણ, અર્જુન, ઇસુ ખ્રિસ્ત, બુદ્ધ અને ગાંધીજીનાં દશ્યો છે. આપણે ત્યાં પણ બાળકો સમજી શકે તેવી ભાષામાં આઠ દશ ભાગમાં ગાંધીજીનું ચરિત્ર પ્રગટ કરવાની વાત વર્ષો પહેલાં થઇ હતી, પણ તે અમલમાં આવી શકી નથી.

❧

બ્રાઝિલના પી. ઇ. એન. કેન્દ્રે ૧૦,૦૦૦ પુસ્તકોનું મોટું પ્રદર્શન ભર્યું હતું. નવેમ્બર તથા ડિસેમ્બર માસમાં તે દરરોજ રાતના બાર સુધી ખુલ્લું રાખવામાં આવતું હતું. પી. ઇ. એન.ના સભ્યોનાં ભાષણો પણ ગોઠવવામાં આવ્યાં હતાં. પ્રદર્શન ખૂબ સફળ થયું હતું.

❧

શ્રી. રવીન્દ્રનાથ ટાગોરની જમીનના કેટલાક ભાડુતો તથા નોકરોમાં 'બાબુ મહાશય' (કવિને તેઓ તે નામથી બોલાવતા) સંબંધી અનેક વાતો પ્રચલિત છે. વખત જતાં આ વાતો દંતકથાનું રૂપ લેશે. આ વાતોમાંથી સત્ય ગણવામાં આવતી કેટલીક વાતોને સચીન્દ્રનાથ અધિકારીએ પુસ્તકાકારમાં પ્રસિદ્ધ કરી છે. ને પુસ્તકનું નામ 'સહજ માનુષ રવીન્દ્રનાથ' રાખ્યું છે. બીજું પુસ્તક જાણીતાં લેખિકા સીતાદેવીએ 'પુણ્ય સ્મૃતિ' નામથી બહાર પાડ્યું છે. રવીન્દ્રનાથ વિષે આવા પ્રકારનાં બીજાં પુસ્તકો પણ બહાર પડયાં છે.



'સમાજવાદના તત્ત્વજ્ઞાન વિષે વર્ષના શ્રેષ્ઠ પુસ્તક માટે શ્રી. રામનાથ 'સુમન'ને તાજેતરમાં રૂ ૫૦૦) નું મુરારકા પારિતોષિક મળ્યું છે. હિંદી સાહિત્ય સંમેલને તે પારિતોષિક તેમના પુસ્તક 'ગાંધીવાદકી રૂપરેખા' માટે આપ્યું છે.

શ્રી. રામનાથ સુમન 'ગાંધી વાણી'ના બીજા ભાગના સંગ્રાહક પણ છે. વિષયવાર વહેંચણી કરીને ગાંધીજીના જ શબ્દોમાં ગાંધીજીના વિચારો તથા છૂટી છવાઇ કહેવતો આપેલી છે. આપણે ત્યાં વર્ષો પહેલાં સદ્‌ગત નગીનદાસ અમુલખરાયે તેર ભાગમાં 'ગાંધી–શિક્ષણ' નામથી આવો સંગ્રહ બહાર પાડયો હતો.

અત્યારના કપરા સંજોગોમાં વધારે પુસ્તકોનું પ્રકાશન આવકારદાયક છે. બેંગલોરથી બે સાહિત્યકારોએ 'વસંત ગ્રંથમાળા' કાનડી ભાષામાં શરૂ કરી છે. વાર્ષિક સાડાચાર રૂપીઆના લવાજમમાં ૭ પુસ્તકો આપવાની એમાં યોજના છે.



કાનડી ભાષાનું શ્રેષ્ઠ ગણાતું માસિક 'જીવન' ૧૯૪૩ ના જાન્યુઆરી માસથી ત્રૈમાસિક તરીકે પ્રગટ થવાની જાહેરાત કરવામાં આવી છે.



ઓરિસ્સામાં આવેલા એક મોટા રાજ્ય મયૂરભંજમાંથી 'ભંજપ્રદીપ' નામનું ત્રૈમાસિક પ્રગટ કરવામાં આવે છે. ઉડિયા સાહિત્ય અને કળાને ત્યાંના મહારાજા તરફથી પ્રોત્સાહન મળે છે. તેમાં પ્રસિદ્ધ લેખકોના લેખો આપવામાં આવે છે.



વ્યાસી વર્ષની ઉંમરે નોર્વેના જગવિખ્યાત લેખક નટ હેમસનને જૂની આંખે નવા તમાશા દેખવા પડયા છે. એક સમય એવો હતો કે તેનાં પુસ્તકો પર નોર્વેજિયનો ગાંડા થઇ જતા. બાઇબલની માફક તેનાં પુસ્તકો પૂજાતાં હતાં. પણ દેશના દુશ્મનો પ્રત્યે પક્ષપાત બતાવતાં તેના પુસ્તકો પર નોર્વેની પ્રજાની ખફા દૃષ્ટિ ઊતરી છે. આખા નોર્વેમાંથી હજારો લોકો તેનાં પુસ્તકો તેને પાછાં મોકલી આપે છે. તેનાં સઘળાં પુસ્તકોની કિંમત એંશી રૂપીઆ જેટલી હતી તે પુસ્તકોની કિંમત હરરાજીમાં ફક્ત ચાર આના ઉપજી ! ખરીદનારે તે પુસ્તકો તેને પાછાં મોકલી આપ્યાં.

છોટાલાલ માનસિંગ કામદાર

# પુસ્તકાલયમાંથી પુસ્તકોની ચોરી

પુસ્તકાલયોમાંથી પુસ્તકચોરીનો પ્રશ્ન ગ્રંથપાલોને મૂંઝવે તેવો છે. આ ગુન્હાને અટકાવવા માટે લેવામાં આવતાં બધાં પગલાં અત્યાર સુધી નિષ્ફળ નીવડયાં છે. જાદુથી અથવા તો સ્ટાફની આંખમાં ધૂળ નાખીને, માનવંતા વાચકો પુસ્તકાલયની અભરાઇ પરથી પુસ્તકો ઉપાડી જાય છે. આ સંબંધમાં જાસ્ટના 'લાઇબ્રેરી એન્ડ કોમ્યુનિટી 'નો ઉતારો પ્રાસંગિક ગણાશે.

' દરેક પ્રકારનાં પુસ્તકાલયોમાં ઇરાદાપૂર્વક થતી ચોરીથી નુકસાન થતું રહ્યું છે, અને ગમે તેવી સંભાળ રાખવા છતાં પણ અમુક દરજ્જે તો થવાનું જ. લેખકને લંડનના દક્ષિણ પરાનો એક જાણીતો દાખલો યાદ આવે છે. ત્યાં એક માણસ સંખ્યાબંધ પુસ્તકાલયોમાંથી પદ્ધતિસર પુસ્તકો ચોરી જતો હતો. લેખક જેને માટે જવાબદાર હતો તેવા એક શાળા પુસ્તકાલયમાંથી તેણે પુસ્તક ચોરવાનો પ્રયત્ન કર્યો ત્યારે ખબર પડી ગઇ. પોલિસે તેના ઘરની જડતી લીધી. તેમાં માત્ર મુક્તદ્વાર પદ્ધતિનાં પુસ્તકાલયોનાં પુસ્તકો જ નહિ પરંતુ આસપાસનાં બંધ પદ્ધતિનાં પુસ્તકાલયોનાં પુસ્તકો પણ મળી આવ્યાં. વધારે આશ્ચર્યકારક બીના તો એ હતી કે આ પુસ્તકોમાં કેટલીક મોટી ડિરેક્ટરીઓ પણ હતી. પુસ્તકાલયના મકાનમાંથી તે કોઇની આંખે ચડયા સિવાય સહીસલામત કઇ રીતે લઇ જવામાં આવી હશે તે પણ પ્રશ્ન છે. '

હિંદનાં પુસ્તકાલયોનો મને જે અનુભવ મળ્યો છે તે ઉપરથી હું જાણું છું કે લગભગ બધાં પુસ્તકાલયોમાંથી પુસ્તકો ચોરાઇ જાય છે. પંજાબ યુનિવર્સિટીમાં હું જ્યારે વિજ્ઞાનનો વિદ્યાર્થી હતો ત્યારે તે પુસ્તકાલયમાંથી પુસ્તકો ચોરતા કેટલાક માણસો પકડાયા હતા. તેમને પોલિસને સોંપી દેવામાં આવ્યા હતા અને કોર્ટે તેમને સજા કરી હતી. પંજાબ યુનિવર્સિટી પુસ્તકાલયે બધી શક્ય સાવચેતી લીધા છતાં પુસ્તકો તો ચોરાઇ જતાં જ હતાં.

આ પ્રશ્ન સંબંધી મેં ઘણા ગ્રંથપાલો સાથે ચર્ચા કરી છે, પણ કોઇએ તેનો સંતોષકારક નિવેડો સૂચવ્યો નથી. તેઓનું એમ કહેવું હતું કે ' અમે અમારા યત્નોમાં ભાગ્યે જ સફળ થયા છીએ. ' પુસ્તકાલયનો ઉપયોગ કરનારાઓને પુસ્તકોની ચોરીનું ગાંડપણ લાગ્યું હોય છે અને આ ગુન્હાનો ભોગ ન થઇ પડવાનો તેઓ કેટલીક વાર યત્ન પણ કરે છે પરંતુ તેઓ આત્મસંયમ રાખી શકતા નથી. મર્યાદિત સાધનોવાળા જ વાચકો નહિ પરંતુ સહેલાઇથી પુસ્તકો ખરીદી શકે તેવાઓ પણ પુસ્તકો ચોરવાનું વલણ દાખવે છે.

જેઓ એક દિવસ મહાપુરુષો તથા ભવિષ્યના જોખમદારીવાળા માણસો થવાના છે તેઓ પુસ્તકચોરીના ભોગ થઇ પડયા હોય છે. મારા કહેવાનો અર્થ એવો છે કે જે લોકોને યોગ્ય કેળવણી મળે છે અને જેમને સુધરેલા કહી શકાય તેઓ જ પુસ્તકાલયનો ઉપયોગ કરતા હોય તેમ મનાય છે. આમાંના થોડાકને ખોટી રીતે પુસ્તકાલયનાં પુસ્તકોને ખસેડવાની ટેવ પડે છે. વધારે દયાજનક સ્થિતિ તો એ છે કે બીજાઓ પ્રમાણિક હોય તેમના પર પણ પુસ્તકાલયના સ્ટાફને વહેમ આવે છે. કોઇ રડયાખડયા પુસ્તકચોરનું અસ્તિત્વ પ્રમાણિક

વાચકોના સમૂહને સજા કરવાનું યોગ્ય ઠરાવતું નથી. એક જ અપવાદ હોઇ શકે. ચોરોનું પ્રમાણ એટલું બધું મોટું હોય કે તેમ કર્યા સિવાય બીજો રસ્તો રહે નહિ. પરંતુ આમ કદી બન્યું નથી અને બનવાનો સંભવ પણ નથી.

જ્યારે અલ્લાહાબાદના જાહેર પુસ્તકાલયના ગ્રંથપાલ તરીકે મારી નિમણુંક થઈ ત્યારે ' લીડર 'માં એવી જાહેરાત કરવામાં આવી કે પુસ્તકાલયમાં થતી ચોરી ઘટાડવા માટે અમુક વ્યક્તિની નિમણૂંક થઇ છે. આ વાંચીને હું તો મુંઝાયો, કેમ કે પુસ્તકોની ચોરી અટકાવવાનો પ્રશ્ન મુશ્કેલ હતો. અલ્લાહાબાદના જાહેર પુસ્તકાલયનું મકાન, પુસ્તકાલયના મકાન તરીકે તદ્દન અયોગ્ય હોઇ, મેં ચાર્જ લીધો ત્યારથી હું ખૂબ ધ્યાન રાખતો હતો. એક વખત સાંજે એક માણસ પુસ્તકાલયમાંથી પુસ્તક ઉપાડી જતો હતો તેને મેં પકડયો. ગ્રંથપાલ તથા જાહેર નોકર તરીકે મારે તેને પોલિસને સોંપી દેવો પડયો. મને જણાવતાં શરમ થાય છે કે તે ઇન્ટરમિજીએટનો વિદ્યાર્થી હતો.

ઘણા પુસ્તકચોરોને કોર્ટમાં સજા થઇ છે, છતાં પુસ્તકચોરીનો ગુન્હો અદશ્ય થતો નથી. એ તો એમ પણ કહી શકાય કે પોલિસ તથા ફોજદારી ખાતું હોવા છતાં ગુન્હા કંઇ બંધ થયા નથી. આના માટે દલીલ છે. બીજા બધા ગુન્હેગારો સામાન્યતઃ અશિક્ષિત, ખરાબ વર્તણુંકવાળા હોય છે અથવા તો તેઓએ ચોરીનો ધંધા તરીકે સ્વીકાર કર્યો છે. પણ પુસ્તક–ચોરો એટલે કે ગ્રંથાલયમાંથી પુસ્તકો ચોરી જનારા તો ઉપલા કોઇ વર્ગના હોતા નથી અને તેથી તેમની આ પ્રકારની વર્તણુક જરા પણ ચલાવી લેવાય તેવી નથી. પુસ્તકાલયમાં જનારાઓ મોટે ભાગે જોખમદારી સમજતા માણસો હોય છે. કાં તો તેઓ કોઈ મોટી શિક્ષણસંસ્થામાં શિક્ષણ લેતા હોય છે અથવા તો તેઓ કોઇ જોખમદાર હોદ્દા પર હોય છે અને જો તેઓ પુસ્તકાલયમાંથી પુસ્તકો ઉપાડી જાય તો તેમની કેળવણી કે સંસ્કૃતિ નકામી છે.

પુસ્તકની ચોરીના પણ અનેક પ્રકાર છે. કોઇ વાર આખું પુસ્તક ચોરી જવામાં આવે છે તો કોઇ વાર તેનો અમુક ભાગ જ ચોરાઇ જાય છે. ચિત્રો તથા આકૃતિ ચોરી જનારાની સંખ્યા પણ ઓછી નથી. લીટીઓ નીચે નિશાની કરવી કે આખા પેરેગ્રાફને લાલ પેન્સિલથી વિભૂષિત કરવો તેને પણ એક પ્રકારનું ઉલ્લંઘન કહી શકાય. માસિકો અને પેમ્ફ્લેટોના ચોરોની સંખ્યા તો ખૂબ મોટી છે. કેટલાક ચોરો પ્રમાણિક પણ હોય છે. તેઓ પોતાની પાસે અમુક સમય સુધી પુસ્તકો રાખે છે અને ત્યાર બાદ છાનામાના, કોઇની નજરે ન પડે તેમ પુસ્તકાલયમાં મૂકી દે છે. જેઓ પુસ્તકાલયનાં પુસ્તકો ચોરી જાય છે તેઓ સમાજના તથા પોતાના જાતિભાઇઓના મોટા દુશ્મન છે.

ઉપર કહેવાઇ ગયું કે બધાં શકય પગલાંઓ લેવાતાં છતાં, પુસ્તકચોરી અમુક હદે તો થવાની જ. તેનો અર્થ એવો નથી કે તેને માટે કંઇ પણ પગલાં ન લેવાં. પુસ્તકાલય-વિજ્ઞાન તથા વ્યવસ્થાની કેળવણી લીધી હોય તેવાઓ ચોરી અટકાવવા માટે વિવિધ પગલાં લઇ શકે; પરંતુ ફંડના અભાવે તથા કંઇક અંશે ઉપરી અધિકારીઓના સહકારના અભાવે તેઓ તેમ કરી શકતા નથી.

"નુકસાનીનો આખો પ્રશ્ન, ઉપયોગની દૃષ્ટિએ તથા જોખમને અંગે થતા ફાયદાની દૃષ્ટિથી જોવાનો છે. કુલ ફેલાવા સાથે નુકસાનનું પ્રમાણ જોવાનું છે, નહિ કે કુલ નુકસાન.

પુસ્તકોની ચોરી અટકાવવા માટે ઘણી યોજનાઓ કરી શકાય. ચોરી અટકાવવાના બધા રસ્તાઓ હું અહીં ગણાવવા બેઠો નથી. તે તો પુસ્તકાલયનાં પાઠ્યપુસ્તકોમાંથી તથા બીજાં પુસ્તકાલયોમાં લેવામાં આવતાં સાવચેતીનાં સાધનો પરથી જાણી શકાય. હું તો અહીં ખૂબ અગત્યના ઉપાયોનો નિર્દેશ કરીશ. મને ભય છે કે વાચકવર્ગને તે ગમશે નહિ, પણ ગ્રંથપાલોને તે ઉપયોગી થશે. બધા ગ્રંથપાલો તેથી જાણીતા હોય તેવી આશા રાખવામાં આવે છે.

*૧ વાચનાલય તથા લાકડીસામાનનો ઓરડો પાસે પાસે હોવા જોઈએ.
૨ વાચક તથા સ્ટાફના માણસો માટે આવવા જવાનું ફક્ત એક જ દ્વાર હોવું જોઈએ.
૩ દરવાજા પાસે દ્વારપાળ હંમેશાં હોવા જોઈએ.
૪ પુસ્તકોની નોંધ કરનાર કારકુન પોતાના સ્થાને જ હોવો જોઈએ.
૫ વાચકોને વાચનાલયની અંદર ઓવરકોટ, વીંટાળવાના કાગળો, પોતાનાં પુસ્તકો એકસસાઈઝ બુકો લઈ જવા દેવી જોઈએ નહિ; નોંધ લખવા પૂરતા ફક્ત થોડા કાગળો લઈ જવા દેવા.
૬ દેખરેખ રાખનારાઓ પૂરતી સંખ્યામાં રાખવા. જ્યારે કોઈ પુસ્તકો લેતું હોય ત્યાં વાચનાલયમાં તપાસ રાખતા રહેવું.
૭ બારી–બારણાંને વાળાની જાળીથી બંધ કરવાં.
૮ ગ્રંથપાલે સખત દેખરેખ રાખવી જોઈએ.
૯ ઉપરાંત, સ્ટાફ અને વાચકોએ પ્રમાણિક રહેવું જોઈએ.

શાળા અને કોલેજોમાં, વિદ્યાર્થીઓને પ્રમાણિકપણાનો તથા જાહેર ફરજનો ખ્યાલ આવે તે માટે શિક્ષકોએ ખાસ સંભાળ રાખવી. રીતભાત અને નાગરિક ફરજો તથા જોખમદારીનાં ભાષણો અવારનવાર આપવાં, જેથી પુસ્તકોની ચોરી પર અંકુશ રહે.

એવી આશા રાખવામાં આવે છે કે શાળામાં શહેરીપણાની ફરજો શીખવવામાં આવે કે જેથી કરીને વાચકો જનસમૂહની મિલકત તથા જનસમૂહના હક્કોના ચોકીદાર થઈ રહે. અમુક સંજોગોમાં ખૂનનો ગુન્હો સમજી શકાય, પરંતુ જ્યાં પોતાને જવાની છૂટ છે તે પુસ્તકાલયમાંથી પુસ્તક ચોરવું તે ન સમજી શકાય તેવું છે. મનુષ્યોનાં કૃત્યોમાં તે હલકામાં હલકું તથા અક્ષમ્ય કાર્ય છે.+

ભુપેન્દ્રનાથ બેનરજી, એમ. એ. ડી. એલ. એસ. સી.
( અલ્હાબાદના સાર્વજનિક પુસ્તકાલયના ગ્રંથપાલ. )

---

* આ નિયમો મુખ્યત્વે મકાનવાળાં અને કસ્બા પુસ્તકાલયો સારી રીતે પાળી શકે.
+ અનુવાદકઃ શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર.

# કડી મહાલ ફરતી પુસ્તકાલય પરિષદ

ઉપર્યુક્ત પરિષદ કડી મહાલના ડાંગરવા ગામે તા. ૨૭–૧૨–૪૨ ના રોજ કલોલ વિભાગ શાળાધિકારી શ્રી. દામોદર ગોવિંદ માલસે સા. ના પ્રમુખપદે મળી હતી. પરિષદ–પ્રસંગે ગામને સુંદર રીતે શણગાર્યું હતું. સભાસ્થાન સરકારી શાળાના ચોગાનમાં રાખવામાં આવ્યું હતું. ત્યાં સ્થળે સ્થળે વિવિધ સૂત્રો ટાંગવામાં આવ્યાં હતાં. પરિષદની બેઠક માટે ખાસ મંડપ બાંધવામાં આવ્યો હતો. મહાલનાં પુસ્તકાલયોના આશરે ૬૦–૭૦ પ્રતિનિધિઓ હાજર હતા. ઉપરાંત પ્રાંત પુ. મંડળના પ્રમુખ શ્રી. જેઠાલાલ લા. પટેલ તેમ જ ફરતા પુસ્તકાલય ખાતાના અધ્યવેક્ષક શ્રી. એકનાથ પટેલ વગેરે હાજર હતા.

કાર્યક્રમ શરૂ થતાં સ્વાગતપ્રમુખ શ્રી. વરસાજી જીજીભાઇ ડાભીએ સ્વાગત કરતાં ગામનો ઐતિહાસિક તેમ જ ભૌગોલિક અને વસ્તી વગેરેનો પરિચય આપી, શિક્ષણવિષયક પ્રગતિ દર્શાવતાં કહ્યું કે, અહીંની રાજપૂત કોમમાં હવે કન્યાશિક્ષણ પણ ઠીક વિસ્તરતું જાય છે. કન્યાના વિવાહ વખતે વરપક્ષ તરફથી પૂછવામાં આવે છે કે, કન્યા શું ભણી છે–અર્થાત્ ગામમાં શિક્ષણપ્રચાર સારો છે.

છેવટે સહકારના સિદ્ધાંતો સમજાવી તેમનું વ્યાખ્યાન પૂરું કર્યું હતું.

બાદ પરિષદના વરાયેલા પ્રમુખશ્રીનું વ્યાખ્યાન થયું હતું. એ વ્યાખ્યાનમાં, મહાલની વસ્તીના પ્રમાણમાં સાક્ષરતાપ્રચારનું વિહંગાવલોકન આપી, એ પ્રવૃત્તિમાં પુસ્તકાલયોના સંચાલકોને સાથ આપવા વિનંતિ કરી હતી.

## પુસ્તકાલયોને જીવતાં રાખો.

આગળ ચાલતાં તેઓશ્રીએ જણાવ્યું કે, શાળાઓમાં તમામ વસ્તીનાં બધાં જ બાળકો ભણી શકે છે એમ નથી. કેટલાંક ગરીબાઇને લીધે, કેટલાંક નાનપણમાં મંદ હોવાને લીધે, કેટલાંક ગામ–પરગામ હોવાને લીધે ભણી શકતાં નથી અને છેવટે નિરક્ષર જ રહી જાય છે. આવા લોકોને લખતાં વાંચતાં કરવા માટે ખાતા તરફથી ઉદાર યોજના બહાર પડેલી છે. અને તેમાં શીખનારને ઘટતું ઉપયોગી સાધન આપવાનું અને કામ કરનારને યોગ્ય મહેનતાણું સાદીલવાર વગેરે આપવાનું ધોરણ નક્કી કર્યું છે તે આપ સહુની જાણમાં છે. સબબ આપે સહુએ આ કાર્યમાં સાથ આપી નિરક્ષર માણસોને નિદાન લખતાં વાંચતાં શીખવવા ઘટતો પ્રયાસ કરી અમને સંપૂર્ણ સહાય આપશો એવી આશા રાખું છું. તમારી સહાય વિના આ મહાભારત કામ પાર પડે તેમ નથી.

પુસ્તકાલયો સ્થાપવાનું અગત્યનું કામ ઘણેખરે સ્થળે થઇ ગયેલું છે. પણ આપણે તેટલાથી સંતોષ માની બેસી રહેવાનું નથી. પુસ્તકાલયો કાયમનાં જીવતાં જાગતાં રહે તેવા પ્રયત્નો થવાની ખાસ જરૂર છે. કેટલાક સ્થળેથી એવો સૂર કાને આવે છે કે, બજેટ બનતું નથી, બને છે તો પૂરતા પૈસા મળતા નથી ઇત્યાદિ આવી ફરિયાદો કદાચ પછાત ગામોમાંથી આવે તો તે બદલ વિશેષ કાંઇ કહેવાનું હોય નહિ. સારાં કહેવાતાં ગામોમાંથી પણ જ્યારે આવી ફરિયાદો આવે ત્યારે ખરેખર ગ્લાનિ થાય છે. સબબ આવી સ્થિતિ કોઇ પણ સ્થળે

ચાલુ ન રહે તે પ્રમાણે તજવીજ કરવા સૌને આગ્રહભરી વિનંતિ છે. આ અંગે બીજી બાબત એક એવી નજરે તરી આવે છે કે પુસ્તકાલય સ્થપાયાં ત્યારથી કેટલાંક સારાં પુસ્તકો જે પુસ્તકાલયોમાં અસ્તિત્વમાં છે તે બહોળા ઉપયોગથી જીર્ણ સ્થિતિમાં આવેલાં છે. આ પુસ્તકો એટલાં બધાં સારાં હોય છે કે તેમની જગાએ તુર્ત નવાં લાવી વસાવવાં જોઇએ. આમાં પણ પૈસાની ઉણપ આગળ આવે છે. પુસ્તકાલયોનું કામ શિક્ષકો કરે છે, પરંતુ હવે તેમને બદલે ગામના સુશિક્ષિત લોકોએ આગળ આવી પુસ્તકાલયની સ્થિતિથી વાકેફ થઇ ઉણપો દૂર કરવા મદદ કરવી જોઇએ.

## સ્ત્રીઓ-બાળકોમાં પુસ્તકાલયોનો પ્રચાર

પુસ્તકોના પ્રચાર સંબંધે સ્ત્રીઓમાં આ પ્રચાર ઘણા જ ઓછા પ્રમાણમાં છે. તો તેવો પ્રચાર ખાસ વધારવાની જરૂર છે. જ્યાં જ્યાં સ્ત્રીવાચકો મળી શકે ત્યાં ત્યાં યોગ્ય માર્ગ દર્શન કરી પુસ્તકોનો ઉપયોગ કરાવવો જોઇએ. પુસ્તકો વંચાવવાં એટલે વંચાવવાની ખાતર જ ગમે તે પુસ્તકો વંચાવવાનાં નથી, પણ જેને જે વિષય અગર બાબતથી વાકેફ થવું હોય તે બાબતનાં પુસ્તકો વાંચવાથી તેમનું ઇચ્છિત હિત સધાશે અને પુસ્તકાલયનો યોગ્ય ઉપયોગ થશે. શાળામાંથી ઉઠી ગયેલાં બાળકોને પુસ્તકાલયનો ખાસ લાભ લેવડાવવા ખાતાએ વખતોવખત હુકમો કરેલા છે. અને આવા બાળકોની યાદીઓ પુસ્તકાલયોમાં રાખવા ઠરેલું છે. પણ તપાસ કરતાં આવી યાદીઓ જે તે સ્થળે મળી આવતી નથી. આવી યાદીઓ વર્ષવાર રાખી આવા વિદ્યાર્થીઓને પુસ્તકોમાં રસ લેતા કરવાનું છે.

## કાયમનાં ટકે તેવી વ્યવસ્થા કરો.

ઉપરના વિવેચનથી આપને એમ લાગશે કે હું આપની ઉપણો બતાવું છું, પણ મારો હેતુ તેવો નથી. મારા અનુભવ પ્રમાણે મને જે જે બાબતો તપાસણી વખતે આગળ તરી આવે છે તે કેવળ દુરસ્ત થવાની ખાતર જ આપની સમક્ષ રજૂ કરું છું. અને તેમાં આપનો સાથ મેળવવા આશા રાખું છું. આપે પુસ્તકાલયો માટે કિંમતી મદદ આપેલી છે તે ભુલાય તેમ નથી, પણ પુસ્તકાલયો કાયમનાં ટકી શકે તે પ્રમાણે વ્યવસ્થા થવાની જરૂર છે. *હાલમાં જ પુસ્તકાલય ખાતા તરફથી પુસ્તકાલયોના મકાન માટે જે શરતો મૂકેલી છે તે* જોતાથી આપને જણાશે કે પુસ્તકાલયોની બાબતમાં હજુ કેટલુંક કામ કરવાનું બાકીમાં છે. પુસ્તકાલયો વસાવવાથી જ આપણું કામ થયું નથી. વાચકોની સંખ્યા વધવી જોઇએ. તે સંખ્યા ક્યારે વધે ? એ તો નિરક્ષર માણસો સાક્ષર થાય ત્યારે જ. હવે આ કામ કરવાનું જો અધુરું રહે તો પુસ્તકાલયનું મહત્ત્વનું અંગ અધુરું જ રહ્યું ગણાય. સબબ, આપ સૌએ આ પ્રશ્ન તરફ ખરા દિલથી ધ્યાન આપી ઉકેલ કરવા મદદ કરવી જોઇએ. તમારે ભૂલવું ન જોઇએ કે પુસ્તકાલયો તમારાં જ છે અને તમારે જ નભાવવાં જોઇએ. અને તેનો બહોળો ઉપયોગ પણ તમારે જ કરાવવો જોઇએ. પુસ્તકાલયો એ જ્ઞાન આપનારી પરબ છે, અને જ્ઞાન એ પવિત્ર વસ્તુ છે એમ શાસ્ત્રમાં પણ વર્ણવેલું છે. સ્ત્રીઓ વાંચવાથી અવળે માર્ગે દોરાશે એમ કેટલાક માને છે, પણ તે મિથ્યા છે. દરેક વસ્તુનો સારો તેમ જ ખોટો ઉપયોગ થઇ શકે છે. એથી આપણે ખોટાને જ માની તેની સારી બાજુ ન જોવી તે ભૂલભરેલું છે. ફરીથી

મારી આપ સૌને આગ્રહભરી વિનંતિ છે કે જ્ઞાન-મંદિરો જીવતાં જાગતાં રાખો અને તેનો બહોળો પ્રચાર કરાવો. આ કામ કરવામાં અને કરાવવામાં અમે સૌ પણ તમારી સાથે જ છીએ. દોરવણી આપવા માટે સરકારે પુસ્તકાલય ખાતુ રાખ્યું છે. એટલે તે પણ આપણને કિંમતી સલાહ આપે છે તો તેનો ચુસ્તપણે અમલ કરી શકય તેટલો લાભ આપણા બંધુઓને અપાવવા વિનંતિ છે.

છેલ્લે પ્રમુખશ્રીએ પરિષદના કાર્યકરોનો તેમ જ ડાંગરવા ગામનો પરિષદ ભરવા બદલ આભાર માન્યો હતો.

પ્રમુખશ્રીનું ભાષણ થઇ રહેતાં ડાંગરવાના પુસ્તકાલયનું નિવેદન રજૂ કરવામાં આવ્યા બાદ મહાલ પુ. મંડળના મંત્રી–પ્રમુખનાં નિવેદનો વંચાયાં હતાં. કાર્યક્રમ દરમિયાન વચ્ચે વચ્ચે બાળાઓના ગરબા તથા વિદ્યાર્થીઓના સંવાદ વગેરેનો કાર્યક્રમ પણ યોજાયો હતો. ઉપરાંત અન્ય વક્તાઓનાં વિવેચનો પણ થયાં હતાં.

ત્યારબાદ નીચે પ્રમાણેના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—શ્રીમંત પરમ કૃપાળુ મહારાજા સા. શ્રી. પ્રતાપસિંહ ગાયકવાડ એઓશ્રીને કુટુંબ-સહ આ પરિષદ દીર્ઘાયુ ઇચ્છે છે.

**ઠરાવ ૨**—કડી મહાલનાં એકેએક શાળા-વાળાં ગામે પુસ્તકાલય સ્થપાઇ ગયાં છે, તેમ હવે દર વર્ષે તે પુસ્તકાલયો અચૂક બજેટ બનાવે જ એવી તકેદારી જે તે જૂથ મંડળ રાખે એવી આ પરિષદ આશા રાખે છે.

**ઠરાવ ૩**—આ મહાલનું જે પુસ્તકાલય બાકી હોય તેમણે પુ. સ. સ. મંડળનો રૂા. ૨૫) નો નિદાન એક શેર લે એવી આ પરિષદ ભલામણ કરે છે.

### વિવિધ સામયિકોના વાચકવર્ગને ઓળખી કાઢો.

એક સામયિકનું પ્રકાશન કરતી કંપનીએ પોતાના ગ્રાહકો કેવા વર્ગના કેટલા ટકા છે તે અને સામયિકના વાચનની અસરો કેવી છે તેની તપાસ કરવા માટે એક માનવદયા સ્ત્રીમંડળ કાઢેલું. આ સ્ત્રીમંડળના પ્રતિનિધિઓ જુદાં જુદાં શહેરો અને પરગણાંઓમાં ઘેરેઘેર ફરતાં અને ધર્માદા હૉસ્પિટલો-માં પડેલાં દર્દીઓ માટે જૂનાં સામયિકો ઉઘરાવતાં. આવી રીતે સામયિકો ઉઘ-રાવવામાં ઘરની સ્ત્રીઓની સહાનુભૂતિ મળતી અને સાવ સ્વાભાવિક રીતે જ સામયિકોની પસંદગી, કોને કેવાં ગમે છે તે વિષે તથા અમુક સામયિકના અમુક લેખો વિષે નિખાલસ વાતો થતી. આ આખીય પ્રવૃત્તિને પરિણામે કયા વર્ગના કેટલા ટકા માણસો પોતાનું સામયિક વાંચે છે અને તેનાં કયાં અંગો શા માટે લોકપ્રિય છે અને કયાં અંગો ઉમેરવાની જરૂર છે તેમ જ કયા વર્ગને લેઇતું બીજું સાહિત્ય પીરસવાની જરૂર છે એ બધાના વિગતવાર આંકડા કંપની મેળવી શકી. આ બધી માહિતી બીજી કોઇ રીતે એકઠી થાત જ નહિ.

બીજા એક અઠવાડિક પત્રે પોતાના એક નવા વિભાગની લોકપ્રિયતા અને ઉપયોગિતા તપાસવા માટે ખાસ પસ્તી લેનારા છોકરાઓ રાખ્યા હતા અને એમાં આવેલી પોતાના અઠવાડિકની નકલોમાંથી કાપી લેવાયેલાં પાનાં કે કૉલમોના આંકડા તૈયાર કર્યા હતા।

"પ્રજાબંધુ" ૮–૧૧–૪૨

**ઠરાવ ૪**—પુસ્તકાલયો સ્થપાયા પછી અને તેનું દર વર્ષે બજેટ બન્યા પછી મહત્ત્વનું કાર્ય પુસ્તકવાચન અને વાચકોની સંખ્યા વધારવાનું છે તેમ આ પરિષદ માને છે. માટે દરેક પુસ્તકાલયે ગ્રામ વાચક મંડળની યોજના ખાતા તરફથી જાહેર થયા પ્રમાણે કરે એવી ભલામણ છે.

ઠરાવ ૫—શાળા છોડી ઉઠી ગયેલાં બાળકોમાં પુસ્તકો ખૂબ વંચાય તે માટે છેલ્લાં પાંચ વર્ષમાં ઉઠી ગયેલાં બાળકોની યાદી જે તે પુસ્તકાલય રાખે અને તેમનામાં પુસ્તકવાચનનો પ્રચાર ખૂબ વધે તે તરફ પુસ્તકાલયોના મંત્રી ભાઈઓનું આ પરિષદ ધ્યાન ખેંચે છે.

ઠરાવ ૬—આદર્શ પુસ્તકાલય બનાવવા માટે ખાતા તરફથી જે યોજના બહાર પાડવામાં આવી છે તે પ્રમાણે દરેક પુસ્તકાલય અમલ કરે અને આદર્શ બને તે માટે મહાલનાં તમામ પુસ્તકાલયોના મંત્રી ભાઈઓને આ પરિષદ ભલામણ કરે છે અને સારા પુસ્તકાલય તરીકે બોરીસણા સા. પુ. નું નામ ખાતા તરફથી જાહેર થયેલું હોઈ બોરીસણા સા. પુ. ના મંત્રીને ધન્યવાદ આપવામાં આવે છે.

ઠરાવ ૭—જે ગામે કન્યાશાળા હોય ત્યાં બાળાઓને વાંચવા લાયક પુસ્તકોની પેટી, તે શાળાની શિક્ષિકાને આપવી અને તેમણે મહોલ્લામાં સ્ત્રીઓમાં વાચનનો પ્રચાર વધારવા પ્રયાર કરવો એમ ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૮—સેન્ટરની શાળાના મહેતાજીઓએ તાબાના પુસ્તકાલયોની દર વર્ષે નિયમિત તપાસણી કરવા ઠરેલું છે તે પ્રમાણે કરી છેલ્લા ત્રિમાસિક નિવેદન વખતે જણાવવા આ પરિષદ ભલામણ કરે છે.

ઠરાવ ૯—દરેક પુસ્તકાલયની તપાસણી થાય છે અને ઑડિટો અપાય છે, પણ તેનો વેળાસર નિકાલ થતો નથી તેથી નિદાન ત્રણ માસમાં ઑડિટોનો ખુલાસો કરાવી લેવા આ પરિષદ ભલામણ કરે છે. ( છેલ્લા ત્રિમાસિક નિવેદનમાં જણાવવું. )

ઠરાવ ૧૦—ગ્રામ પંચાયતો તરફથી પુસ્તકાલયોને મળતી રકમ મરજીઆત કામોમાં ગણાય છે તેને બદલે ફરજીઆત કામોમાં તેનો સમાવેશ કરવાનું ઠરાવી તે ધોરણે મદદ મળવા આ પરિષદ ભલામણ કરે છે. આ ઠરાવની નકલ મહેસાણા પ્રાંત પુ. મંડળ મારફતે મે. રા. રા. સરસુબા સા. તરફ મોકલવા ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૧૧—ડાંગરવા ગામે આ પરિષદ ભરી જે જહેમત ઉઠાવી પરિષદને સફળ કરી છે તે બદલ આ પરિષદ આભાર માને છે.

ઠરાવ ૧૨—ડાંગરવા ગામના યુવક મંડળનો પરિષદની વ્યવસ્થા જાળવવા માટેનો તથા ઠરાવ ૧૩—પ્રમુખશ્રીના આભારદર્શનનો થયો હતો.

છેલ્લે પ્રમુખશ્રીએ ઉપસંહાર કરતાં જણાવ્યું કે, આવતી સાલ આ જ વખતે આપણે આ ગામે પુસ્તકાલયના સ્વતંત્ર મકાનની ઉદ્દઘાટનક્રિયા કરવા એકઠા થઈએ એવી હું આશા રાખું છું. આ ઉપરથી આવા સ્વતંત્ર મકાન માટેની લખણી થઇ લગભગ સાતસો રૂપિયા જેવી રકમ થઈ હતી. અને હજુ વધુ રકમ થશે એવી સ્વાગતપ્રમુખ શ્રી. ડાભી વરસાજી જીજીભાઈએ આશા વ્યક્ત કરી હતી. છેવટે આ કાર્યક્રમમાં ભાગ લેનાર બાળકોને પ્રમુખના વરદ હસ્તે ઇનામ અપાયાં હતાં અને રાજગીત ગવાઇ શ્રીમંતના જયઘોષ વચ્ચે સભાનું કામકાજ સમાપ્ત થયું હતું.



**૧ સંસારમાં સ્વર્ગ**—(ત્રીજી આવૃત્તિ) લેખકઃ સ્વ. અમૃતલાલ સુંદરજી પઢિયાર, પ્રકાશકઃ સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. રૉયલ બાર પેજી કદનાં પૃષ્ઠ ૨૪+૩૨૪, કવર આચ્છાદન સહિત બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂા. ૧–૬–૦.

સ્વ. પઢિયારે સ્વર્ગનાં પુસ્તકો લખીને સાચે જ, ગુજરાતી જનતા પર મહાન ઉપકાર કર્યો છે અને તેને વખતોવખત પ્રસિદ્ધિમાં મૂકીને સ્વ. સ્વામી અખંડાનંદજીએ ગુજરાતી–આમ ગુજરાતી–આલમ પર પરમ આશીર્વાદની વર્ષા કરી છે. એ સ્વર્ગનાં પુસ્તકોમાં, જે જ્ઞાન વેદાંતનાં પુસ્તકોમાંથી માત્ર વિદ્વાનો જ સમજી શકે તેવું છે તેને આ સ્વર્ગનાં પુસ્તકોમાં સરળ ભાવવાહી અને સચોટ ભાષામાં રજૂ કરાયું છે; જ્ઞાન, ભક્તિ અને કર્મનો આ પુસ્તકોમાં લેખકે સુંદર સમન્વય સાધેલો છે અને તે એવી ઘરગથ્થુ ભાષામાં રજૂ કરાયેલ છે કે ગામડે વસતો નિરક્ષર માણસ પણ એના શ્રવણમાત્રથી એ વિષયો સમજી શકે તેમ છે.

એ જ રીતે લેખકે, આ પુસ્તકમાં સંસારમાં માનવીફરજોનું, અસરકારક રીતે અને દાખલા-દૃષ્ટાંતોપૂર્વક વાચકના મનમાં ઠસી જાય તેવી શૈલીએ કર્મ અને ભક્તિનાં રહસ્યો ખુલ્લાં કરી બતાવ્યાં છે. સાચે જ, સ્વર્ગની ઝંખના કરનારાં વેવલાં માનવીઓને ઘેર બેઠાં જ ગંગાનું હૂબહૂ દર્શન કરાવ્યું છે–માનવી માનવી પ્રત્યેની ફરજોનું આબાદ ભાન કરાવ્યું છે.

આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ વિવિધ ગ્રંથમાળાના સં. ૧૯૯૮ ના ગ્રાહકોને ગ્રંથમાળાના ૭૫૮ થી ૬૦ મા અંકરૂપે અપાયેલ છે.

હવે તો, જે પુસ્તકાલયોમાં એ પુસ્તક વર્ષો પહેલાં વસાવાયું હશે ત્યાં જીર્ણ થઈ કદાચ નાશ પામી ગયું હશે એટલે દરેક પુસ્તકાલય પોતાને ત્યાં એ વસાવી લેવાની આ તક રખે ચૂકે.

**૨ Non-Vilence in Peace & War—by M. K. Gandhi;** પ્રકાશકઃ નવજીવન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. ડેમી કદનાં પૃષ્ઠ ૧૬+૬૦૮, મજબૂત કવર આચ્છાદન સહિત બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂા. ૪).

નવજીવન પ્રકાશન મંદિર તરફથી ગાંધીજીના "યંગ ઇન્ડીઆ", "નવજીવન", અને "હરિજનબંધુ"માં આવી ગયેલા ચિરંજીવ સાહિત્ય સરખા વિષયવાર લેખોના સંગ્રહોને પુસ્તકાકારે પ્રકટ કરવાની યોજના કરી હતી. તદનુસાર આ અગાઉ જુદા જુદા વિષયો પર ગુજરાતી, હિંદી અને અંગ્રેજીમાં કેટલાંક પુસ્તકો પ્રસિદ્ધ કરાયાં છે. એ જ યોજનાનુસાર આ અંગ્રેજી પુસ્તક પણ શાન્તિકાળે અને યુદ્ધકાળે અહિંસાની શક્યાશક્યતા પર ચિરંજીવ પ્રકાશ પાડે તેવા વીણી કાઢેલા ગાંધીજીના લેખો તેમ જ તેના પર સમજૂત આપતી સ્વ. મહાદેવભાઈની નોંધભર્યા લેખો ( ૧૯૪૦ સુધીના ) સંગ્રહાયા છે. આજે યુદ્ધકાળે આપણે ત્યાં જે

પરિસ્થિતિ વર્તમાન છે તેવે વખતે આ પુસ્તકનો અભ્યાસ ખસૂસ આવકારદાયક છે. ગાંધીજી સાક્ષાત્ અહિંસાના અવતારસ્વરૂપ છે. તેમના સદુદ્દેશયુક્ત સદુપદેશોનું, આ કાળે મનન કરવામાં આવે તો આજે ઉપસ્થિત થતી ઘણી ઉપાધિઓ ટળી જાય.

પુસ્તક અંગ્રેજીમાં હોવાથી કસ્બા પુસ્તકાલયો ખરીદી શકે. દરેક કસ્બા પુસ્તકાલય આ પુસ્તક અચૂક વસાવી લે.

**3 Women & social Injustice—by M. K. Gandhi.** પ્રકાશક અને પુસ્તકનું કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠસંખ્યા ૧૨+૨૭૬, મૂલ્ય રૂા. ૨.

ઉપર્યુક્ત પ્રકાશન સંસ્થા દ્વારા ઉપર જણાવેલી યોજના મુજબ આ પુસ્તક પણ પ્રકટ કરવામાં આવ્યું છે. તેમાં આપણી સ્ત્રીઓને પાછળ રાખવાની આપણા સમાજની નીતિ તેમ જ એ સ્ત્રીસમાજને લગતા વિવિધ પ્રશ્નોની છણાવટ કરતા ગાંધીજીના તેમનાં ઉપર્યુક્ત સાપ્તાહિકોમાં આવી ગયેલા ચિરંજીવ લેખો આ પુસ્તકમાં સંગ્રહવામાં આવ્યા છે.

આપણા સ્ત્રીસમાજની અવનત દશાનો ખ્યાલ આપતા તેમ જ તેના ઉદ્ધારના સરળ જ્ઞાનસરખા આ લેખોનું પુસ્તક દરેક કસ્બા પુસ્તકાલય પોતાને ત્યાં અવશ્ય વસાવી લે.

**૪ સ્વ. દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇનાં ભાષણો અને લેખોઃ—** (આવૃત્તિ ત્રીજી) સંગ્રાહકઃ શ્રી. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર, બી. એ. પ્રાપ્તિસ્થાનઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ડેમી કદનાં પૃષ્ઠ ૭૬+૫૭૨, મજબૂત કવર આચ્છાદન સહિત બોર્ડ પટીનું પૂઠું, મૂલ્ય રૂા. અઢી.

ઇ. સ. ૧૮૭૬ થી ૧૮૯૯ સુધીનાં વર્ષો દરમિયાન વડોદરા રાજ્યના એક ઉચ્ચ ન્યાયાધિકારી સ્વ. દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇના વિવિધ વિષયો પરનાં ભાષણો અને લેખોનો આ પુસ્તકમાં સંગ્રહ છે.

દી. બ. અંબાલાલભાઈ એમના સમકાલીન શ્રી. હરગોવિંદદાસ કાંટાવાળા અને પ્રખ્યાત ગણિતશાસ્ત્રી શ્રી. લાલશંકર ઉ. ત્રવાડીના જેવા જ એક જાહેર કાર્યકર હતા. એઓ એક તરફ એક મોટા ન્યાયાધિકારી હતા તો બીજી બાજુ એક ઉચ્ચ કક્ષાના સમાજસુધારક અને સેવક હતા. એઓ તત્કાલીન સાહિત્યકારોમાંના પણ એક હતા. એમણે તે વખતનાં સામયિકોમાં લખેલા લેખો અને આપેલાં જાહેર વ્યાખ્યાનો આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે.

આજે આટલા વર્ષે પણ એ લેખો-વ્યાખ્યાનો વાંચતાં આપણને જાણે કોઈ નવી જ વિચારશ્રેણીમાં વિહારતા હોઇએ તેમ સહજ થઇ આવે છે.

આ પુસ્તકની બીજી આવૃત્તિ સ્વ. શ્રી. મોતીભાઇ સાહેબે તેમ જ ગૂજરાત વિદ્યાપીઠે ખાસ આવકારીને અનુક્રમે એને ચરોતર એજ્યુકેશન સોસાઇટિની અને ગૂજરાત વિદ્યાપીઠની શાળામાં પાઠ્ય પુસ્તક તરીકે ચાલુ કરી હતી.

સ્વર્ગસ્થના આ લેખો—ભાષણોમાંના વિચારો આજે પણ નવા જેવા જ લાગે છે. દરેક પુસ્તકાલય પોતાને ત્યાં આ પુસ્તક વસાવી લેવા પ્રયત્ન કરે.

**૫ વીર વનરાજ**—લેખક અને પ્રકાશકઃ શ્રી. ધૂમકેતુ; (ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી)

મળવાનું સ્થળઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮૦+૪, બોર્ડ પટીનું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦–૬–૦

સયાજી બાલજ્ઞાન માળાના ૧૭૪ મા પુસ્તક તરીકે ગુજરાતના એક ઐતિહાસિક વીર-નર વનરાજનું બાલભોગ્ય શૈલીએ લખાયેલું આ જીવનચરિત્ર છે. માનવનું જીવનચરિત્ર ઘડવામાં, થઈ ગયેલા આદર્શ મહાપુરુષોનાં જીવનચરિત્રો ખૂબ અગત્યનો ભાગ ભજવે છે.

ગુજરાતના ઇતિહાસને પાર્શ્વભૂમિરૂપે રાખી મળેલી ઐતિહાસિક સામગ્રી પરથી લેખકે આ પુસ્તક તૈયાર કર્યું છે. બાળકોને નિશાળોમાં ઇતિહાસ ભણાવવાની શુષ્ક રીતિ કરતાં આવાં જીવનચરિત્રો અને વાર્તા દ્વારા શીખવાતો ઇતિહાસ ખૂબ અસરકારક નીવડે છે; એ રીતે જોતાં ઇતિહાસના એક ભાગરૂપ લેખી શકાય તેવા આ પુસ્તકને દરેક શાળાપુસ્તકાલયમાં સ્થાન હોવું જોઈએ.

શ્રી સયાજી બાલજ્ઞાનમાળાના સંચાલકો આવી શૈલીએ નવીન રૂપે રજૂ કરાતા જીવનચરિત્રના સાહિત્યને પ્રસિદ્ધિ આપતા રહે એમ ઇચ્છીએ.

૬ બ્રહ્મદેશ—લેખકઃ શ્રી. રમેશનાથ રંગનાથ ગૌતમ; પ્રકાશકઃ ધી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિન્ટિંગ પ્રેસ, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨+૨૨૪, કવર આચ્છાદન સહિત બોર્ડ પટીનું પૂઠું, મૂલ્ય રા. ૧–૨–૦

ઘણાં વર્ષો સુધી બર્મા-રંગૂનમાં રહેલા આ વિદ્વાન પત્રકારે સંખ્યાબંધ પુસ્તકોની મદદ વડે તેમ જ કેટલાક પ્રત્યક્ષ જ્ઞાનપૂર્વક લખેલ બર્માને લગતું આ પુસ્તક આવકારદાયક છે.

પ્રાચીન કાળથી ભારતવર્ષને બ્રહ્મદેશ સાથે સંબંધ હતો; હિંદ અને બર્મા તો જાણે ગઈ કાલ સુધી એક જ દેશરૂપ ગણાતા હતા. એ હિંદના એક ભાગ જેવા પ્રદેશની ઐતિહાસિક અને ભૌગોલિક તેમજ ઈતર માહિતીથી ભરપૂર આ પુસ્તક લેખકે તૈયાર કર્યું છે. એમાંથી બ્રહ્મદેશ વિષે જાણવા જોગ ઘણી હકીકતો મળે તેમ છે. દાખલા તરીકે ત્યાંના લોકો, ત્યાંના જ્યોતિર્ધરસ્વરૂપ ગણાય તેવી વિરલ વ્યક્તિઓ, તેમ જ છેક બર્માના પતનના લગભગ સુધીને લગતી માહિતી આ પુસ્તકમાંથી મળે તેમ છે. પુસ્તકના બીજા ખંડમાં ત્યાંનાં મંદિરો તેમ જ ત્યાંની ધરતીના ધાવણ સમું લોકસાહિત્ય, ઉત્સવો અને છેલ્લે એના પાટનગર રંગૂન વિષેની સભર માહિતી ભરેલી છે.

લેખનશૈલી એટલી રોચક અને પ્રેરક છે કે તે વાંચતાં, બીજાં કેટલાંક પુસ્તકોના મુકાબલે જરાય શુષ્ક લાગે તેમ નથી.

પુસ્તકાલયોમાં આવાં સ્થળવર્ણન અને સંસ્કૃતિપ્રેરક પ્રવાસપુસ્તકો પોતાને ત્યાં વસાવાય એ ઇચ્છનીય છે.

૭ દુનિયાની દુગ્ધાથી દૂર—મૂળલેખકઃ મહાત્મા જેમ્સ એલનઃ પ્રકાશકઃ રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨+૧૦૮, સાદું પૂઠું, મૂલ્ય ૦–૪–૦

જાણીતા તત્ત્વચિંતક મહાત્મા જેમ્સ એલને લખેલ **Above Life's Turmoil** નો સ્વ. શ્રી. જાદવરાય હકુમતરાય દેસાઇએ ગુજરાતીમાં રજૂ કરેલો આ અનુવાદ છે. આ પહેલાં વર્ષો અગાઉ એ " સુન્દરી સુબોધ " માં છપાયેલું હતું. ત્યારબાદ આજે

એ પુસ્તકાકારે ઉપર્યુક્ત સંસ્થા દ્વારા પ્રકટ થાય છે. માણસ દુઃખી થતાં એનાથી દૂર થવા પ્રયત્ન કરે છે, પરંતુ એ તેનાથી નાસીને જ્યાં પણ જાય છે ત્યાં એનો-એના પૂર્વકર્મના યોગે-પીછો છોડતું નથી. એવી અવસ્થા પામનાર માટે શાંતિનો માર્ગ સૂચવનાર આ પુસ્તકમાંના વિચારો આશીર્વાદ રૂપ થઇ પડે તેવા છે.

મણિલાલ પ્ર. વ્યાસ

૮ ચાંદની—પ્રયોજકઃ મોંઘીબહેન, પ્રકાશકઃ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય; ગાંધી રસ્તો, અમદાવાદ; પૃ. ૩૨, કિં. ૦-૫-૦, આવૃત્તિ ૨ જી.

ગુર્જર બાલ ગ્રંથાવલિ શ્રેણી ત્રીજીનું આ પ્રથમ પુસ્તક છે. આ એની બીજી આવૃત્તિ હોઈ તેમાં બે સુંદર ચિત્રો આપવામાં આવ્યાં છેઃ (૧) કોનું જોર વધારે ? (૨) કાનકટી, (૩) સોનેરી પક્ષી, (૪) સમુદ્ર ખારો કેમ ? અને (૫) ચાંદની, એમ પાંચ વાતો છે. મોંઘીબહેનને હાથે લખાયેલી આ વાતો બાળકોને ગમે એવી છે. છાપકામ, બાંધણી વગેરે સારાં છે.

૯ ધરતીનો બાળમેળો—લેખકો : ઇંદુપ્રસાદ ભટ્ટ, અને મણિલાલ ઠાકર, પ્રકાશક : નવચેતન સાહિત્ય મંદિર. ૨૪૫૬, ભદ્ર-અમદાવાદ, પૃ. ૪૪, કિં. ૦-૬-૦.

આ ' આપણી બાળ ગ્રંથમાળાના વર્ષ ૬ નું પુસ્તક ૭ મું છે. પુસ્તકનું વસ્તુ અંગ્રેજીમાંથી લીધું છે, છતાં લેખકોએ એવી કાળજી રાખી છે કે જાણે સ્વતંત્ર ન લખાયું હોય ! આમાં પીટ, પયેર, સાલ બેટરી અને તાનસેન, રાણી, બિલ્લી, યાસીન, સંદ્રા, એવાં જુદા જુદા દેશનાં ને જુદી જુદી જાતનાં બાળકોનાં ઓળખાણ આપ્યાં છે. નામ વાંચીને જ નવાઇ લાગે છે. બાળકોને આ ' બાળમેળા 'માંથી ઘણું ઘણું જાણવાનું મળશે.

૧૦ પુરાણનાં પાત્રો-(૧) સીતા, (૨) હનુમાન, (૩) ધ્રુવકુમાર, (૫) શ્રીકૃષ્ણ (૫) રામચંદ્ર—લેખકઃ શારદાપ્રસાદ વર્મા, પ્રકાશકઃ યુગાંતર કાર્યાલય, ગોપીપુરા, સુરત. (૧) પૃ. ૨૦ કિંમત ૦-૧-૬, (૨) પૃ. ૫૦, કિંમત ૦-૧-૬, (૩) પૃ. ૧૬ કિંમત ૦-૧-૬. ( ૪) પૃ. ૩૬ કિંમત ૦-૪-૦, (૫) પૃ. ૪૦, કિંમત ૦-૫-૦.

ભાઇ શારદાપ્રસાદ વર્માએ ' પુરાણનાં પાત્રો ' લખીને બાલજનતા ઉપર મોટો ઉપકાર કર્યો છે. શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવને આ પહેલાં આ દિશામાં પ્રયત્ન કરેલો. સરળ બાળભાષામાં લખાયેલાં આ પાત્રો ખરેખર બાળકોને ગમી જશે.

પ્રકાશનસંસ્થાને એક વિનંતિ કે હનુમાનની છપાઇ અને બાંધણી બીજાં પુસ્તકોની જેમ રાખી હોત, તો પાકી બાંધણીમાં વિશેષ ઉપયોગી થાત.

શ્રીકૃષ્ણમાં જરાસંધ, શિશુપાલ અને રામચંદ્રમાં ભરત, લક્ષ્મણ, રાવણ જુદાં પાડયાં હોત તો ઠીક. પ્રયત્ન પ્રશસ્ય છે. ' દ્રષ્ટા '

૧૧ કલ્યાણી —પ્રયોજકઃ શ્રી. રમણીકલાલ જયચંદભાઇ દલાલ, પ્રકાશકઃ જીવન કાર્યાલય, ઝવેરીવાડ અમદાવાદ; સન ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૧૬૮; સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨-૦-૦,

'સ્ત્રીજીવન' માસિકના સં. ૧૯૯૮ ના ભેટપુસ્તક તરીકે પ્રસિદ્ધ થતું આ પુસ્તક એક સામાજિક વાર્તા છે. 'કલ્યાણી' એ આ વાર્તાનું એક કરુણ સ્ત્રીપાત્ર છે. પોતાના પર ઉપકાર કરનાર યુવકને, મુશીબતોમાં સપડાયલો જોતાં, તે પોતાની જાત વેચીને પણ યુવકની વ્હારે ધાય છે. અને છેવટે, તે યુવકને, ફરીથી પણ, પોતાને લીધે જ, દુઃખમાં મુકાયલો જોતાં, પોતાની પારાવાર કંગાલિયત અને અંધ સ્થિતિમાં આવી ગયેલી હોવા છતાં, તેના સુખની ખાતર દૂરની દૂર ભાગી જાય છેઃ એ આ વાર્તાનું મૂળ વસ્તુ છે. વાર્તાનું આ વસ્તુ તો સામાન્ય છે; છતાં જાત વેચીને પણ યુવકની વ્હારે ધાવાનો અને છેવટે તેના સુખની ખાતર તેનો ત્યાગ પણ કરવાનો કલ્યાણીનો આદર્શ બોધપાત્ર છે.

**૧૨ શરદ્‌વાણી**—અનુવાદકઃ શ્રી. રમણલાલ સોની, પ્રકાશકઃ શ્રી હરિહર પુસ્તકાલય, ટાવર રોડઃ સૂરત; સન ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૧૪૪; સચિત્ર આચ્છાદન સહિત બોર્ડ પટીનું પૂઠું; મૂલ્ય રૂ. ૨–૦–૦.

બંગાળના જાણીતા વાર્તાકાર શરદ્‌બાબુને આજે ગુજરાતમાં કોણ નથી ઓળખતું ? તેઓનો વાર્તારસ આજ સુધી આપણે ખૂબ પીધો; છતાં જાણે ધરાયા તો નથી જ, અને હવે તે ખૂટવા પણ આવ્યો છે એમ આ પુસ્તક પરથી લાગે છે. જો તેમ ન હોત તો શ્રી. રમણલાલ સોની, આ પુસ્તકને બદલે તેમની કોઈ વાર્તા જ આપણને આપત. આ પુસ્તકમાં શ્રી. શરદ્‌બાબુનાં વ્યાખ્યાનો અને લેખોના સંગ્રહનો અનુવાદ અપાયો છે અને તે બે ભાગમાં વહેંચાયેલો છેઃ એક 'સાહિત્ય' અને બીજો 'સ્વદેશ': 'સ્વદેશ' વિભાગમાંના સંગ્રહમાં 'મારી વાત'; 'સ્વરાજસાધના અને નારી'; 'શિક્ષણનો વિરોધ'; 'દેશબંધુનાં સંસ્મરણો'; અને 'દેશબંધુને અભિનંદનપત્ર' એ સઘળા ખાસ વાંચવા જેવા છે. આ સંગ્રહમાંથી દેશસેવા, સ્ત્રીજાતિ અને હાલની શિક્ષણપ્રણાલિકા ઉપર શ્રી. શરદ્‌બાબુના ઘણા સુંદર વિચારો અને આદર્શો આપણને જાણવા મળે છે. 'સાહિત્ય' વિભાગના સંગ્રહમાંથી પણ વાર્તાકારો અને સાહિત્યકારોને ઘણું ઘણું જાણવાનું મળે તેમ છે. ઉપરાંત એમની વાર્તાઓમાં ખૂબ રસ લેતા વાચકોને પણ, તેઓની વાર્તાઓ કયા હેતુ અને આદર્શથી લખાઈ છે તે પણ આ વિભાગમાંથી જાણવા મળે તેમ છે. આ વિભાગમાં 'સાહિત્ય અને નીતિ'; 'સાહિત્યમાં કલા અને અનીતિ'; 'આધુનિક સાહિત્યનો બચાવ', 'સાહિત્યમાં નીતિ અને રીતિ'; તેપનમી અને પંચાવનમી જન્મતિથિ નિમિત્તે મળેલા અભિનંદનનો જવાબ; 'શેષપ્રશ્ન'; અને 'રવિન્દ્રનાથ' વગેરે વ્યાખ્યાનો ખાસ વાંચવા જેવાં છે.

'અ–દ્રષ્ટા'

---

નિરાશ થવું, ચીડિયાં કરવાં, ચિન્તા કરવી, બબડાટ કરવો, પરનિંદા કરવી અને રોદણાં રોવાં આ બધા સડેલા વિચારો છે–મનના રોગો છે. તેઓ મગજની દુર્દશા દર્શાવે છે, અને જે આ રોગોથી પીડાતા હોય તેમણે પોતાના વિચાર ને વર્તન સુધારવાં જરૂરનાં છે. ખરું છે કે સંસારમાં પાપ અને દુઃખ ઘણું છે, અને તે કારણે આપણા પૂર્ણપ્રેમ અને દયાભાવની જરૂર છે; **આપણાં રોદણાંની જરૂર નથી**; તે તો ઠેરઠેર છે.

—**મહાત્મા જેમ્સ એલન**



**મેસર્સ એન. એમ. ઠક્કરની કું. મુંબઇ તરફથી**

૧ અભિમાન—( મૂળ લેખકનું નામ નથી ) અનુવાદકઃ શ્રી. મૃદુલ; મૂલ્ય રૂા. ત્રણ.

**શ્રી નવચેતન સાહિત્ય મંદિર–અમદાવાદ તરફથી**

૨ ચંદા—લેખકઃ શ્રી. ઇંદ્ર વસાવડા; એમ. એ. મૂલ્ય રૂા. ૨–૮–૦

**રામકૃષ્ણ સેવા સમિતિ–અમદાવાદનાં પુસ્તકો**

૩ શ્રી રામકૃષ્ણ ( કિશોરો માટે )—લેખકઃ શ્રી. પ્રફુલ્લ પ્રાણલાલ ઠાકોર; મૂલ્ય લખ્યું નથી.

૪ દુનિયાની દુગ્ધાથી દૂર—મૂળલેખકઃ મહાત્મા જેમ્સ એલન; અનુ.: જાદવરાય હકુમતરાય ઠાકોર; મૂલ્ય ૦–૪–૦

**હરિહર પુસ્તકાલય–સૂરતનાં પુસ્તકો**

૫ શરદવાણી—અનુઃ રમણલાલ પી. સોની; મૂલ્ય રૂા. ૨–૦–૦

**અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો**

૬ પ્રશ્નોત્તરી અને પ્રાસંગિક—સંપાદકઃ નટવરલાલ જેઠાલાલ શુક્લ; પ્રકાશકઃ મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, માણેકચોક, અમદાવાદ. મૂલ્ય ૦–૧૨–૦

૭ સંવેદના—લેખકઃ શ્રી. નંદકુમાર પાઠક; પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠીની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨ મૂલ્ય રૂા. દોઢ

૮ આધુનિક આકાશવાણી—લેખકઃ શ્રી. રાજેન્દ્ર મોતીચંદ ઝવેરી; D. E. D.; પ્રકાશકઃ વીજળીની દુનિયા કાર્યાલય, મોટી ચાંપાનેરી સોસાયટિ, વાડજરોડ અમદાવાદ. મૂલ્ય ૦–૮–૦.

૯ વિજળીની પરીક્ષાના પ્રશ્નોત્તર—લેખકઃ શ્રી. રામભાઇ પુરુષોત્તમદાસ પટેલ; પ્રકાશકઃ ઉપર પ્રમાણે; મૂલ્ય રૂા. ૧–૪–૦.

૧૦ વીજળીનો આંચકો લાગે ત્યારે થતી અસર અને તેના ઉપચારો—લેખકઃ શ્રી હરિલાલ મંગળદાસ ત્રિવેદી; મૂલ્ય ૦–૧–૬.

---

અવિચારી મનુષ્યો ઉચાટમાં રહીને દુઃખ ભોગવે છે ને તેમને આત્મજ્ઞાન થતું નથી; મનન કરનાર મનુષ્યો સુખશાંતિ ભોગવે છે અને તેમને અવિનાશી બ્રહ્મનું જ્ઞાન થાય છે.

વિકારી અને વદેખી મનુષ્યો આંધળા જેવા હોય છે. તેઓ સારાસારનો વિચાર કરી શકતા નથી. તેઓ તેમની આસુરી વૃત્તિઓને છૂટી મૂકી તેમના આત્માનો વધ કરતા રહે છે.

# સાહિત્ય અને સંસ્કૃતિનાં વહેણ

આપણા નવલનવેશ અને રાજ્યમાં ભરાયેલી કેટલીક પુસ્તકાલય પરિષદોના વરાયેલા પ્રમુખ સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઈ વડોદરા રાજ્યના પ્રકાશન અમલદારના પદેથી શ્રીમંત મહારાજા સાહેબના હુઝૂર કામદારના ઉચ્ચ પદાધિકારી નિમાયા છે. એઓશ્રીને પ્રાપ્ત થયેલ આ પદાધિકાર માટે હરેક ગુર્જર ભાષાભાષી જરૂર ગૌરવ અનુભવશે. આપણા માનીતા એ સાક્ષરને એ માટે અમારાં હાર્દિક અભિનંદન.

*

**ગુજરાતી કુમારોને જીવનપાથેય-સાહિત્ય અર્પતા " કુમાર "** માસિકના તંત્રી શ્રી. રવિશંકર રાવળે એને અનિયમિત મુદત સુધી બંધ કરતાં વિદાયનોંધ લખી એનું પ્રકાશન બંધ થયું હોવાની જાહેરાત એ સામયિકના ડિસેમ્બર અંકમાં બહાર પાડી છે; પરંતુ તે પછી કેટલાક મિત્રોએ મળી એનું પ્રકાશન ચાલુ કરવા માટે, તેને લગતો સમભાવભર્યો જવાબ જાહેર જનતા તરફથી મળશે તો, એક લિમિટેડ સંસ્થા ઊભી કરવાનો નિર્ણય કર્યો છે.

*

**વિક્રમ દ્વિસહસ્ર સંવત્સરી**—હિંદુઓના વિક્રમ સંવતને બે હજાર વર્ષ પૂરાં થતાં હોઈ આવતા માર્ચની તા. ૨૨ મીથી એપ્રિલની પાંચમી તારીખ સુધી મહારાજા વિક્રમાદિત્યની રાજધાની ઉજ્જયિની નગરી ખાતે તેમ જ અખિલ હિંદમાં ' વિક્રમની દ્વિ-સહસ્ર સંવત્સરી ઉજવવામાં આવનાર છે.

*

**વડોદરા રાજ્ય શિક્ષક પરિષદનું** અધિવેશન શ્રીમંત મહારાજા સાહેબના જન્મોત્સવ સપ્તાહ દરમિયાન મળવાની યોજના વિચારાતી હતી તે હાલના સંજોગોને કારણે મુલતવી રખાઈ છે. ( આ અંકમાં અન્યત્ર છપાયેલ પરિપત્ર જુઓ ).

*

**શ્રીમંત મહારાજા સા. ના જન્મોત્સવ સપ્તાહ** દરમિયાન વડોદરાના ચિત્ર સંગ્રહાલયમાં ગુજરાતના ચિત્રકારોનું પ્રદર્શન ખુલ્લું મુકાયું હતું. વડોદરાને આંગણે ગુજરાતની કલા જોવાનો વડોદરાવાસીઓ માટે એ એક સુભગ અવસર હતો.

*

**વડોદરા રાજ્યના માજી વિદ્યાધિકારી શ્રી. નંદનાથ કેદારનાથ દીક્ષિતનું** ગઈ તા. ૩૧-૧૨-૪૨ ના રોજ અવસાન થયું છે. સદ્‌ગત સાહિત્યપ્રવૃત્તિના સારા ઉપાસક હતા.

*

**ઊગતા સાહિત્યકાર અને " પ્ર "** ઉપનામથી પ્રેરક અને લોકભોગ્ય કાવ્યસંગ્રહ " દીવડિયા "ના રચયિતા શ્રી. પ્રભુદાસ પટેલ જુવાન વયે ગઈ તા. ૨૦-૧૨-૪૨ ના રોજ અવસાન પામ્યા છે. તેમનું ટૂંક જીવન આ અંકમાં અન્યત્ર આપ્યું છે.

*

**ભારતભૂષણ વિદ્વાન પંડિત માલવીયજીની** ૮૨મી જન્મજયંતિ દેશભરમાં ચાલુ માસમાં સ્થળે સ્થળે ઉજવાઈ ગઈ.

*

**અખિલ હિંદ વિજ્ઞાન પરિષદનું ગયું** અધિવેશન બેંગ્લોર મુકામે નાતાલના દિવસો દરમિયાન મળ્યું હતું. એના વરાયેલા પ્રમુખ પંડિત જવાહરલાલ નેહરૂ હાલ જેલમાં છે. તેઓને આવતા જુલાઈ માસ સુધી પ્રમુખ તરીકે ચાલુ રાખવાનો પરિષદે ઠરાવ પસાર કર્યો છે.

## : : : જાહેર નામ કમાવાની જેણે
## ગુજરાતનો ગુપ્ત કવિ:
## — શ્રી.

“ પ્ર ” સંજ્ઞાથી લખાયેલાં કાવ્યો, નવલિકાઓ અને નવલકથા ગુજરાતી વાચકોએ ઠીક પ્રમાણમાં વાંચ્યાં છે. એમણે લખેલ પ્રેરક અને ઊર્મિલ કાવ્યોનો સંગ્રહ “દીવડિયા” જનતા સુધી હજી તો પહોંચતો હતો ત્યાં તેમના અવસાનના સમાચારે ગુજરાતી સાહિત્ય-જગતમાંથી એક આશાદાયી તારક ખરી પડયાનો આઘાત અનુભવ્યો છે. ટૂંક સમયમાં જ તેમની હૃદયસ્પર્શી નવલિકાઓએ, પીડિતોનાં દર્દભર્યાં કાવ્યોએ અને સ્વરાજનાં આંદોલનો વર્ણવતી નવલકથાઓએ સારાય ગુજરાતનું ધ્યાન ખેંચ્યું ન ખેંચ્યું ત્યાં તો આ ઉગતા લેખક અસ્ત પામ્યા. શ્રી. ' પ્ર 'નાં લખાણો સામાન્ય જનતામાં ઠીક પ્રીતિપાત્ર થયાં હતાં; એટલું જ નહિ પણ તે વિદ્વાનોને પણ આકર્ષી શકયાં હતાં, એ તેમની વિશિષ્ટતા હતી.

શ્રી. પ્રભુભાઇ ન્યાતે લેઉવા પાટીદાર અને બારડોલી તાલુકાના પારડી ગામના વતની હતા. ગામડામાં પ્રાથમિક શિક્ષણ લઇ–ગૂજરાત વિદ્યાપીઠમાં ઉચ્ચ અભ્યાસ કરી તે કવિવર ટાગોરના શાન્તિનિકેતનમાં વધુ અભ્યાસ માટે રહ્યા હતા. ત્યાં તેમણે લગભગ બાર તેર ભાષાનો અભ્યાસ કરી બુદ્ધ ધર્મ વિષે સંશોધનકાર્ય શરૂ કર્યું. એ સંબંધેના તેમના કેટલાક લેખો કલકત્તા યુનિવર્સિટીના જર્નલમાં પ્રકટ થયા હતા. આ દિશામાં વિશેષ પ્રગતિ માટે તેઓ જાપાન પણ જનાર હતા, પરંતુ તે દરમ્યાન ૧૯૩૦ માં સત્યાગ્રહની ચળવળ શરૂ થઇ અને પ્રભુભાઇ એ લડતમાં જોડાવા તેમને વતન પાછા ફર્યાં.

સુરત જિલ્લામાં કદાચ એ સમયના એઓ પહેલા સત્યાગ્રહી નહિ હોય, તો પણ ભેંસ–બળદો ગુમાવનાર સૌથી પ્રથમ તો હતા જ એ હું ચોકકસ જાણું છું. આ વખતે તેમની ઉમ્મર માત્ર છવ્વીસ વર્ષની હતી.

આ સમયે આ ઊર્મિલ કવિ–સ્વદેશપ્રેમથી છલકાતા યુવાનની જિંદગીમાં એક ભારે અંતરાય આવ્યો. બિલકુલ પવિત્ર જીવન જીવતા આ યુવાનને લકવાની બિમારી લાગુ પડી અને તેમનું કમર નીચેનું અડધું શરીર રહી ગયું. ત્યાર પછી ઇસ્પિતાલમાં થોડાક માસ રહ્યા અને તેમનું શરીર સુધર્યું; પણ તે થોડા માસ માટે જ. એ જીવલેણ રોગ ફરી પાછો તેમને લાગુ પડયો અને વળી મુંબઇની ઇસ્પિતાલમાં બાર માસ ઉપરાંત રહ્યા; પણ દાકતરો કાંઇ કરી ન શકયા અને અપંગ શરીરે તેઓ નવસારી પાછા ફર્યા. નિષ્ણાત હોમિઓપેથ અને નેચરોપેથે તેમને દવા આપી જોઇ, પણ પ્રભુભાઇની તબિયતમાં કંઇ ફેર ન પડયોઃ ગુરુદેવ ટાગોર પણ સારા હોમિઓપેથ હતા અને તેમણે જાતે એમની બિમારી માટે કંઇ કંઇ દવાઓ મોકલેલી; પણ ધારેલી અસર ન થઇ. ગુરુદેવના અવસાન પછી કોઇ બંગાળી મહિલાએ પણ તેમને માટે દવાઓ મોકલ્યા કરી, પણ પ્રભુભાઇના આરોગ્યમાં સુધારો ન થયો અને છેલ્લો દશકો તેઓ તેમના ઓરડામાં જ ગોંધાઇ રહ્યા.

# જરાય જિજ્ઞાસા સેવી નહોતી : : :

## ધૂળમાં ઢંકાયેલું રત્ન

### " પ્ર. "

કેડ ઉપરનો ભાગ તદ્દન તંદુરસ્ત દેખાય એટલે મળવા આવનારને આ યુવાન વ્યાધિગ્રસ્ત છે એમ કદી પણ લાગતું નહિ. તેમની અનેક પ્રશ્નો ચર્ચતી વાતો અને અદ્યતન માહિતીથી આ યુવાન જાણે કોઇ સર્વત્ર ફરતા અને અનેકોના સંસર્ગમાં રહેતા હોય તેમ લાગતા.

તેઓએ કીર્તિ માટે વલખાં માર્યાં નથી, એટલું જ નહિ પણ સ્વભાવે અતિ શરમાળ હતા. બત્રીસની સાલથી હું તેમને ઓળખતો, પણ મારી દોઢેક વર્ષની ઓળખાણ પછી જ મેં જાણ્યું કે તેઓ સારા લેખક હતા. અને તે પણ મારા પૂછવા પરથી જ. એક પ્રસંગે હિન્દુ-મુસ્લિમ સમસ્યાની ચર્ચા કરતાં ભૂતકાલીન ઇતિહાસનું અવલોકન કરી એ કોયડાની ઉત્તમ છણાવટ કરી ત્યારે મેં તેમને કહ્યું " તમે કંઇ લખતા કેમ નથી ? " ત્યારે જ તેમણે મને કલકત્તા યુનિવર્સિટી જર્નલમાં પ્રકટ થયેલા એમના લેખો અને ગુજરાતી સામયિકોમાં છપાયેલાં તેમનાં કાવ્યો ઇ૦ બતાવ્યાં. આ દોઢ વરસના અમારા સંબંધમાં અનેકવારની ચર્ચામાં માત્ર અમારા વિચારો પ્રકટ કરતા, પણ તેઓ કદી વિચાર કર્યા વિના અમારૂં બોલવું સાંખી રહેતા અને અમે કદિ તેમના વિચારો પૂછવા જેટલી પણ પરવા કરી ન હતી. આ વિદ્વાન માણસની સહનશીલતાથી ખરે અમને શરમાવા જેવું લાગ્યું અને પછી તો અમને જ્યાં ગૂંચવણ ઊભી થતી કે સીધા તેમને પૂછવા જતા.

લગભગ એક દાયકાથી હું તેમને ઓળખતો, પણ તેઓ બને ત્યાં સુધી પોતાની વાતો કરતા નહિ એટલું જ નહિ પણ અમારા એ વિષેના સીધા પ્રશ્નો નિષ્ફળ જતા. તેમનાં અંગત દર્દ કૌટુમ્બિક કે સાંસારિક તેમણે કદી કોઇને જણાવ્યાં નથી. કોઇના વિષે રજ પણ કડવું બોલવું તે તેમના સ્વભાવ વિરૂદ્ધની વાત હતી. માત્ર એમનાં લગ્ન થયેલાં અને તેઓ પત્નીથી છૂટા પડયા હતા તેમ જ ભાઇ ભત્રીજાઓથી અલગ થયા હતા એટલું હું જાણી શકયો હતો. તેઓ આજે તેમની પાછળ નિરાધાર વૃદ્ધ માતા મૂકી સ્વર્ગવાસી થયા છે.

તેમની સાહિત્યપ્રવૃત્તિની તુલના કરવા અહીં અવકાશ નથી તેમ જ એ કાર્ય કોઇ વિદ્વાનના હાથે થાય એ ઇષ્ટ છે.

આ ઉત્તમ લેખકને તેની અપંગતાને લીધે પ્રકાશકો શોધવા કયાં જવું ? આથી કરીને તેમના મિત્રોએ એમનાં કાવ્યોનો સંગ્રહ છપાવી એમને પાંચસો પ્રતો ભેટ કરી હતી. એ કાવ્યો ઉત્તમ પંક્તિનાં છે એટલું જ નહિ પણ તે વિદ્વદ્ભોગ્ય તેમ જ લોકભોગ્ય છે; એટલે સાહિત્યરસિકો અને પુસ્તકાલયો તે ખરીદ કરશે તો શ્રી. 'પ્ર'નાં વૃદ્ધ માતાને કંઇક આધારરૂપ નીવડશે.

એમની " દેશદ્રોહી " નવલકથા ' પ્રજાબંધુ 'એ પ્રકટ કરી છે અને બીજી નવલકથા

[ સંધિણ પાછળ પૃ. ૨૨ને છેડે ]

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત પ્રચારકો તથા માનદ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંના પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે, તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં સ્થળોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છે:—

**૧. વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઈ મથુરભાઇ પટેલ-માહે ડિસેંબરમાં-કરજણ મહાલનાં** (૧) ઉમજ (૨) વીરજઇ (૩) ચોરભુજ (૪) અભરા (૫) સંભોઇ (૬) સુરવાડા (૭) માનપુર (૮) પીંગલવાડા (૯) હાંડોદ (૧૦) કણભા (૧૧) બાંધા (૧૨) સાંગાડોલ (૧૩) સાયર (૧૪) રોપા (૧૫) કોઠિયા (૧૬) લીલોડ (૧૭) અટાલી (૧૮) બચાર (૧૯) ઉરદ (૨૦) સરપુર ટીંબી (૨૧) લાકોદરા: કામગીરી દિન ૨૪.

**૨. મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર-માહે ઑક્ટોબરમાં-સિદ્ધપુર મહાલનાં** (૧) ઉપેરા (૨) ભુણાવ (૩) જગન્નાથપુરા (૪) ગાંગલાસણ (૫) સુજાણપુર (૬) રસુલપુર (૭) સેંદ્રાણા (૮) દેથળી (૯) મક્તુપુર (૧૦) દાસજ (૧૧) રણછોડપુરા (૧૨) બ્રાહ્મણવાડા (૧૩) વડવાડા (૧૪) કાંબળી (૧૫) રામપુરા ( ઊંઝા ) વા. (૧૬) સુણક (૧૭) ડાભી (૧૮) ઊંઝા કમળાબેન મ. પુ. : કામગીરી દિન ૨૭

**—માહે ડિસેમ્બર ૧૯૪૨ માં હારીજ મહાલનાં** (૧) દુનાવાડા; **પાટણ મહાલનાં** (૨) ધારણોજ (૩) દુધારામપુર (૪) વાવડી ( ખારી ) (૫) કુણઘેર (૬) વાવડી મીઠી (૭) ખીમિયાણા (૮) આંબાપુરા (૯) સંખારી (૧૦) બોરસણ (૧૧) માંડોત્રી (૧૨) રૂની (૧૩) કમલીવાડા (૧૪) ડેર (૧૫) કણી (૧૬) વીસલવાસણા (૧૭) બાલીસણા (૧૮) સમોડા (૧૯) સરૂવા (૨૦) રણુંજ (૨૧) ઊંઝા મ. પુ.; (૨૨) ઇસ્લામપુર તા. ચાણસ્મા કામગીરી દિન ૨૫

**ના. નં. ચોકસી**
સહમંત્રી

---

[ પૃ. ૨૧નું સાંધણ ]

"હાંડિયા"માં ચાલુ વાર્તા તરીકે પ્રકટ થાય છે. નવજીવન પ્રકાશન મંદિરે તેની વાચનમાળા માટે શ્રી. 'પ્ર'નાં કાવ્યો સારી સંખ્યામાં ખરીદી તેનાં પુસ્તકોમાં પ્રકટ કર્યાં છે અને તેમની નાટિકાઓના પ્રકાશન માટે પણ માગણી કરી હતી. શ્રી. 'પ્ર'ની 'દમયંતી' 'વનરાજ' 'ધરતીનાં છોરૂ' અને રામ વિષયક નાટિકાઓ સામયિકોમાં પ્રકટ થઇ ચૂકી હતી, પણ હાલ તે પુસ્તકાકારે પ્રાપ્ત નથી. સામયિકોમાં પ્રકટ થયેલી અને બીજાં પત્રોમાં અવતરણ પામેલી તેમની નવલિકાઓ પણ પુસ્તકાકારે પ્રકટ થઇ નથી. આ ઉપરાંત તેમનાં અપ્રકટ લખાણો પણ હજી પડયાં છે તે તરફ કોઇ પ્રકાશક કે પ્રકાશન સંસ્થાનું ધ્યાન જાય એ ઇચ્છનીય છે. તેમની દરેક કૃતિ કંઇ ને કંઇક ધ્યેયલક્ષી રીતે લખાઇ છે; ઉપરાંત તે રસપ્રદ બની તો છે જ.

**શ્રી. રણછોડજી પરાગજી મહેતા**

# પર્વણીદિન

**પ્રજાકલ્યાણની** શુભ ભાવનાથી શ્રીમંત સરકારે શરૂ કરેલી અને ઉદારતાથી પોષેલી પુસ્તકાલય પ્રવૃત્તિના ફળસ્વરૂપ અસ્તિત્વમાં આવેલી સ્થાનિક પુસ્તકાલય સંસ્થા પ્રતિ જનતાને આકર્ષવા, લોકભદ્ર પુસ્તકાલય પ્રવૃત્તિની ઉપયોગિતા જનહૃદયમાં ઠસાવી સ્થાનિક સંસ્થાને પોષવાની ફરજનું આમજનતાને ભાન કરાવવા તથા પુસ્તકાલયમાંના સાહિત્ય, સાધનોનો અને તેની વ્યવસ્થા ને વહીવટનો આમજનોને ખ્યાલ આપવાના સદુદ્દેશથી મહા સુદ પાંચમ–વસંતપંચમીને પવિત્ર દિવસે પુસ્તકાલયપર્વણી ઊજવવાનો શિરસ્તો રાજ્ય પુસ્તકાલય મંડળે છેલ્લાં બારેક વર્ષથી પાડ્યો છે.

તદનુસાર ચાલુ સાલે એ પવિત્ર પર્વ તા. ૯મી ફેબ્રુઆરી ને મંગળવારને રોજ આવે છે. પુસ્તકાલયપ્રવૃત્તિના સેવકો અને ભક્તોનું એ પ્રતિ ધ્યાન ખેંચવાની રજા લઇએ છીએ, અને ચાલુ સાલના સ્થિતિ સંજોગોને માફક આવે એવી સાદી રીતે પણ રાજ્યના ચારે પ્રાંતોમાં એ પુણ્ય દિવસ બિનખર્ચાળ વિવિધ કાર્યક્રમોથી ઉજવાય તેવી ગોઠવણ રાખવાની ભલામણ કરીએ છીએ. કાર્યક્રમોનું દિશાસૂચન તો ગત વર્ષોના પર્વણી ઉત્સવના અહેવાલો **'પુસ્તકાલય'**નાં પૃષ્ઠોમાં છપાયા છે તે જોવાથી મળી રહે તેમ છે, તથાપિ નીચેની રૂપરેખા ધ્યાનમાં લેવા વિનંતિ છેઃ—

૧. પુસ્તકાલયના સ્થળને સ્વચ્છ ને સુવ્યવસ્થિત કરી ધજાપતાકાથી શણગારવું.

૨. શકય હોય તો ગામના વિવિધ નાકા તથા મુખ્ય માર્ગો વચ્ચે પુસ્તકાલય સૂત્રોનાં બોર્ડો કે કાપડી તોરણો લટકાવી દેવાં.

૩. પ્રભાતફેરી કાઢી ભજનો અને ગીતો લલકારતાં મહોલ્લે મહોલ્લે ફરવું.

૪. ઉત્સાહ હોય તેમણે પુસ્તકાલયનાં સાહિત્ય–સાધનો તેમ જ ગ્રામઉદ્યોગોના પ્રદર્શનની ગોઠવણ કરવી.

૫. બપોરના સમયમાં સ્ત્રીબાળકો માટે અનુકૂળ સ્થળોએ ઇલાયદાં સમ્મેલનો ભરી સ્ટીરીઓ-સ્કોપ, રમતગમતનાં સાધનો, ચિત્રપોથીઓ, વાર્તાકથન વગેરે દ્વારા તેમનું મનરંજન કરવું.

૬. સાંજરે ૫ થી ૬ના સમયમાં જાહેર સભા રાખી તેમાં સ્થાનિક પુસ્તકાલયની પ્રગતિ સંબંધી ટૂંકી હકીકત અને વાર્ષિક હિસાબ જાહેર કરવા ઉપરાંત સંભાષણ, સંવાદ, રાસ–ગરબા અને બાળકોની રમતગમત પૈકી હરકોઇ એક યા વધુ કાર્યક્રમ અનુકૂળતા પ્રમાણે રાખવો.

૭. રાતના ભજનમંડળી, હરિકીર્તન, વ્યાખ્યાન, મેજિક લેન્ટર્ન વગેરે પૈકી હરકોઈ કાર્યક્રમ સવડ અનુસાર રાખી શકાય.

ગ્રામ વાચક મંડળોના મંત્રીઓને વિનંતિ કે આ દિવસે મંડળના સભ્યોની મીટીંગ ખાસ રખાય અને સ્થાનિક પુસ્તકાલય પ્રવૃત્તિને ખીલવવાના તથા વાચનવેગ વધારવાના માર્ગ ચર્ચાય, વિચારાય.

ઉપર પ્રમાણે અનુકૂળતા મુજબ કાર્યક્રમ નક્કી કરી તે પાર પાડવા ઘટતી તૈયારી પુસ્તકાલય–ભક્તો આજથી જ કરવા માંડે. બીજો કોઈ કાર્યક્રમ ઉજવવાને અશક્ત એવાં પુસ્તકાલયોના કાર્યકરો પણ આ પર્વણીદિન નિમિત્તે પોતાના પુસ્તકાલયની અંદર બહારની સાફસૂફી કરવા જેટલો ઉત્સાહ તો જરૂર જરૂર દાખવે.

પર્વણીઉત્સવના અહેવાલ જાણ તેમ જ પ્રસિદ્ધિ માટે આ તરફ જરૂર મોકલી અપાય

ના. નં. ચોકસી

સહમંત્રી, વ. રા. પુ. મંડળ




**શ્રીમંત મહારાજા સાહેબની ગણદેવી ખાતેની પધરામણી** પ્રસંગે ત્યાંના પુસ્તકાલયને શણગારવામાં આવ્યું હતું અને શ્રીમંત સ્વારી ત્યાં થઇને પસાર થતી વખતે તેઓશ્રીને સદર પુસ્તકાલય તરફથી ફૂલહાર થયા હતા.

**શિષ્ટવાચનની ૨૩ મી પરીક્ષાઃ**—આ પરીક્ષા માટે જેમની અરજીઓ આવેલી તેમની ઉમેદવારી મંજૂર રાખવામાં આવી છે, ને તેમને પ્રશ્નપત્રો પરીક્ષાને આગલે દિવસે મળી જાય તે પ્રમાણે તજવીજ રહેશે.

**પ્રમાણપત્ર માટેની પરીક્ષાઃ**—આ પરીક્ષા ફેબ્રુઆરી માસમાં લેવાનું નક્કી થયું હોઇ તેની તારીખોની ખબર પરીક્ષાર્થીઓને વ્યક્તિગત રીતે આપવામાં આવશે. દરમ્યાન તૈયારી પાકી કરવાની ભલામણ !

**પર્વણીદિનઃ**—તા ૯-૨-૪૩ ના રોજ આવતો પુસ્તકાલયપર્વણીદિન સાદાઇથી પણ ઉત્સાહભેર ઉજવી તેના અહેવાલ જાણ તેમ જ પ્રસિદ્ધિ અર્થે રાજ્ય પુ. મંડળ તરફ મોકલી આપવાની ઉત્સાહી મંત્રીભાઇઓને વિજ્ઞપ્તિ. ચાલુ અંકમાં આ વિષયની જાહેરાત જોઇ લેવાની લાગતાવળગતાઓને ભલામણ !

---

[ પૃ. ૨૫નું સાંધણ ]

મહેસાણા પ્રાંત શિક્ષક સહકારી મંડળીમાં જમા છે, તે ત્યાં જ જમા રાખવા; જેનો ઉપયોગ ભવિષ્યમાં પરિષદ ભરવાના પ્રસંગે થશે.

કાર્યકરો રાજ્યના તમામ શિક્ષકભાઇઓ પાસે એવી આશા રાખે છે કે રાજ્ય પરિષદ હાલ મુલતવી રહેલી હોવાથી દરેક મહાલે પોતાની મહાલ પરિષદો ભરવી અને રાજ્ય મંડળના સભ્યો નોંધવા વધારવા બનતો સઘળો પ્રયત્ન કરવો. આ રીતે આપણા મંડળની પ્રવૃત્તિનો વેગ ચાલુ રાખી વર્ગણીના ટકા જે તે સ્થળે મોકલી આપવા; એટલે પ્રાંતમંડળ તેમ જ રાજ્યમંડળ પોતાનું કાર્ય સરળતાથી ચલાવી શકે.

૧ કૃષ્ણલાલ મો. ભટ્ટ (મંત્રી રાજ્ય પ્રા. શિ. મંડળ)
૨ નાનજીભાઇ જેઠીદાસ પટેલ (મંત્રી મહેસાણા પ્રાં. શિ. મંડળ)
૩ ખીમજીભાઈ ટી. ઠાકર (સ્વાગતમંત્રી)
૪ વિઠ્ઠલભાઇ લા. બારોટ (પ્રચારમંત્રી)
૫ સાંકળેશ્વર જીભાઇ વ્યાસ
૬ અલીભાઈ પૂંજાભાઇ અજમેરી
૭ અમીરખાં ચૌહાણ ( ખેરાળુ મહાલ )
૮ ઠાકોર મગન હા. ડાભી ( ઊંઝા )

# વ. રા. શિક્ષક પરિષદ મુલતવી રહ્યા બાબત નિવેદન

**આવાં નિવેદનો " પુસ્તકાલય " માસિકમાં છપાય તે અસ્થાને લાગે એ સ્વાભાવિક છે. પરંતુ આપણે ત્યાં પુસ્તકાલય પ્રવૃત્તિને શિક્ષકોએ પોતાની કરી લીધેલી છે અને તેમની પરિષદને લગતું આ પરિપત્ર હોવાથી બંધુકૃત્યભાવે તેને અહીં સ્થાન આપ્યું છે. —તંત્રી**

વડોદરા રાજ્ય પ્રાથમિક શિક્ષક મંડળની બીજી પરિષદ ઊંઝા ગામે ભરવાનું આમંત્રણ મહેસાણા પ્રાંતે છેલ્લા દોઢ વર્ષથી આપ્યું છે, તેના અંગે મહેસાણા પ્રાંતના શિક્ષક ભાઈઓએ સ્વાગતખર્ચ માટે જે ઉદાર મદદ આપી છે અને ઉત્સાહ દર્શાવ્યો છે તે બદલ પ્રાંતના તમામ શિક્ષક ભાઈઓનો કાર્યકરો આભાર માને છે.

રાજ્યના તમામ શિક્ષક ભાઈઓ જાણે છે કે ઑક્ટોબરમાં ભરાનારી ઊંઝા પરિષદનો ઉત્સાહ પ્રચાર અને યોજના અનન્ય હતાં, પરંતુ આપણા દુર્ભાગ્યે કોલેરાએ આપણને હતાશ કર્યા. તે પછી તો તે દિવસે પરિસ્થિતિ અનુકૂળ થયે જેમ બને તેમ વેળાસર કોઈ પણ હિસાબે પરિષદ ભરવા પ્રાંતના તમામ કાર્યકરોની ખૂબ જ ઇચ્છા આજ સુધી રહી છે. તેનો અમલ કરવાની તૈયારી કરતાં અનેક મુશ્કેલીઓ આવી પડી છે. અને પરિષદ ન ભરી શકાય તેવા જ સંયોગોમાં મુકાઇ જઇએ છીએ.

સૂચિ અંક ૮ નો સુધારો થયા પછી આપણે પરિષદ ભરવા સ્વતંત્ર બન્યા, પરંતુ તે પછી રાજકીય વાતાવરણ ખૂબ જ ઉગ્ર બન્યું છે. ઉપરાંત મોંઘવારી અને રેલવેની હાડમારી સર્વત્ર વધી પડયાં છે.

પરિષદ જાન્યુઆરી ૧૯૪૩ ના શ્રીમંત જન્મોત્સવ સપ્તાહમાં ભરવી જ એવી સૌની ઇચ્છા હતી, અને તેના અંગતું કામકાજ શરૂ પણ કર્યું; પરંતુ હાલમાં કોઈ પણ સભા ભરતાં પ્રાંત સુબા સાહેબની પરવાનગીની જરૂર રહે છે, તે માગતાં મે. રા. રા. સુબા સાહેબે એવી જાતની પરવાનગી આપી કે ૫૦ માણસોથી વધુને સ્વાગતમંડળને રસોડે જમાડી શકાય નહિ. આથી હાલના સંયોગોમાં મહેસાણા પ્રાંતને અને સ્વાગત મંડળને શોભે તેવું પરિષદનું સ્વાગત કરી શકે નહિ. રાજ્ય પરિષદ આવી અલ્પ સંખ્યામાં ભરવી કોઇ પણ રીતે શકય નથી, અને તેવી સંખ્યા વડે ભરાતી પરિષદ કંઇ પણ કાર્ય કરી શકે નહિ; ઉપરાંત, તેમાં ઘણા શુભેચ્છકોની ગેરહાજરી રહે. પરિણામે પરિષદના કાર્યમાં સંગઠન અને બળ આવી શકે નહિ. ઉપરાંત આ પ્રવૃત્તિ તથા મંડળ તરફ સૌજન્ય ધરાવતા તમામ શુભેચ્છકો મિત્રોની પણ આવી જ સલાહ છે, એટલે હાલના તબક્કે પરિષદ બોલાવવી એ તદ્દન નિરર્થક છે, એમ અમને સૌને લાગ્યાથી પરિસ્થિતિનો સંપૂર્ણ સુધારો થયા પછી જ પરિષદ બોલાવવાના દુઃખદ નિર્ણય ઉપર આવવા ફરજ પડે છે.

સ્વાગત મંડળનો આજ સુધીનો તમામ ખર્ચ જોયો તે મંજૂર કરવામાં આવે છે. હવે તે હિસાબ સ્વાગતમંત્રીએ પ્રસિદ્ધ કરી દેવો. સ્વાગત મંડળની શિલક રૂ. ૭૭૫)

[ સાંધણુ સામેના પૃ. ૨૪ ને છેડે ]

# સામયિક દોહન

## ભારતીય સંસ્કૃતિનો સંરક્ષક

અત્યાર સુધી વિદેશી સત્તા, ધર્મ અને સંસ્કૃતિને પચાવવા માટે આર્યાવર્તે અનેક સાધન ઉત્પન્ન કર્યાં છે. આમાંનું પ્રથમ સાધન બ્રાહ્મણ છે. વર્તમાનકાળમાં સ્વાર્થી મનાતા આ વર્ગની ઐતિહાસિક મહત્તાનું માપ થઇ શકે તેમ નથી. કેટલાય યુગો વીત્યા છતાં બ્રાહ્મણે પોતાનું સ્વાભિમાન સાચવી રાખ્યું છે. એણે ગાર્હસ્થ્ય જીવનને અપનાવીને સમાજની પ્રગતિ સાથે સંબંધ જોડયો છે. એણે પોતાને ભૂદેવ માનીને દૈવી નિશ્ચલતાનો દાવો કર્યો છે. આવશ્યકતા અનુસાર એણે પ્રગતિ કરી છે, પોતાના સંસ્કારોને સંભાળ્યા છે. એની કાર્યદક્ષતામાં ચાણક્ય પ્રતિબિમ્બિત થાય છે, એના ક્રોધમાં ઔર્વની તીવ્રતા દેખાય છે, તો પણ એના સાહિત્યપ્રેમમાં વેદવ્યાસનો ઉત્સાહ છે. એનામાં સમાજની વ્યવસ્થા રચવાનો શોખ યાજ્ઞવલ્કયનો છે, સંસ્કારપ્રેમ વસિષ્ઠનો છે.

આ અતિશયોક્તિ નથી. કેટલાય યુગો આવ્યા અને ગયા, સામ્રાજ્યો રચાયાં અને વિખેરાયાં, પરન્તુ, એણે ભિક્ષા માગીને વિદ્યા પ્રાપ્ત કરી. એક પૈસો અને મૂઠી ચોખા લઇને વિદ્યા, ધર્મ અને સંસ્કારનો પ્રચાર કર્યો. એની પ્રેરણાનું મંદિર તક્ષશિલા, કાશી અથવા ઉજ્જયિનીમાં હતું. એનું કર્તવ્યક્ષેત્ર સમસ્ત આર્યાવર્તમાં હતું. વિદેશી લોકો, પછી તેઓ ગમે તેટલા પ્રતાપી હોય તોયે એના સંસર્ગમાં આવતાં જ સ્વત્વ ખોઇ બેસતા. એ મંત્રી, યોદ્ધો, ગુરુ, ભિક્ષુ, કવિ અથવા ઇતિહાસકાર કોઇનું પણ સ્થાન લઇ શકતો અને બે પેઢીમાં તો ગમે તેને પણ આર્યત્વનો સંસ્કાર આપી દેતો. શક અને હૂણ, ગ્રીક અને ગૂર્જર, પચાસ વર્ષમાં જ એના પ્રતાપથી આર્ય બનીને સમાજમાં સ્થાન પ્રાપ્ત કરી લેતા.

એણે સંસ્કૃતિની રક્ષા કેવા પ્રકારે કરી તે જોવું જોઇએ. એ જ્યાં ગયો ત્યાં એણે પોતાની સંસ્કૃતિનું કેન્દ્રસ્થાન બનાવ્યું. આજે અંગ્રેજ જ્યાં જાય છે ત્યાં નાનુંશું લંડન ઊભું કરે છે; એ જ પ્રમાણે બ્રાહ્મણ જ્યાં ગયો ત્યાં કાશી પ્રગટ થતી. ઉજ્જયિની, વડનગર, શ્રીમાલ, સિદ્ધપુર એ બધે સ્થળે એણે સંસ્કારનાં થાણાં નાખ્યાં. રાજસત્તાનું થાણું ભલે ઉઠી જાય પરંતુ આ થાણાંને કોઇ સ્પર્શ પણ કરી શકતું નહી.

એ જ્યાં ગયો ત્યાં સંસ્કૃત ભાષા અને સાહિત્યની ભક્તિ સાથે લેતો ગયો. દેવ ભલે બદલે, સમ્પ્રદાય ભલે ત્યજાય, પરંતુ સંસ્કૃત વિનાનું કાંઇ પણ શુદ્ધ ન હોઇ શકે એવી માન્યતા ઠસાવવાનો જાદુ એણે કર્યો. આર્યાવર્તમાં આજે સંસ્કૃતનું સ્થાન અપ્રતિમ અને અસ્પર્શ્ય છે. એ માત્ર લેટિનની સમકાલીન ગતયુગીય ભાષા નથી. સંસ્કૃત એટલે ઇતિહાસ, જીવન, ધર્મ અને ભાવના; સંસ્કૃત એટલે આર્યાવર્તનો આત્મા પિછાનવાનું સાધન; સંસ્કૃત એટલે ઇહલોકની પ્રેરણા અને પરલોકનો મોક્ષ માર્ગ; અને સંસ્કૃત એટલે આર્યાવર્તના ઐક્ય

તથા સ્વાભિમાનનો પાયો. આ બધો બ્રાહ્મણનો પ્રતાપ છે. પ્રાકૃત ભાષા અપનાવનારા બૌદ્ધ ભિક્ષુ અને જૈન સાધુઓને પણ વિદ્યા તેમ જ ધર્મનો દાવો કાયમ રાખવા માટે સંસ્કૃતની સત્તાનો સ્વીકાર કરવો પડ્યો, અને આજે પણ હિંદની ભાષાઓને સબલ અને સમૃદ્ધ કરવા માટે પાશ્ચાત્ય ભાષાના અભ્યાસીઓને પણ એની પ્રેરણા અને મદદ વિના બીજો કોઈ આરો નથી.

બ્રાહ્મણ દ્વારા પ્રગટ થએલું ત્રીજું બળ છે પૌરાણિક કથાઓ. કંઈક અંશે ઐતિહાસિક; કંઈક અંશે ભાવનાત્મક, અધિકાંશે રસિક, એવા આ પાંચમા વેદના સાહિત્યે ઇતિહાસ, જીવન, ધર્મ અને સંસ્કાર એમ ચારેને જીવતા રાખ્યા. એટલું જ નહિ પણ પરસંસ્કાર અને પરાજય બન્નેને ભુલાવવાનું મુખ્ય સાધન પ્રાપ્ત કર્યું. આ સાહિત્યની સહાયથી ઐતિહાસિક સાતત્યની પણ રક્ષા થઇ, કેટલાય પરદેશી રાજા સૂર્ય કે ચંદ્રવંશમાં સ્થાન મેળવી શકયા, કેટલાય બ્રાહ્મણો પ્રાચીન ઋષિનું ગોત્ર પ્રાપ્ત કરી શકયા, કેટલાય વિપ્લવો થયા છતાં સમાજ અને સંસ્કૃતિ બન્નેની એકસ્વરતાની રક્ષા થઇ.

આ સાહિત્ય દ્વારા ઊભી થતી પારદર્શકતાને કારણે વેદકાલ અને ભારતકાલનું જીવન વર્તમાન જીવનનું અંગ છે એવો ભાસ થવા લાગ્યો, એ ઉપરાન્ત બ્રાહ્મણે બીજી બે ભાવનાઓ ઉત્પન્ન કરી: એક તો બ્રાહ્મણવર્ણની સર્વોપરિતા. પોતાની શ્રેષ્ઠતા એ જ એની સત્તાનું મૂળ હતું. એ શ્રેષ્ઠતાનો દાવો માત્ર આડંબર જ નહોતો, પરંતુ એમાં શક્તિ અને સેવા એ બન્ને ઉપર રચાએલી શ્રદ્ધા હતી.

બ્રાહ્મણ દ્વારા ઉત્પન્ન થએલી બીજી ભાવના સતીત્વની હતી. સંસ્કૃતિકારની અચૂક દૃષ્ટિથી એણે જોયું કે સંસ્કાર શુદ્ધ રાખવાનો પ્રથમ વિષય ગૃહ અને ગૃહિણી છે. સંપૂર્ણ નીતિનો સાર-આ ભાવના જ છે, એવું શીખવવાનું તેણે ધીરે ધીરે શરૂ કરી દીધું અને પરિણામે જાતિ અને સંસ્કારની શુદ્ધિના રક્ષણને માટે એક મહાપ્રતાપી બળ પ્રગટ થયું.

આ રીતે બ્રાહ્મણ પ્રાચીનકાલથી જ ભારતીય સંસ્કૃતિનો સાચો સંરક્ષક રહ્યો છે.

**—શ્રી. કનૈયાલાલ મુનશી**

---

# ભીષણ તપસ્વી

જયકૃષ્ણ ભણશાળીના નામથી 'હરિજનબંધુ'ના બધા વાચકો પરિચિત નહિ હોય. તેઓ એક વખતે સાબરમતી આશ્રમમાં અમારા સાથી હતા; અને હવે ત્યાગી થયા છે. તેઓ વર્ધામાં આવી ચડયા. એઓ મુંબઇ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ થયેલા. તેઓ બહુ જોશીલા હતા અને આગળ અભ્યાસ કરવાની ઇચ્છા હતી, પણ એમ. એ. નો અભ્યાસ કરતા હતા ત્યાંથી શિષ્યવૃત્તિ છોડી દઇને અસહકારનો જુવાળ ચાલતો હતો તે વખતે ગાંધીજીની પાસે આવ્યા ને ગુજરાત વિદ્યાપીઠમાં અધ્યાપક થયા. કાળે કરીને એમને જેલ મળી. જેલમાં એ શ્રીમંતાઇની ટેવો છોડતાં શીખ્યા અને આત્મદર્શનની ઝંખના લઇને

બહાર નીકળ્યા. સ્વ. સ્વામીજી કૃષ્ણ વર્મા એમના મામા થતા હતા, ને એમની ઇચ્છા હતી કે ભણશાળી એમની જગ્યા લે. એટલે તેમણે ભણશાળીને યુરોપ બોલાવ્યા. એ ગયા તો ખરા, પણ તરત જ પાછા ફર્યા. યુરોપમાં જે જોયું એથી એમને ત્રાસ છૂટયો. પાછા આવીને એમણે આત્મદર્શન માટે સાધના આદરી. થોડાં વર્ષ અમારી સાથે આશ્રમમાં રહ્યા. ત્યાં અવારનવાર લાંબા ઉપવાસો કરતા. છેલ્લો અને લાંબામાં લાંબો ઉપવાસ ૫૫ દિવસનો કર્યો ને તે પછી અમારી બધી રહેણી એમને આકરી લાગી હોય એમ એક દિવસ ઉઠીને ચાલતા થયા. તે પછી એમણે એટલું દેહદમન કર્યું કે હોઠ તાંબાના જાડા વાળાથી સીવી લીધા. લોખંડનો કમરપટો ને ગુણપાટની લંગોટી સિવાયનાં તમામ વસ્ત્ર તજી દીધાં ને ઘેરઘેર ભિક્ષા માગવા માંડી. ગયે વર્ષે ગાંધીજી હરિજનયાત્રામાં ફરતા હતા ત્યારે ભણશાળીજી એમને ભાવનગરમાં મળેલા. એમને અનેક વર્ષોનું મૌન હતું ને કોઇની જોડે શબ્દ પણ ઉચ્ચારતા નહિ. પણ એમને લાગ્યું કે ગાંધીજી જોડેનો આધ્યાત્મિક સંબંધ પહેલાં કરતાં હવે ઘણો નિકટનો થયો છે. ત્રણ ચાર મહિના પહેલાં એમણે ગાંધીજીને પત્ર લખીને જણાવેલું કે 'મારો આપને ચાલીને વર્ધામાં મળવાનો વિચાર છે. આપની સાથે વાત કરવા પૂરતું જ મૌન તોડીશ; ચાલતા ચાલતા થોડેક મહિને આપની પાસે આવી પહોંચીશ.' મારા જેવાને તો ભય હતો કે ગાંધીજીના કાર્યક્રમો અનિશ્ચિત રહ્યા, એટલે આ મુલાકાત કદી થવાની જ નથી. પણ ત્યાગી ભણશાળીને એવો ભય ન હતો; એટલે એ તો આવી જ પહોંચ્યા. ઉઘાડે શરીરે અને ઉઘાડે પગે તેમણે મહિનાઓ સુધી પગપાળા પ્રવાસ કર્યો હતો. એમની પાસે જગતમાં પોતાની કહેવા જેવી એકે ચીજ રહી નહોતી. એ આવીને અમારી પાસે બેઠા. એ સજ્જન છતાં અમારાથી કેટલા જુદા દેખાતા હતા! એમને કંઈ પ્રશ્નો પૂછવાના નહોતા, કશી જિજ્ઞાસા તૃપ્ત કરવાની નહોતી. પ્રશ્નો ને જિજ્ઞાસા તો અમને જ હતાં. કોઇ આમેય તો પાણીમાં પલાળેલો લોટ અને લીંબડાનાં પાંદડાં ખાઇને શરીરનો નિર્વાહ કરવાની ટેવ એમણે વર્ષોથી પાડી હતી. આવીને એક ખૂણામાં બેઠા, કોઇને એમણે ખલેલ ન કરી, કોઇ એમની શાંતિમાં ખલેલ પાડી શકે તેમ નહોતું. એમણે જિજ્ઞાસા જીતી હતી, પણ અમે નહોતી જીતી, ગાંધીજીએ નથી જીતી. એટલે ગાંધીજીએ એ દિવસે સાંજે પ્રાર્થના પછી એમને બોલાવ્યા અને પોતે લખીને પ્રશ્નો પૂછ્યા; તેના જવાબ માગ્યા. ભણશાળીએ ૩ વર્ષે મોઢું ઉઘાડ્યું.

સવાલઃ—તમને આ ખોરાક માફક આવે છે?

જવાબઃ—હા જી, બરાબર.

સવાલઃ—કદાચ લીમડાનાં પાનથી ઘણી મદદ થતી હશે?

જવાબઃ—હાસ્તો; શિયાળામાં મારે પાન છોડી દેવાં પડે છે. કેમકે આ શરીરમાં સંધિવાની અસર છે.

સવાલઃ—પાંદડાં બહુ કડવાં નથી લાગતાં?

ભણશાળીજી હસ્યા. લીમડામાં પણ અનેક જાતો હોય છે. કેટલાંક પાંદડાં કડવાં હોય છે ને કેટલાંક નથી હોતાં. જીભ આ ખોરાકથી ટેવાઇ જાય છે; તે એટલે સુધી કે જીભને એ ભાવવા માંડે છે. ત્યાં પણ સ્વાદેન્દ્રિયવિગ્રહનો સવાલ આવીને ઊભો રહે છે.

સવાલઃ—તમે સૂઇ ક્યાં રહો છો ? તમારી પાસે ઓઢવા પાથરવાનું કશું નથી ?

જવાબઃ—જ્યાં હોઉં ત્યાં સૂઈ જાઉં છું, ઓઢું પાથરું છું.

સવાલઃ—ગાદલું ચાદર ને ઓઢવાનું આપીએ તો તમને વાંધો નહિં આવે ને

જવાબઃ—નાજી. પણ હું ઘણી વાર ઝાડ નીચે, ઘણી વાર ખુલ્લી ધરતી પર ને આકાશ નીચે અને ઘણી વાર શ્મશાનમાં સૂઇ રહ્યો છું.

સવાલઃ—સાપનો કે વ્યાઘ્રાદિનો ઉપદ્રવ કદી થાય છે ખરો ?

જવાબઃ—ભાગ્યેજ; એક વાર વીંછી કરડેલો, પણ એ મકોડી કરડી હોય એથી વધારે ન લાગ્યું. સાપ મને ઘણી વાર મળ્યા છે. એક વાર ચિત્તો પણ મળેલો, પણ એમને મારી સાથે કશી શત્રુતા નહોતી ને મને ભય પણ લાગ્યો ન હતો.

સવાલઃ—શ્મશાનમાં કંઇ વિચિત્ર અનુભવો થયેલા ?

જવાબઃ—મારે એટલું કહેવું જોઇએ કે આ શરીર જીવોની યોનિ છે ખરી, પણ એના પર આસ્થા રાખવાની જરૂર નથી. એવા જીવો મને મળ્યા છે, ને એનો મને ભય કોઇ વાર લાગે છે ખરો; પણ તરત જ હું સ્વસ્થ થઇ જાઉં છું.

સવાલઃ—લોટની ભિક્ષા માગવા માટે તમારે બોલવું પડે છે ખરું ?

જવાબઃ—નાજી.

સવાલઃ—લોટ હંમેશાં મળી રહે છે ?

જવાબઃ—નાજી, કેટલીયે વાર મારે ભૂખ્યા રહેવું પડે છે. એક વાર તો લાગલગાટ ત્રણ દિવસ ભૂખ્યા રહેવું પડેલું. કેટલાક લોકો મને ખુશીથી ખવડાવે છે, પણ બીજા કેટલાકે મને ધુતારો માન્યો છે, કેટલાકે છૂપી પોલિસનો માણસ પણ ગણ્યો છે.

સવાલઃ—જે જૂના મિત્રો ને સગાંની તમને એક વાર ચિંતા થતી, તેમનો વિચાર કદી આવે છે ખરો ?

જવાબઃ—કદી નહિ; બધું ભૂલી ગયો છું.

સવાલઃ—ગામડાંની કંગાલિયત જોઇને તમને દુઃખ થાય છે ખરું ?

જવાબઃ—થાય છે કે જોઇને આપે એ વિષે લખ્યું છે તે બધું મને યાદ આવે છે. આપે " યંગ ઇંડીઆ "માં લખેલા પતંગનૃત્ય જેવા હૃદયભેદક લેખો મને યાદ આવે છે. ને એમ થાય છે કે પતંગનૃત્ય તો ચાલી જ રહ્યું છે, એની ભીષણતા વધતી જાય છે. એ જોઉં છું ને મને થાય છે કે હું મુઠ્ઠી લોટ ખાઉં છું, તે ખાવાનો પણ મને અધિકાર નથી. મને સંતોષ એટલો જ છે કે હું એથી વધારે કોઇની પાસેથી લૂંટતો નથી; અને શ્મસાનમાં મૃત્યુનું પ્રત્યક્ષ દર્શન થાય છે એ પણ આશ્વાસનરૂપ છે.

સવાલઃ—ત્યારે તમો કોઇ દિવસ પાછા મારી પાસે આવશો ને તમારા વિષે મેં સેવેલું સ્વપ્ન હજુ પૂરું કરશો, નહિ ?

જવાબઃ—હું ઇચ્છું તો છું કે હા કહી શકું. પણ મને ખબર નથી. ભગવાન જ જાણે છે. કદાચ એવું બને. ઝાંખો સંભવ છે ખરો.

સવાલઃ—આખો દિવસ શાના વિચાર કરો છો ?

જવાબઃ—મંત્રનો જપ કરું છું; મને કશાથી ક્ષોભ થતો નથી; કશાથી ગ્લાનિ ઉપજતી નથી.

સવાલઃ—ત્યારે બધો ભય ગયો છે, એમ કહી શકાય.

જવાબઃ—હાજી, હું તો શાંતિના સાગરમાં તરું છું. એ બધા આપના જ પ્રતાપ છે. આપે બધું મને શીખવ્યું છે, હું મારો ભૂતકાળ ઘણોખરો ભૂલી ગયો છું, પણ આપ ગીતા પર અને ભક્તરાજની યાત્રા પર જે પ્રવચનો આપતા એ હું ભૂલ્યો નથી. મને અખંડ શાંતિ પ્રાપ્ત થઇ છે. ઊંઘમાં સ્વપ્ન ભાગ્યે જ ખલેલ પાડે છે. લોકો ઘણી વાર મારી મશ્કરી કરે છે, મારો તિરસ્કાર કરે છે, એથી મને આનંદ થાય છે. ઘણી વાર હું એવી ઝંખના પણ કરું છું; એ ઝંખનાનું પણ દમન થઇ જાય એટલું જ હવે ઇચ્છું છું. પ્રશંસાથી મને આનંદ ન થાય તો હાંસીથી શા સારૂ થવો જોઇએ ? મારે એ અવિચળ સમતા જોઇએ; માન–અપમાન વિષે સમત્વ જોઇએ.

शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः

એ સ્થિતિ જોઇએ. વિપત્તિમાં પણ આનંદ ન થાઓ એમ હું બને તો ઇચ્છું ખરો, પણ બાપુ, એક વાર હું કેવો વિલાસી હતો ? કેવા એ વિલાસપણાના દિવસો હતા ? બધી મનની જ માયા છે. અત્યારે મારી શાંતિનો પાર નથી. ને તે છતાં એક વખતે હું કેટલો મોજશોખમાં પડેલો હતો. એટલું કહીને એ ખડખડાટ હસી પડયા.

સવાલઃ—તમે આખો દિવસ કયાં બેસો છો ?

જવાબઃ—નીચે ઓરડામાં. ભાઇઓ આવે છે ને જાય છે; પણ મને જરાય ખલેલ નથી થતી; કોણ આવે છે ને કોણ જાય છે એ પણ હું નથી જાણતો.

' એ જ ખરો વિજય છે ' ગાંધીજીએ કહ્યું. અહીં આ સંવાદ પૂરો થયો અને અમે ઉઠયા. *

શ્રી. મહાદેવભાઈ હરિભાઈ દેસાઇ

---

# મનુષ્ય રડે છે શા માટે ?

શરીરશાસ્ત્રના અધ્યયનથી એવું માલમ પડે છે કે આંસુ બનાવનારાવાળી ગ્રન્થિઓના કાર્યમાં સુખાત્મક શિરાઓ સાથ આપે છે. એ જ પ્રમાણે સંવેદનાત્મક શિરાઓ દુઃખ ઉત્પન્ન કરે છે. સામાન્ય મનુષ્ય એ વાત જાણે છે કે પોતાના રોવાનું કારણ પોતાનું દુઃખ

* તા. ૧૪ મી એપ્રિલ ૧૯૩૫ના " હરિજનબંધુ "માંથી.

છે, પણ વિજ્ઞાન પ્રસન્નતા તેમ જ સુખને રોવાનું કારણ સ્વીકારે છે. આ લેખમાં એ બે વિરોધી બાબતોનો સમન્વય કરવાનો પ્રયત્ન થયો છે:

દુઃખના મહાન સમુદ્રમાં ડુબકીઓ ખાનારાને એક નાની સંવેદનાનો સાથ જેટલો સુખદ લાગે છે તેટલો એની પ્રસન્નતાવાળી સ્થિતિમાં મોટામાં મોટું સુખ પણ એને જણાતું નથી. એ જ સુખ કે સંવેદનાના મિલનમાં આંસુનો સૌથી વધુ મોટો પ્રવાહ પરિલક્ષિત થાય છે.

જ્યાં સુધી માત્ર સંવેદનાત્મક શિરાઓ જ કાર્યશીલ રહેતી હોય ત્યાં સુધી આંસુ ઉત્પન્ન કરનારી ગ્રન્થિ બિલકુલ શાન્ત રહે છે. પણ સુખાત્મક શિરાઓ સજાગ થતાંની સાથે જ આ ગ્રન્થિ પણ પોતાનું કાર્ય વિનાવિલંબે શરૂ કરી દે છે.

ડાર્વિનનું કથન છે કે પોતાની દુઃખગાથા સંભળાવતી કોઇ સ્ત્રીને જો આપણે રોતા અટકાવવી હોય તો એના કરુણાપ્રવાહમાં તણાયા સિવાય સંવેદનાનો એક શબ્દ પણ કહો નહિ. એ જ પ્રમાણે પડી ગએલા એક બાળકને રોતાં અટકાવવા માટે એ વસ્તુ આવશ્યક છે કે એને પંપાળવામાં તથા એને ખુશ કરવાના પ્રયત્નમાં એના પછડાટનો ખ્યાલ આવવા દેવો જોઇએ નહિ. ઘણું કરીને એવું પણ જોવામાં આવે છે કે કોઇ બીજા બાળકને માર મારીને અથવા પછડાટ ખવડાવીને બાળક એ વખતે ન રોતાં પોતાની માના ખોળામાં છુપાઇને રડવા લાગે છે.

કોઇ ભારે દુઃખ પછી જીવ હળવો કરવા માટે રોવું આવશ્યક મનાય છે. કોઇ પ્રિય વસ્તુ ખોવાયા પછી અગર કોઇ પ્રિય વ્યક્તિના મૃત્યુથી આપણને જે મોટો આઘાત થાય છે એના ફલસ્વરૂપે આપણી શક્તિ મોટા પ્રમાણમાં આપણા શરીર–યંત્રથી અલગ પડી જઇને એકત્રિત બની જાય છે. જો એનો ઉપયોગ રોવા અગર તો આંસુ દ્વારા કરવામાં ન આવે તો પરિણામે આપણા મગજમાં અવ્યવસ્થા આવી જાય છે અને આપણે પાગલની માફક બકવાદ કરવા મંડી જઇએ છીએ.

સાહિત્યમાં આનંદાશ્રુની ચર્ચા મોટા ભાગે થાય છે, પણ સત્ય એ છે કે આંસુ હંમેશ પ્રસન્નતાનું પ્રતીક છે. સુખવાળી સ્થિતિમાં જેવી રીતે એક બહુ જ મોટા આનંદદાયક સમાચાર મળતાં આપણી આંખોમાં આંસુ આવી જાય છે, તેવી જ રીતે દુઃખવાળી સ્થિતિમાં સુખ, આશા અગર તો સંવેદનાનું એક નજીવું કિરણ પણ–જો કે મોટા સુખમાં કાંઇ એવું પ્રભાવશાળી નથી હોતું, છતાં આંસુઓની ધારા વહેવડાવવા સમર્થ બને છે.

રોવાની બાબતમાં મનોવિજ્ઞાનવિશારદોએ અનેક પ્રકારના પ્રયોગો કર્યા છે. ઇસ્પિતાલોમાં રોગીઓની તપાસ પછી એવું માલમ પડ્યું છે કે એવા લોકોને વધુમાં વધુ આંસુ એવે વખતે આવે છે, કે જ્યારે તેઓની સ્થિતિ જરા સુધારા પર હોય છે. નાટક-સિનેમાનાં દૃશ્યો જોયા પછી પ્રેક્ષકો ત્યારે જ પોતાના હાથમાં રૂમાલ લે છે, કે જ્યારે એમાંનો નાયક મુશીબતોમાંથી પાર ઊતરીને વિજયી બની રહ્યો હોય છે. આવા પ્રકારના અનેક પ્રયોગોના આધારથી અન્તિમ સાર એ નીકળે છે કે આંસુ અગર તો રુદન આપણાં દુઃખનું પ્રતીક નહિ પણ આનંદનું સાથી છે.*

* જાન્યુઆરી–૧૯૪૨ના "ચિત્રમય જગત"માંથી.

# ક્રિશ્ચિયન કોલ્ડ અને એની લોકશાળા

એનું નામ હતું ક્રિશ્ચિયન કોલ્ડ. એના કુટુંબની સ્થિતિ તદ્દન સાધારણ હતી. એનો બાપ પશ્ચિમ જટલૅંડનો એક ગરીબ મોચી હતો. એની મા એક ખેડૂતની દીકરી હતી. બાલ્યાવસ્થામાં જ નાની નાની બાબતોની કિંમત સમજતાં કોલ્ડ શીખ્યો હતો. એનો પોતાનો આ ઘણી વાર કહેતોઃ ' જ્યાં શૂન્ય છે ત્યાં કશું જ આવતું નથી; જ્યાં થોડુંક પણ હોય છે ત્યાં ઈશ્વરના આશીર્વાદ માટે અવકાશ છે. '

મોટી ઉંમરે જ્યારે કોલ્ડ જુવાનોની સાથે વાતો કરતો ત્યારે બાલ્યાવસ્થાની આ નાની નાની વાતોને તે બહુ જ સંભારતો. કોલ્ડ અત્યંત ઓછાબોલો હતો. એક શબ્દથી ચાલે ત્યાં એ બે શબ્દો વાપરતો નહિ; ઘણી વાર તો એક જ શબ્દ પર પૂરો ભાર મૂકીને કહેવાનું હોય તે બધું જ કહી શકતો, અને જીવનની નજીવી જણાતી બાબતો પર વાતચીત કરીને જુવાનોને ઘણો પ્રકાશ પાડતો. કોલ્ડની મા તેને નાનપણમાં વાતો કહેતી ત્યારથી જીવંત શબ્દની કેવી જાદુઈ અસર છે તે કોલ્ડને સમજાયું હતું; અને માણસને સન્માર્ગે ચડાવવામાં આવા જીવંત શબ્દો જ ઉપયોગના છે, એ વિષે તો કોલ્ડને ક્યારનીય ખાતરી થઈ ગઈ હતી. પોતે સ્નેડરટેડના અધ્યાપનમંદિરમાં અભ્યાસ કરતો હતો તે દરમિયાન એક ખેડૂત પાદરીએ કોલ્ડને ઈશ્વરના પ્રેમની કથાઓ કહેલી તેની છાપ તેના મન પર બહુ જ ઊંડી પડી હતી.

શરૂઆતમાં તે પોતાની પાસે આવનારા જુવાનિયાઓને વાતો કહેતો. તેને સ્પષ્ટ જણાયું હતું કે રીતસરના પાઠો શીખવવાની રીત કરતાં આવી વાતો કહેવાની રીત જુવાનો માટે ઘણી વધારે સારી છે. પણ શરૂઆતનાં વર્ષોમાં પોતાની શાળામાં ધર્મશિક્ષણ માટે આવી વાતો કહેવાની કોલ્ડને મંજૂરી ન મળી. ત્યાંની એકધારી નિષ્પ્રાણ પદ્ધતિથી કોલ્ડ કંટાળી ગયો અને એક વાર તો તેણે અમેરિકા જેવા સ્વતંત્ર દેશમાં જવાનો વિચાર પણ કરેલો. પણ પાછળથી તે રમની ગયો અને એ જ સ્થળમાં ચારપાંચ વર્ષ સુધી ચોપડીઓ બાંધનાર તરીકે કામ કર્યું. આ વર્ષો દરમિયાન પોતાના કેળવણીવિષયક વિચારોને વધારે પાકા કરવાની તેને સુંદર તક મળી.

ઈ. સ. ૧૮૪૮ માં ડેન્માર્કમાં વિગ્રહ ફાટી નીકળ્યો ને આ વિગ્રહને અંતે ડેન્માર્કને પણ સ્વાતંત્ર્ય મળ્યું. એ જ વર્ષમાં ગ્રુન્ડટ્વીગનો સૌથી મોટો શિષ્ય બર્કડેલ પાદરી થઈને રૂનેનમાં આવ્યો અને તેનાં પ્રવચનો સાંભળીને લોકોની દૃષ્ટિ ઘણી ખુલી ગઈ. બર્કડેલ જ્યારે જ્યારે આ લોકોને ડેનોના લોકસાહિત્યની, તેમના ઇતિહાસની તેમ જ તેમની માતૃભક્તિની વાતો કરતો ત્યારે આ લોકોનાં અંતર ઊછળી આવતાં ને સાદા ભલા ભોળા ખ્રિસ્તી લોકોના જીવનમાં કેમ જાણે નવો પ્રકાશ પડતો. આ લોકોમાં રહીને આ કામ કરવાનું સદ્‌ભાગ્ય કોલ્ડને પ્રાપ્ત થયું.

કોલ્ડ રમનીમાં હતો ત્યારે તેને આશરે ૫૫ પાઉન્ડ બચ્યા હતા. આ મૂડી લઈને કોલ્ડ કોપનહાગન ગયો, ને એક નવી લોકશાળા ઊભી કરવાની ગ્રુન્ડટ્વીગે તેને બીજા ૭૦

પાઉન્ડ ઉધરાવી આપ્યા તથા લોકશાળા ઉઘાડવાનો સંકલ્પ દૃઢ થયો. આ શાળામાં અઢાર વર્ષથી નાની ઉંમરના વિદ્યાર્થીને ન લેતા.

અન્ડટ્વીગને પોતાની લોકશાળા ઊભી કરવામાં હજાર ઉપરાંત પાઉન્ડનો ખર્ચ થયો હતો, એટલે કોલ્ડ માત્ર સવાસો પાઉન્ડમાં લોકશાળા કેવી રીતે કાઢી શકશે એ પહેલાં તેને સમજાયું નહિ. કોલ્ડે તો રિસવિગમાં થોડા એકર જમીન વેચાતી લીધી, તે પરનાં જૂનું મકાનો પાડી નાખ્યાં, અને તેના પર સાદામાં સાદાં ઝૂંપડાં ઊભાં કર્યાં. આ મકાન ચણતી વખતે કોલ્ડે પોતે દાઢિયા તરીકે કામ કર્યું હતું ! મકાનમાં એક શાળાનો ઓરડો, એક સૂવાબેસવાનો ઓરડો અને ત્રીજું રસોડું. કોલ્ડ અને તેનો મદદગાર બન્ને કુંવારા હતા, એટલે પોતાના ૨૫ જેટલા વિદ્યાર્થીઓ સાથે આ મકાનમાં જ સૂતા. વિદ્યાર્થીઓ પાસેથી ખાવાનું, રહેવાનું તેમ જ ભણવાનું માસિક બાર શિલિંગ લવાજમ લેવાનું રાખ્યું હતું. ખાવાનું એટલું બધું સાદું હતું કે બધાય મળીને એક મહિને ભાગ્યે જ ૧ કિલોમિટર સાકર વાપરતા હશે. સવારનો નાસ્તો પણ એવો જ સાદો. અતિથિનું તો નામ જ શાનું હોય ! છતાં આ વિદ્યાર્થીઓએ કોઇ દિવસ ખોરાક માટે ફરિયાદ કરી નથી. આવા કરુણ જીવનમાંથી પસાર થતા આ લોકો રાત્રે કઠણ બિછાનામાં પડયા પડયા ધર્મની ને દેશની અનેક વાતો કરતા. ઊંઘી જતા ને રાત ક્યાં પસાર થઇ તેનું પણ તેમને ભાન ન રહેતું. કોલ્ડ આ વિદ્યાર્થીઓને પ્રભુની કૃપા અને માર્ગભૂલેલાંઓને માર્ગદર્શનની વાતો કહેતો, અને આવી સર્વ વાતોમાં ઇશ્વિર ઉપરનો તેનો ઊંડો સદ્ભાવ હમેશાં તરી આવતો.

કોલ્ડ જ્યારે જ્યારે પોતાના વિદ્યાર્થીઓ સાથે વાતો કરતો ત્યારે ત્યારે કેમ જાણે એ વિદ્યાર્થીઓના સૂતેલા આત્માઓને સંબોધન કરતો હોય એમ લાગતું. એની ઝીણી ભૂરી આંખો એમનાં ઊંડાણ સુધી કેમ જાણે સ્પર્શ કરતી. તે ઘણી વાર કહેતોઃ '**લોકશાળાઓનો ઉદ્દેશ વિદ્યાર્થીઓના આત્મા સુધી પહોંચવાનો છે. વિષયોનું જ્ઞાન એ તો માત્ર સાધન અથવા માર્ગ છે.**'

કોલ્ડનો પોશાક એટલો બધો સાદો હતો કે અજાણ્યા લોકો તેને માળી માની લેતાં. અને છતાં પોતાના શરીરની તેમ જ શાળાની તેને બહુ ચીવટ હતી. એક વાર એક મિત્ર કચરાવાળા લાકડાના જોડા ઉતાર્યા વિના શાળામાં દાખલ થયો, એટલે કોલ્ડથી ન રહેવાયુંઃ 'પીટર ! તારા જોડા ઉતારી નાખ.' પીટરે કહ્યુંઃ 'શું તમારો ઓરડો એટલો બધો સરસ છે કે આવા જોડાથી બગડી જશે?' કોલ્ડે જવાબ વાળ્યોઃ 'મારા ઓરડાની મને કિંમત નથી; પણ મારી બેન ઓરડો વાળે છે તેની મને કિંમત છે, માટે તમને કહું છું.'

લોકોએ સાદાઇથી અને કરકસરથી રહેતાં શીખવું જ જોઇએ, એવી કોલ્ડની દૃઢ માન્યતા હતી. તે ઘણી વાર કહેતોઃ 'માણસ ગાય દોહતો હોય કે છાણવાસીદું કરતો હોય, અને છતાં તેનું જીવન ઉચ્ચ હોય એ શું બનવાજોગ નથી? આ ભભકાદાર અને ખર્ચાળ રમતો એ શું ખરો સુધારો છે? જે 'લોકશાસનમાં માત્ર સ્થૂળ વસ્તુઓને મેળવવા પાછળ જ માણસ પોતાનું જીવન ગાળે એ લોકશાસન ને એ સંસ્કૃતિના કરતાં મારી લોકશાળાનું લોકશાસન વધારે ઊંચું છે, કારણ કે આ લોકશાળાના આદર્શમાં તો સાદા રીતરિવાજો,

સાદું કરકસરવાળું જીવન અને સાથેસાથે બુદ્ધિ અને હૃદયની ઊંચી સંસ્કારિતા એ બધાં ૧ રહેલાં છે. કોલ્ડે પોતાના વિદ્યાર્થીઓને સાદા રહેતાં શીખવ્યું, તેમના લાખો રૂપિયા મોજ-શોખમાં ખરચાઇ જતા અટકાવ્યા, અને જીવનના રોજના કામમાં વધારે નીતિથી ચાલતાં શીખવ્યું. કોલ્ડને ખેતીવાડી સંબંધી કશું યે જ્ઞાન ન હતું, છતાં ડેન લોકોની ખેતીવાડી પર એની ભારે અસર હતી. ડેન લોકોનું માખણ દુનિયા પર પ્રસિદ્ધ છે તે ડેન લોકોના માખણ-સંચાને આભારી છે તે કરતાં, કોલ્ડ જેવા સાધુ પુરુષોના જીવનને વધારે આભારી છે.

કોલ્ડ વિદ્યાર્થીઓ પાસેથી બહુ ઓછી ફી લેતો એટલે તેને રાજ્યની મદદ માગવી પડી, અને આવી મદદ તેને મળી પણ ખરી; પણ તે એવી શરતે લીધી કે વિદ્યાર્થીઓના શિક્ષણમાં અધિકારીઓ જરાય દખલ કરે નહિ. કોલ્ડે ઘણી લોકશાળાઓ શરૂ કરવામાં સાથ આપ્યો હતો. પણ રેર્ડીંગની શાળા તો કોલ્ડની પોતાની જ શાળા. એને માટેનું એવું મમત છેક સુધી એવું જ રહ્યું. ઇ. સ. ૧૮૭૦ માં કોલ્ડ મરણ પામ્યો.* —નાનાભાઇ

---

# સંસ્કૃતિની સર્જક: ગરમી

ગ્રીસમાં એક જૂની પુરાણકથા છે. પ્રાચીનકાળમાં પ્રોમેથસ નામના એક દેવદૂતે સ્વર્ગમાંથી માણસને આપવા અગ્નિ ચોર્યો. સ્વર્ગના રાજા ઝિયસને આ વાતની ખબર પડી. તે તો ઘણો જ ગુસ્સે થઇ ગયો, કારણ કે તેને તો ખબર હતી કે અગ્નિ–ગરમી પર જો માનવજાતિનો કાબૂ આવી જશે તો માનવો સહેજે સ્વર્ગ ભોગવશે. કોપેલા ઝિયસે આથી પ્રોમેથસને શાપ આપ્યો કે ' જા, તું પથ્થરનો બની જા. ' ઉપરાંત તેણે એ દેવદૂતને વધુ હેરાન કરવા એક સમડી બનાવી, જે રોજ પ્રભાતે પ્રોમેથસનું કાળજું ખાઇ જતી; કારણ કે દૂતને રાત્રિ દરમ્યાન નવું કાળજું ઊગતું. વર્ષો સુધી દૂત આ પ્રમાણે પીડાતો રહ્યો. એક વખત જગવિખ્યાત પહેલવાન હરક્યુલસ ત્યાં આવી ચડ્યો. તેણે એ સમડીને મારી નાખી, પ્રોમેથસ શાપમુકત થયો અને તેણે માણસને અગ્નિ આપી દીધો.

મને તો એમ લાગે છે કે દેવદૂત પ્રોમેથસ જગતને–માનવજાતને આથી વધુ ઉત્તમ ભેટ કદાપિ આપી શક્યો જ ન હોત. આપણી સંસ્કૃતિનો પાયો અગ્નિમાં–ગરમીમાં જ રહેલો છે. ગરમી જ આપણો કાચો અખાદ્ય ખોરાક પકાવી આપે છે; ગરમીમાંથી ઉત્પન્ન થએલો પ્રકાશ અંધકારને હાંકી કાઢે છે; અને શું અગ્નિ વગર જ આપણે સંસ્કૃતિના સ્તંભો જેવાં આધુનિક યંત્રોને કાચી ધાતુઓમાંથી બનાવી શક્યા હોત ? કદાચ આ કારણથી આપણા પૂર્વજો અગ્નિપૂજા નહિ કરતા હોય ?

## ગરમીની ઉત્પત્તિ

આફ્રિકાનાં જંગલોમાં રહેતો કોઇ અસંસ્કૃત માનવી બે પથરા ઘસીને, ને આપણે પળમાત્રમાં દીવાસળી ઘસીને અગ્નિ પેદા કરીએ છીએ તેમાં કશો જ મૂળભૂત તફાવત નથી.

---

* " કુમાર "ના ડિસેમ્બર '૪૨ ના અંકમાંથી.

બંનેનાં કાર્યથી બે જુદાં મૂળ તત્ત્વોનું પ્રાણવાયુ સાથે સંયોજન થાય છે; અને આ સંયોજનના પરિણામે એ મૂળ તત્ત્વોના અણુઓમાં રહેલો ગરમીનો મોટો જથ્થો છૂટો પડે છે. આપણાં સામાન્ય બળતણો–લાકડું, કોલસો, તેલ ઇત્યાદિ–માં બીજું મૂળ તત્ત્વ તે કાર્બન ( Carbon ). આ બળતણોને અમુક હદથી વધુ ગરમ કરવાથી, તેમાં રહેલા કાર્બનના અણુઓ પ્રાણવાયુ સાથે સંયોજિત થઇ કાર્બોનિક ઍસિડ ગૅસ ( Carbon Dioxide ) ઉત્પન્ન થાય છે. આ સંયોજનથી પુષ્કળ પ્રમાણમાં ગરમી છૂટી પડે છે. તમે જાણતા તો હશો કે સઘડીમાં શરૂઆતમાં જ કાકડી મૂકી થોડા કોલસા સળગાવા પડે છે; ત્યારબાદ તો ગરમી છૂટી પડવાથી કોલસા આપોઆપ જ સળગે છે.

## જ્વાળા અને પ્રકાશ

સામાન્ય સંજોગોમાં તો આપણને ગરમી, જ્વાળા અને પ્રકાશ સાથે જ મળે છે. પરંતુ બધા જ પ્રયોગોમાં આ હકીકત સત્ય નથી. એક સામાન્ય દાખલો લઇએ. દીવાસળીમાં ઇલેક્ટ્રિક તાર ( જે મૅગ્નેશિયમ ધાતુનો બનાવેલો હોય છે તે )ને સળગાવવાથી આપણને ગરમી અને પ્રકાશ એ બે તો મળે છે, પણ સ્ટવમાંથી જેવી જ્વાળાઓ નીકળે છે તેવી જ્વાળાઓ નીકળતી નથી. કારણ કે ગમે તેટલી ગરમી આપવાથી પણ મૅગ્નેશિયમનું વાયુમાં રૂપાંતર થઇ શકતું નથી. તો પછી તમે સવાલ પૂછશો કે જ્વાળા ઉત્પન્ન ક્યારે થાય ? જ્યારે બે યોગ્ય મૂળ તત્ત્વો વાયુ અવસ્થામાં સંયોજિત થાય છે ત્યારે જ જ્વાળા ઉત્પન્ન થાય છે. વાયુ પદાર્થ તો છે જ, પણ વાયુ અવસ્થામાં મૂળ તત્ત્વોના અણુઓ એકબીજાથી ઘણા અંતરે રહેલા છે. આથી વાયુ અવસ્થામાં બે મૂળતત્ત્વોનું સંયોજન ઘણી જ ઝડપથી થઇ શકે, એ અતિ ઝડપથી પુષ્કળ ગરમી છૂટી પડે છે અને પરિણામે જ્વાળાઓ ઉત્પન્ન થાય છે, પણ જ્વાળા અને પ્રકાશને શો સંબંધ ! વાયુ અવસ્થામાં પણ કેટલાક ઘન કારબનના અણુ રહેલા હોય છે. આ અણુઓ પુષ્કળ ગરમી છૂટી પડવાથી અતિ તપ્ત ( White-hot ) થઇ જાય છે; અને તેથી જ્વાળા મોટે ભાગે પ્રકાશ આપે છે. સૂર્યમાં પણ હરેક પળે ઘણા જ મોટા કદમાં આર્દ્રવાયુ બળે છે અને તેથી ઉત્પન્ન થએલી ગરમી અબજો માઇલ પ્રસરે છે.

## ગરમી: એક પ્રકારની ગતિ

આપણે જ્યારે સગડી પાસે ઊભા હોઇએ છીએ ત્યારે આપણને તાપ લાગે છે, પણ જો ભૂલેચૂકે આ ઋતુમાં બરફનો સ્પર્શ થઇ જાય તો કેવા દાંત કકડી ઊઠે છે ! આ પણ પ્રકાશથી ઉત્પન્ન થતી તેજ અને અંધકાર જેવી જ એક પ્રકારની અસર છે, પણ આ અસર થવાનું કારણ શું ? આનો ટૂંકોટચ જવાબ એ છે કે ‘ ગરમી એક પ્રકારની ગતિ છે. ’ સૂર્યની ગરમીનો દાખલો લઇએ તો ઉપરનું કથન સમજવું સરળ પડશે. સૂર્યમાંના અને સપાટી પર રહેલા અણુઓ અતિવેગવાન હોય છે. આ અણુઓના સંપર્કમાં આવવાથી વાતાવરણમાં રહેલા ઇથર ( Ether ) નામના પદાર્થમાં ગતિ ઉત્પન્ન થાય છે. આ ગતિથી ઇથરમાં ગરમીનાં, પ્રકાશનાં અન બીજા અનેક પ્રકારનાં મોજાં ( Waves ) ઉત્પન્ન થાય છે. ઇથર મારફતે આ મોજાં પૃથ્વી પર આવે છે. આ રીતે આયાત થએલાં

ગરમીનાં મોજાં પૃથ્વી પરની તમામ વસ્તુઓ પર અથડાય છે; અને તે એ તમામ વસ્તુઓમાં ( જેમાં આપણો પણ સમાવેશ થઇ જાય છે ) એક જાતની ગરમી ઉત્પન્ન કરે છે, જેને આપણે ગરમી તરીકે ઓળખીએ છીએ. આ ક્રિયામાં પથરની સ્થિતિ તો માત્ર સંઘેતરું લઇ જનારા જેવી છે. આટલી ગરમી આપણને તે પહોંચાડે છે, પણ તેને જરાય ગરમ થવાનો લાભ મળતો નથી !

## ગરમીનાં મોજાં

તમારા ઘરમાં જો કોઇ ઓરડાને વાદળી કાચની બારીઓ હશે તો તે ઓરડામાં બીજા ઓરડાઓ કરતાં વધુ બફારો લાગશે. એમ કેમ ? તમને કદાચ ઉપરની વસ્તુનો ખ્યાલ જ નહિ આવ્યો હોય, પરંતુ આ ફેરફારની પાછળ ગરમીનાં મોજાં જ છુપાએલાં છે. પ્રકાશનાં મોજાંની માફક ગરમીનાં મોજાંમાં પણ જુદી જુદી મોજાં-લંબાઈ ( Wave-lengths ) હોય છે. વાદળી રંગના કાચમાં એક એવો ગુણ છે કે જેથી ગરમીનાં ટૂંકી લંબાઇનાં મોજાંને જ તે અંદર જવા દે છે. આ પ્રવેશેલાં મોજાં ગાંડાની માફક ટેબલ પર, ખુરશી પર, દીવાલ પર અને જ્યાં ત્યાં અથડાય છે. પણ થોડી જ વારમાં એ બિચારાંઓ ડાહ્યાં થઇ જ્ઞાન પ્રાપ્ત કરે છે કે હવે તેઓ મોટાં થયાં છે, ( એટલે કે તેમની મોજાં-લંબાઇ વધી છે ) અને હવે જે દરવાજેથી પેઠા હતા તે દરવાજો તો બહાર જવા માટે નાનો પડે; કારણ વાદળી કાચ મોટી લંબાઇવાળાં ગરમીનાં મોજાંને આરપાર જવા દેતો નથી. નિરાશાનાં માર્યાં એ બિચારાં ગુસ્સે થઈ આમ તેમ ફુંફાડા મારી, ઓરડાનું ઉષ્ણતામાન વધારી. પોતાનો ગુસ્સો વ્યર્થ ઠાલવે છે.

શિયાળાની ઠંડીમાં ધોળા રંગનાં કપડાં કરતાં બીજા કેટલાક રંગનાં કપડાં આપણને ગરમ લાગે છે. રંગીન અને ધોળાં કપડાં બંને સુતરાઉ હોવા છતાં આ ભેદ શા માટે ? વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોતાં કોઇ કાપડ ઠંડું કે ગરમ છે જ નહિ. સામાન્ય રીતે આપણા શરીરનું ઉષ્ણતામાન વાતાવરણના કરતાં ઊંચું હોય છે, તેથી ગરમીનો એક નાનો પ્રવાહ આપણાં શરીરમાંથી વાતાવરણમાં વહેતો જ હોય છે. જે કપડાં ગરમ હોવાનો આભાસ થાય છે તે કપડાંના અણુઓમાં, શરીરમાંથી વાતાવરણમાંથી વહી જતાં ગરમીનાં મોજાં અટકાવવાની શક્તિ હોય છે. આથી ગરમીનો અપવ્યય થતો અટકવાથી આ પ્રકારનાં કાપડ ગરમ લાગે છે. આ પ્રકારની જે વસ્તુઓ ગરમીનું જલદી વહન કરી શકતી નથી તે મંદવાહક ( Bad-conductor ) કહેવાય છે. પૃથ્વી પણ મંદવાહક છે, તે આપણા સારા નસીબની વાત છે. પ્રથમ તો તે એક અત્યંત ગરમ વાયુનો જથ્થો જ હતી. કાળક્રમે તે ઠંડી થઇ ને આખરે ઉપરનું પડ ઠરીને ઘન થઇ ગયું. પરંતુ તેના પેટાળમાં હજુયે ધમધમતો લાવારસ રહેલો છે. જો પૃથ્વી સુવાહક ( Good-conductor ) હોત તો એ લાવાની ગરમી સપાટી પર આવત ને વાતાવરણમાં ઉત્પાત મચાવી મૂકત. તો પછી આજે પૃથ્વી પર જણાતી જીવમાત્રની હયાતી હોત કે કેમ તે શંકાસ્પદ છે.

## ગરમીની અસર

સૌ કોઈ જાણે છે કે ગરમીની બે સામાન્ય અસર છે. ઉષ્ણતામાન સાથે વસ્તુની

લંબાઇ અને કદ વધે છે, જ્યારે ઠંડીથી સંકોચાય છે; પણ કંઈ પાંચે આંગળીઓ સરખી નથી હોતી. તે પ્રમાણે આ સામાન્ય નિયમને પણ અપવાદ છે. પાણીને આપણે ૪ ડિગ્રી સેન્ટીગ્રેડ સુધી ઠંડુ કરીએ તો તેનું કદ વધે છે. આથી જ બરફ પાણીથી હલકો છે. ઉત્તરધ્રુવ વગેરે પ્રદેશોમાં અતિશય ઠંડીને લીધે બરફ પણ ઠરી જાય છે. બરફમાં તો જળચરો કેવી રીતે જીવી શકે ? પણ બરફ પાણી કરતાં હલકો હોવાથી તે સમુદ્રની સપાટી પર તરે છે, ને સમુદ્ર ઉપર પડતી બહારની ઠંડી સહન કરે છે; પણ નીચે સમુદ્રના ઉંડાણમાં તો જળ જ હોય છે. કુદરતે જો એ અપવાદ જ ન રાખ્યો હોત તો સમુદ્રની જીવસૃષ્ટિ સાથે તેના પર નિર્વાહ કરનાર માનવસૃષ્ટિનો પણ અંત આવી ગયો હોત. માનવ ભલે ભૂલ કરે, પણ કુદરતને તેમ કરવું કાંઇ પાલવે ?

## સૂર્યની અમાપ ગરમી

આપણામાં કહેવત છે કે 'ઘરનો જોગી તે જોગટો, અને બહારથી આવ્યો તે સંત.' રોજનો સૂર્ય જે અમાપ ગરમી આપણને ભેટ ધરે છે તેને તો આપણે બેફિકર બની વીસરી જ જઇએ છીએ ! સૂર્ય તરફથી મળતી ગરમીનો તમને ખ્યાલ છે ? બળતણનો એક ઘનચોરસમાઇલના કદનો એક, એવા ૭૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ ઘનચોરસો બાળતાં જેટલી ગરમી મળે તેટલી તો સૂર્ય આપણને દર કલાકે આપે છે ! આ અમાપ ગરમીનો ઘણો જ નાનો ભાગ આપણે પાક ઉગાડવા તથા આપણાં જીવન ટકાવી રાખવા વાપરીએ છીએ. અને બાકીનો ભાગ અનંત વ્યોમના અબજો માઇલની સફર ખેડવામાં વ્યર્થ જાય છે. એક એકરના ખેતરમાં જે ગરમી પડે છે તેને કાબૂમાં લઇ જો આપણે ઉપયોગ કરીએ તો દર કલાક કામ કરવામાં વપરાતો ૭ ટન કોલસો તે વડે આપણે બચાવી શકીએ. આપણાં આજનાં પરિમિત સાધનોથી આ સૂર્યગરમીરૂપે રહેલી શક્તિનો અમાપ જથ્થો આપણે વાપરી શકતા નથી. પણ ભાવિ વૈજ્ઞાનિકો જ્યારે તેના પર સંપૂર્ણ કાબૂ મેળવી તેનો સદુપયોગ કરશે તે દિવસે જગતમાં બળબળતાં સહરાનાં જેવાં કરાળ રણોની જગ્યાએ આખા જગતની માતા જેવાં, આંખને ઠારે તેવાં લીલાંછમ ફળદ્રૂપ ખેતરો હશે.*

—અરુણ મહેતા

### આપણી માતૃભૂમિના રક્ષણ માટે

આપણે મતભેદો અને ઇર્ષા છોડી દઇ બધા એકબીજા સાથે ખભેખભો મીલાવી એકત્ર ઉભા રહીએ તો જરૂર કંઇ સારૂં પરિણામ આવશે. થોડાં વરસ ઉપર અહીં મરાઠા વસતીગૃહના ઉદ્‌ઘાટન સમારંભ પ્રસંગે મારે જણાવવું પડેલું કે કોમી સંસ્થા જો કે આવશ્યક છે, છતાં વ્યાપક દૃષ્ટિએ તે બહુ ઇચ્છવાજોગ નથી. આપણને દરેક બાબતમાં ન્યાત-જાત અને ધર્મની સંકુચિત દૃષ્ટિથી જોવાની ટેવ પડી છે. સમગ્ર દેશના દૃષ્ટિબિંદુથી આપણે ભાગ્યે જ વિચાર કરીએ છીએ રાજા અને ખેડૂત, ધનપતિ તેમ જ ગ્રાહ્ડુ કાઢનારો, બ્રાહ્મણ કે દલિત શૂદ્ર, હિંદુ કે મુસલમાન, **દક્ષિણી અને ગુજરાતી બધા જ આપણે એક જ ભૂમિનાં સંતાનો છીએ,** એ કદી આપણને સમજાતું નથી. આપણે વહેંચાઇ જઇ હેઠે પડયા છીએ અને હજુ પડતા જઇએ છીએ. આપણે જો એકત્ર હોઇએ તો આપણે ઉત્કર્ષ સાધી મજબૂત બનીએ અને કોઇ પણ પૌર્વાત્ય કે પાશ્ચાત્ય ગમે તે આક્રમણકારને નિશ્ચિંત પડકાર કરી શકીએ.

નાયબ દીવાન **શ્રી. માનેપાટીલ**

---

* ડિસેમ્બર-૧૯૪૨ ના "કુમાર"માંથી.

ગરમીનાં મોજાં પૃથ્વી પરની તમામ વસ્તુઓ પર અથડાય છે; અને તે એ તમામ વસ્તુઓમાં ( જેમાં આપણો પણ સમાવેશ થઇ જાય છે ) એક જાતની ગરમી ઉત્પન્ન કરે છે, જેને આપણે ગરમી તરીકે ઓળખીએ છીએ. આ ક્રિયામાં ઇથરની સ્થિતિ તો માત્ર સંપેતરું લઇ જનારા જેવી છે. આટલી ગરમી આપણને તે પહોંચાડે છે, પણ તેને જરાય ગરમ થવાનો લાભ મળતો નથી !

## ગરમીનાં મોજાં

તમારા ઘરમાં જો કોઇ ઓરડાને વાદળી કાચની બારીઓ હશે તો તે ઓરડામાં બીજા ઓરડાઓ કરતાં વધુ બફારો લાગશે. એમ કેમ ? તમને કદાચ ઉપરની વસ્તુનો ખ્યાલ જ નહિ આવ્યો હોય, પરંતુ આ ફેરફારની પાછળ ગરમીનાં મોજાં જ છુપાએલાં છે. પ્રકાશનાં મોજાંની માફક ગરમીનાં મોજાંમાં પણ જુદી જુદી મોજાં-લંબાઈ ( Wave-lengths ) હોય છે. વાદળી રંગના કાચમાં એક એવો ગુણ છે કે જેથી ગરમીનાં ટૂંકી લંબાઇનાં મોજાંને જ તે અંદર જવા દે છે. આ પ્રવેશેલાં મોજાં ગાંડાની માફક ટેબલ પર, ખુરશી પર, દીવાલ પર અને જ્યાં ત્યાં અથડાય છે. પણ થોડી જ વારમાં એ બિચારાંઓ ડાહ્યાં થઇ જ્ઞાન પ્રાપ્ત કરે છે કે હવે તેઓ મોટાં થયાં છે, ( એટલે કે તેમની મોજાં-લંબાઇ વધી છે ) અને હવે જે દરવાજેથી પેઠા હતા તે દરવાજો તો બહાર જવા માટે નાનો પડે; કારણ વાદળી કાચ મોટી લંબાઇવાળાં ગરમીનાં મોજાંને આરપાર જવા દેતો નથી. નિરાશાનાં માર્યાં એ બિચારાં ગુસ્સે થઈ આમ તેમ ફુંફાડા મારી, ઓરડાનું ઉષ્ણતામાન વધારી પોતાનો ગુસ્સો વ્યર્થ ઠાલવે છે.

શિયાળાની ઠંડીમાં ધોળા રંગનાં કપડાં કરતાં બીજા કેટલાક રંગનાં કપડાં આપણને ગરમ લાગે છે. રંગીન અને ધોળાં કપડાં બંને સુતરાઉ હોવા છતાં આ ભેદ શા માટે ? વૈજ્ઞાનિક દ્રષ્ટિએ જોતાં કોઇ કાપડ ઠંડું કે ગરમ છે જ નહિ. સામાન્ય રીતે આપણા શરીરનું ઉષ્ણતામાન વાતાવરણના કરતાં ઊંચું હોય છે, તેથી ગરમીનો એક નાનો પ્રવાહ આપણાં શરીરમાંથી વાતાવરણમાં વહેતો જ હોય છે. જે કપડાં ગરમ હોવાનો આભાસ થાય છે તે કપડાંના અણુઓમાં, શરીરમાંથી વાતાવરણમાંથી વહી જતાં ગરમીનાં મોજાં અટકાવવાની શક્તિ હોય છે. આથી ગરમીનો અપવ્યય થતો અટકવાથી આ પ્રકારનાં કાપડ ગરમ લાગે છે. આ પ્રકારની જે વસ્તુઓ ગરમીનું જલદી વહન કરી શકતી નથી તે મંદવાહક ( Bad-conductor ) કહેવાય છે. પૃથ્વી પણ મંદવાહક છે, તે આપણા સારા નસીબની વાત છે. પ્રથમ તો તે એક અત્યંત ગરમ વાયુનો જથ્થો જ હતી. કાળક્રમે તે ઠંડી થઇ ને આખરે ઉપરનું પડ ઠરીને ઘન થઇ ગયું. પરંતુ તેના પેટાળમાં હજુયે ધમધમતો લાવારસ રહેલો છે. જો પૃથ્વી સુવાહક ( Good-conductor ) હોત તો એ લાવાની ગરમી સપાટી પર આવત ને વાતાવરણમાં ઉત્પાત મચાવી મૂકત. તો પછી આજે પૃથ્વી પર જણાતી જીવમાત્રની હયાતી હોત કે કેમ તે શંકાસ્પદ છે.

## ગરમીની અસર

બધા જ જાણે છે કે ગરમીની બે સામાન્ય અસર છે. ઉષ્ણતામાન સાથે વસ્તુની

લંબાઇ અને કદ વધે છે, જ્યારે ઠંડીથી સંકોચાય છે; પણ કંઈ પાંચે આંગળીઓ સરખી નથી હોતી. તે પ્રમાણે આ સામાન્ય નિયમને પણ અપવાદ છે. પાણીને આપણે ૪ ડિગ્રી સેન્ટીગ્રેડ સુધી ઠંડુ કરીએ તો તેનું કદ વધે છે. આથી જ બરફ પાણીથી હલકો છે. ઉત્તરધ્રુવ વગેરે પ્રદેશોમાં અતિશય ઠંડીને લીધે બરફ પણ ઠરી જાય છે. બરફમાં તો જળચરો કેવી રીતે જીવી શકે? પણ બરફ પાણી કરતાં હલકો હોવાથી તે સમુદ્રની સપાટી પર તરે છે, ને સમુદ્ર ઉપર પડતી બહારની ઠંડી સહન કરે છે; પણ નીચે સમુદ્રના ઉંડાણમાં તો જળ જ હોય છે. કુદરતે જો એ અપવાદ જ ન રાખ્યો હોત તો સમુદ્રની જીવસૃષ્ટિ સાથે તેના પર નિર્વાહ કરનાર માનવસૃષ્ટિનો પણ અંત આવી ગયો હોત. માનવ ભલે ભૂલ કરે, પણ કુદરતને તેમ કરવું કાંઇ પાલવે?

## સૂર્યની અમાપ ગરમી

આપણામાં કહેવત છે કે 'ઘરનો જોગી તે જોગટો, અને બહારથી આવ્યો તે સંત.' રોજનો સૂર્ય જે અમાપ ગરમી આપણને ભેટ ધરે છે તેને તો આપણે બેફિકર બની વીસરી જ જઇએ છીએ! સૂર્ય તરફથી મળતી ગરમીનો તમને ખ્યાલ છે? બળતણનો એક ઘનચોરસમાઇલના કદનો એક, એવા ૭૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ ઘનચોરસો બાળતાં જેટલી ગરમી મળે તેટલી તો સૂર્ય આપણને દર કલાકે આપે છે! આ અમાપ ગરમીનો ઘણો જ નાનો ભાગ આપણે પાક ઉગાડવા તથા આપણાં જીવન ટકાવી રાખવા વાપરીએ છીએ. અને બાકીનો ભાગ અનંત વ્યોમના અબજો માઇલની સફર ખેડવામાં વ્યર્થ જાય છે. એક એકરના ખેતરમાં જે ગરમી પડે છે તેને કાબૂમાં લઇ જો આપણે ઉપયોગ કરીએ તો દર કલાક કામ કરવામાં વપરાતો ૭ ટન કોલસો તે વડે આપણે બચાવી શકીએ. આપણાં આજનાં પરિમિત સાધનોથી આ સૂર્યગરમીરૂપે રહેલી શક્તિનો અમાપ જથ્થો આપણે વાપરી શકતા નથી. પણ ભાવિ વૈજ્ઞાનિકો જ્યારે તેના પર સંપૂર્ણ કાબૂ મેળવી તેનો સદુપયોગ કરશે તે દિવસે જગતમાં બળબળતાં સહરાનાં જેવાં કરાળ રણોની જગ્યાએ આખા જગતની માતા જેવાં, આંખને ઠારે તેનાં લીલાંછમ ફળદ્રૂપ ખેતરો હશે.*

—અરૂણ મહેતા

### આપણી માતૃભૂમિના રક્ષણ માટે

આપણે મતભેદો અને ઇર્ષા છોડી દઇ બધા એકબીજા સાથે ખભેખભો મીલાવી એકત્ર ઉભા રહીએ તો જરૂર કંઇ સારૂં પરિણામ આવશે. થોડાં વરસ ઉપર અહીં મરાઠા વસતીગૃહના ઉદ્ઘાટન સમારંભ પ્રસંગે મારે જણાવવું પડેલું કે કોમી સંસ્થા જો કે આવશ્યક છે, છતાં વ્યાપક દૃષ્ટિએ તે બહુ ઇચ્છવાજોગ નથી. આપણને દરેક બાબતમાં ન્યાત-જાત અને ધર્મની સંકુચિત દૃષ્ટિથી જોવાની ટેવ પડી છે. સમગ્ર દેશના દૃષ્ટિબિંદુથી આપણે ભાગ્યે જ વિચાર કરીએ છીએ રાજા અને ખેડૂત, ધનપતિ તેમ જ ઝાડુ કાઢનારો, બ્રાહ્મણ કે દલિત શૂદ્ર, હિંદુ કે મુસલમાન, દક્ષિણી **અને ગુજરાતી બધા જ આપણે એક જ ભૂમિનાં સંતાનો છીએ**, એ કદી આપણને સમજાતું નથી. આપણે વહેંચાઇ જઇ હેઠે પડયા છીએ અને હજુ પડતા જઇએ છીએ. આપણે જો એકત્ર હોઇએ તો આપણે ઉત્કર્ષ સાધી મજબૂત બનીએ અને કોઇ પણ પૌર્વાત્ય કે પાશ્ચાત્ય ગમે તે આક્રમણકારને નિશ્ચિંત પડકાર કરી શકીએ.

નાયબ દીવાન **શ્રી. માનેપાટીલ**

---

* ડિસેમ્બર–૧૯૪૨ ના "કુમાર"માંથી.

# અમારા દૂર છે આરા

અમારો પંથ નૌતમ છે
નિરાળો માર્ગ ઓધમ છે
જવાનો ધ્યેય-મંદિરે અમારો રાહ ગૌતમ છે.

અમારે ખેડવા ગેબો,
અલખના વાંચવા આંકો,
હિમાળે ઊડવા ઊંચે અમારી પાંખ સારી છે.

જવાનું ખ્વાબની ખેપે,
અકલ કૈં ઊરની નેમે,
પરિકમ્મા પ્રભુ કેરી કરીશું આભ સૌ ફોડી.

અમારે કૈંક છે સોણાં,
અબોલ્યાં કૈંક છે ગાણાં,
ઉલટતાં ઉરનાં લ્હાણાં, અમારા ખ્વાબનાં આણાં.

અમારા દૂર છે ડહેરા,
ઘૂઘવતા ઘોર છે આરા,
ક્ષિતિજે ચૂમવા દિલબર, અમારા રાહ છે ન્યારા.

ઘૂઘવતો ઘોર છો સિન્ધુ,
ભલે તૂફાનતો ઈન્દુ,
નિગાહ હો કે ન હોતો શું ? વીંધીશું ધ્યેય જે સેવ્યું.

વીંધાવું મૃત્યુના સ્થંભે,
પમરતા પ્રાણુને પંથે,
જવાનું છે અમારે તો અમારા ધ્યેયને પંથે.×

રેવ. 'પ્ર'

× તા. ૪-૧-૪૩ના "નવસૌરાષ્ટ્ર"માંથી.

# આવતા માસની કાર્યદિશા

૧ તા. ૨૦-૧૨-૪૨ થી તા. ૮-૧-૪૩ સુધીમાં જેમનાં નાણાં પુ. સ. સ. મંડળને મળ્યાં હશે તેમને તા. ૧૬-૧-૪૩ થી વર્તમાનપત્રો, માસિકો શરૂ થશે.

૨ મકાનવાળાં તથા મોટાં ગ્રામ પુસ્તકાલયો પોતાના પુસ્તકાલયના નિયમો તૈયાર ન કર્યા હોય તો તે તૈયાર કરે તથા સંસ્થાને લોકોપકારક મંડળમાં નોંધાવવા બાબત હજી સુધી તજવીજ ન કરી હોય તો તે માટે પણ તજવીજ કરે.

૩ " જાન્યુઆરી " આખર પૂરા થતા ત્રિમાહીની હકીકત પાછલી હકીકત સાથે ઉમેરી તુર્ત મોકલશો.

૪ તમારા પુસ્તકાલયમાં પુસ્તકો વિષયવાર ગોઠવો. આ માટે ગયા વર્ષના આ માસનાં લેખ તથા સૂચના વાંચો.

વડોદરા,
તા. ૨-૧-૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

પુસ્તકાલય ખાતું — સાર્વજનિક પુસ્તકાલય શાખા

**સૂચના નં. ૧૮ સને ૧૯૪૨-૪૩**

## વિષય

**સાર્વજનિક પુસ્તકાલયોએ રાજકીય પ્રવૃત્તિથી અલિપ્ત રહેવા બાબત**

આપણી પુસ્તકાલયપ્રવૃત્તિ એ કોઇપણ જાતના ભેદભાવ કે વર્ગભેદથી રહિત એવી સંસ્થા છે. આપણી પ્રવૃત્તિનો મુખ્ય ઉદ્દેશ જનતામાં સામાન્ય જ્ઞાનનો ફેલાવો કરી તેમનામાં સાક્ષરતાપ્રસાર કરવાનો છે.

આપણી સંસ્થાનો બાળકો, સ્ત્રીઓ અને પુરુષો એકસરખી રીતે લાભ ઉઠાવી શકે છે. વળી તેમાં હિંદુ, મુસ્લીમ, ખ્રિસ્તી કે અન્ય કોઇપણ કોમ કે ધર્મભેદને પણ સ્થાન નથી. આ રીતે પુસ્તકાલય એ સાર્વદેશિક, ધાર્મિક, કોમી, રાજદ્વારી કે સામાજિક વર્ગભેદ-કોઇ પણ વર્ગભેદથી પર છે.

આ દષ્ટિએ જોતાં હરકોઇ સમજુ બુદ્ધિશાળી સજ્જનને સમજી શકે તેવું સ્પષ્ટ છે કે ગામના કે બહારના રાજદ્વારી કે સામાજિક ભેદોને પુસ્તકાલયમાં સ્થાન જ નથી; એટલે પોતાના મતસ્થાપન માટે કોઇપણ જાતનું કાર્ય તેઓ પુસ્તકાલયની સંસ્થાઓ દ્વારા કરી શકે જ નહિ. એ તો લોકભોગ્ય બહુજનહિતકારી સંસ્થા છે. અમુક જ પ્રકારના વિચારો ધરાવતી વ્યક્તિઓ, આવી નિર્લેપ સંસ્થામાં પોતાની જ ધારણા મુજબ વહીવટ કરે એ ખરેખર અયોગ્ય જ ગણાય.

હાલના સંજોગોમાં પણ પુસ્તકાલયની સંસ્થાએ પોતાની આ પરંપરાગત ભેદાતીત રહેવાની નીતિ અવશ્ય જાળવી રાખવી જોઇએ.

આજના રાજકીય મતભેદોના સમયમાં પુસ્તકાલય સંસ્થા એવા ભેદોથી અલિપ્ત જ રખાય, એ ખાસ જરૂરનું છે. અને આપણી ઉપર જણાવેલી ભેદાતીતપણાની ચોક્કસ નીતિનું ઉલ્લંઘન ન થાય તે હેતુથી આ સૂચના લાગતાવળગતા સૌ કાર્યકરોની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે; જેથી પુસ્તકાલયમાં કોઈપણ પ્રકારનું રાજ્યે મના કરેલું કાર્ય ન થાય તે તેના વ્યવસ્થાપકો કાળજીપૂર્વક જોઇ શકે અને જો તે પ્રમાણે અચાનક કોઇ બીજી વ્યક્તિઓથી કંઇ થાય તો તુર્ત જ નજીકના સ્થાનિક પોલિસ અધિકારી સાહેબને તેવા બનાવની જાણ કરે.

આશા છે કે પુસ્તકાલયોના સંચાલકો મંત્રી, ગ્રંથપાલ, તેમ જ તેના વ્યવસ્થાપક મંડળના સભ્યો આવા રાજકીય મતભેદોને પુસ્તકાલયમાં પ્રવેશવા દેશે નહિ; કારણ કે પુસ્તકાલય એ તો શિષ્ટ સંસ્કૃતિપોષક સંસ્થા છે.

વિશેષમાં હાલની પરિસ્થિતિમાં તો પુસ્તકાલયો પોતાના ક્ષેત્રમાં રહી નીચેનાં મહત્ત્વનાં કાર્યો બજાવી શકે:

(૧) જનતામાં થતો અફવાઓનો ફેલાવો અટકાવવો;

(૨) ગામમાં એક્તા સ્થાપવી અને ગ્રામસંરક્ષણના પ્રશ્નોમાં જનતાને રસ લેતી કરવી.

(૩) ખેતીવાડી વધારે પ્રમાણમાં થાય અને જરૂરીઆતની ચીજોનું ઉત્પાદન વધે તેની સમજનો ફેલાવો કરવો;

(૪) જનતાને ઉત્તમ અને સંસ્કૃતિપોષક વાચન આપી તેમના સંસ્કારોને ઉચ્ચ કક્ષાએ લાવવા પ્રયાસો કરવા.

(૫) દેશ-પરદેશોમાં પુસ્તકાલયો જનતાને આજના કપરા કટોકટીના કાળે કેવાં ઉપકારક થયાં છે તે વિષેનું જ્ઞાન મેળવી એવા કાળે જરૂરી વાચન પૂરું પાડવું.

વડોદરા,
તા. ૨-૧-૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# મહાત્મા ગાંધીજી મહાભારત વિષે શું કહે છે?



"મહાભારતને અમૂલ્ય રત્નોની એકાદ અખૂટ ખાણુ સાથે જ સરખાવી શકાય; એ ખાણને જેમ જેમ વધુ ઊંડી ખોદીએ છીએ તેમ તેમ તેમાંથી વધારે કીમતી જવાહિરો નીકળે છે."

તમે મહાભારત વસાવ્યું છે? તે સિવાય તમારી લાયબ્રેરી અધૂરી ગણાશે, આ ગ્રંથ વિશ્વસાહિત્યમાં મુકુટમણિરૂપ છે. • જેણે મહાભારત નથી વાંચ્યું તેનું ભારતવાસી હોવું વ્યર્થ છે.

# મહાભારત

એટલે

## પુસ્તકોનો રાજા



આ લીટીમાં છે તેવા

મોટા અક્ષરોમાં

૭ાા×૧૦ના કદનાં

પાન ૫૨૦૦,

અનેક ચિત્રો

કાપડી

પાકાં પૂંઠાં

મજબૂત કવર જેકેટ



આપણા મહાન ગ્રંથ શ્રીમદ્ ભગવદ્ગીતાનું મૂળ મહાભારત છે, એટલે મહાભારતને દુનિયાના મહાનમાં મહાન ગ્રંથ તરીકે ગણવામાં આવે છે.

૧—આદિ ને સભાપર્વ
૨—વન ને વિરાટપર્વ
૩—ઉદ્યોગ ને ભીષ્મપર્વ
૪—દ્રોણપર્વ
૫—કર્ણ, શલ્ય, સૌપ્તિક, સ્ત્રીપર્વ
૬—શાંતિપર્વ
૭—અનુશાસન, આશ્વમેધિક, આશ્રમવાસિક, મૌસલ, મહાપ્રાસ્થાનિક ને સ્વર્ગારોહણપર્વ.

સસ્તુ સાહિત્યનું અદ્ભુત સાહસ!!!

દળદાર ૭ ભાગમાં

સંપૂર્ણ સેટ

મૂલ્ય માત્ર

રૂા. ૩૮)



જે જ્ઞાન અને વિનોદ સેંકડો પુસ્તકોમાંથી પણ નથી મળતાં તે વીર, શૃંગાર, ભક્તિ તેમ જ હાસ્યરસથી ભરપૂર એકલા મહાભારતમાંથી મળે છે.

**સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય** } ભદ્ર પાસે, અમદાવાદ.
હાથી બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ-૨

સંત તુકારામચરિત્ર. ૨-૦-૦
ચૈતન્ય મહાપ્રભુ-ત્રણ ગ્રંથોમાં ૫-૦-૦
જ્ઞાનેશ્વર એકનાથ ૧-૮-૦
ભાસ્કરાનંદ તથા વિજયકૃષ્ણ ગોસ્વામી ૧-૮-૦
બ્રહ્માનંદ તથા શીવાનંદજી ૧-૬-૦
રામચંદ્ર દત્ત ને નાગમહાશય ૧-૦-૦
સરયુદાસ-જાનકીદાસ ૦-૧૦-૦
ભક્તચરિત્ર ૧-૮-૦
આદર્શચરિત્રસંગ્રહ (ભાગ ૧-૨) ૩-૮-૦
મુસ્લિમ મહાત્માઓ (સૂફી ઓલિયા) ૨-૪-૦
ભારતના વીરપુરુષો ૧-૦-૦
શિવાજી છત્રપતિ ૨-૪-૦
વીર દુર્ગાદાસ ૦-૮-૦

## ઉત્સાહપ્રેરક ગ્રંથો

સુખીજીવનનાં સાધન ૦-૧૪-૦
ભાગ્યના સૃષ્ટાઓ (એટલે તમો જાતે તમારું નશીબ ઘડી શકો છો) ૧-૮-૦
આગળ ધસો (સાહસીક જિદગી જીવવાની પ્રેરણા આપતું પુસ્તક; જે સ્થિતિમાં છો તેવા ન રહો પરંતુ કંઈક કરો.) ૧-૧૨-૦
સામર્થ્ય ને સમૃદ્ધિ-(વિચારોદ્વારા તમે સુખ, વૈભવ ને કીર્તિ કઈ રીતે મેળવી શકો તે દર્શાવતું પુસ્તક) ૧-૦-૦
શુભસંગ્રહ-(આ પુસ્તકમાં આપવામાં આવેલ વિચારો ને લેખો તમારું શુભ કરશે, અનેક વિષયોનું જ્ઞાન આપશે.)
ભાગ ૧ લો, ૨, અને ૯ મો ૪-૦-૦
સોનેરી સુચનો ને સુવિચાર સામગ્રી ૦-૪-૦
આદર્શ દૃષ્ટાંતમાળા (ભાગ ૧-૨) ૨-૧૦-૦

## બાલસાહિત્યનો સેટ

સદ્ગુણી બાળકો ૦-૪-૦
બાળ સદ્બોધ ૦-૪-૦
બાળકોની વાતો (ભાગ ૧-૨) ૦-૯-૦
ભારતીય નીતિકથાઓ ૦-૫-૦
સુબોધક નીતિકથા ૦-૫-૦
દયાળુ માતા ને સદ્ગુણીપુત્રી ૦-૪-૦
જ્ઞાનબાજી ને સોપાનપટ ૦-૧-૦
કુલ ૨-૦-૦

૧૨૦૦ પાનાના બાલસાહિત્યના આ સેટના ફક્ત બે રૂપિયા, તે કેટલું સસ્તુ છે?

## વાર્તા સાહિત્ય

ચાલુ ચાલુ નોબલ પ્રાઈઝ મેળવનાર વિશ્વવિખ્યાત અમેરિકન લેખક **અપ્ટન સિંકલેરની** સર્વોત્તમ નવલકથા **'ધી જંગલ' નો** અનુવાદ ... ... ૨-૪-૦
(આ પુસ્તકની લાખો પ્રતો દુનિયાની દરેક ભાષામાં ખપી છે.)
સુબોધ કથાસાગર ... ... ... ૧-૧૦-૦
ભારતધર્મ ને અંધારા રંગમહેલનો રાજા (કવિવર રવીન્દ્રનાથ ટાગોરકૃત) ૧-૮-૦
સામાજિક ટૂંકી વાર્તાઓ-પાંચ ગ્રંથોમાં (ગ્રંથ ૧ લો, ૨ જો, ૩ જો, ૫ મો, ૬ ઠ્ઠો) કાકા કાલેલકર, મહાત્મા ગાંધીજી, રાજગોપાલાચારી, પ્રેમચંદજી, રમણલાલ વસંતલાલ દેસાઈ, રાયચુરા, વગેરે વગેરે પ્રખ્યાત લેખકોની માસિકો તથા સાપ્તાહિકોમાંથી ચૂંટેલી **૩૧૬ વાર્તાઓનો** બા, બાપા ને બાળક સાથે બેસી વાંચી શકે તેવો સર્વોપયોગી સંગ્રહ... ... ૮-૪-૦
સુબોધ પુષ્પવાટિકા-ગુલિસ્તાંનો અનુવાદ ૦-૫-૦

## વૈદક, આરોગ્ય ને ઐતિહાસિક ગ્રંથો

આર્યભિષક્-હિંદુસ્થાનનો વૈદરાજ ૩-૦-૦
વૈદક સંબંધી વિચારો-ભાગ ૧, ૨, ૨-૧૪-૦
આયુર્વેદ નિબંધમાળા (ભાગ ૧-૨) ૩-૮-૦
આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન (ગાંધીજીકૃત) ૦-૪-૦
રાજસ્થાનનો ઇતિહાસ (ભાગ ૨ જો) ૫-૦-૦

**સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય**—ભદ્ર પાસે, **અમદાવાદ.**
હાથી બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ-૨

પુસ્તકાલય સ. સ. મંડળ લિ૦માં વેચાતાં

## નમુના (ફૉર્મ્સ)ની યાદી

| નમુનો નંબર | ( આ પહેલાંના ભાવ રદ સમજવા ) | |
|---|---|---|
| ( ૧ ) | કરબા રજીસ્ટર ( ગુજરાતી ) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| ( ૨ ) | ,, ,, ( અંગ્રેજી ) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| ( ૩ ) | નામવારી ( કક્કાવારી ) રજીસ્ટર | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| ( ૪ ) | વિષયવારી રજીસ્ટર | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| ( ૫ ) | કર્તાવારી રજીસ્ટર | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| ( ૬ ) | ઇસ્યુ બુક અડધા કાગળની | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| ( ૬અ ) | ઇસ્યુ બૂક પા કાગળની | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦- ૬-૦ |
| ( ૭ ) | વર્તમાનપત્રો અને માસિકોનું રજીસ્ટર | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦- ૬-૦ |
| ( ૮ ) | વંચાયલાં પુસ્તકોની વિષયવાર નોંધ રાખવાનું પત્રક ( કસ્બા પુસ્તકાલયો માટે ) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| ( ૯ ) | શિલકી સામાનનું પત્રક | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૧૦) | હાજરીપત્રક | ૨૦ પાનની ચોપડી રૂ. ૦- ૮-૦ |
| (૧૧) | સૂચના ચોપડી | નંગ ૧ (૨૦ પાન)ના રૂ. ૦- ૮-૦ |
| (૧૨) | ભેટ ચોપડી | નંગ ૧ (૨૦ પાન)ના રૂ. ૦- ૮-૦ |
| (૧૩) | બારનીશી | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૧૪) | સભાના કામની નોંધ બુક | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૧૫) | પાવતી બૂક | નંગ ૧ (૧૦૦ પાન)ના રૂ. ૦- ૬-૦ |
| (૧૬) | અરજી અને જામીનગીરીનાં ફૉર્મ | ધા. ૧ (૯૬ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૧૭) | પાવતીનાં ફૉર્મ | ધા. ૧ (૯૬ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૧૮) | ઇસ્યુ નંબર અને તારીખ નોંધવાની પટ્ટીઓ | ૧૦૦૦ નંગના રૂ. ૨- ૮-૦ |
| (૧૯) | પુસ્તકોનું રજીસ્ટર (ગ્રામ પુસ્તકાલયો માટે) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૨૦) | વાચકોની ખાતાવહી | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૨૧) | વાચકોનું રજીસ્ટર | ધા. ૧ (૪૮ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૨૨) | પુસ્તકની ડાબી બાજુએ અંદર ચોઢવાની શ્રીમંત મહારાજા સા.ના ફોટાવાળી પટ્ટીઓ | ૧૦૦૦ નંગના રૂ. ૨- ૮-૦ |
| (૨૪) | પુસ્તક ઉઘરાણીનાં કાર્ડ | ૨૫ નંગના રૂ. ૦- ૩-૦ |
| (૨૫) | પુસ્તકની માગણીનાં કાર્ડ | ૨૫ નંગના રૂ. ૦- ૩-૦ |
| (૨૬) | વંચાયલાં પુસ્તકોનું વિષયવાર નોંધ રાખવાનું પત્રક ( ગ્રામ પુસ્તકાલયો માટે ) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૨૭) | નામવારી રજીસ્ટર ( ગ્રામ પુસ્તકાલયો માટે ) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૨૮) | વિષયવારી રજીસ્ટર ,, | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| | પુસ્તકની પૂંઠે ચોડવાની નંબર લખવાની પટ્ટીઓ | ૬ પાનના રૂ. ૦- ૧-૬ |

અમદાવાદ

તા.

પ્રિય અશ્વિન,

ગુજરાતી સાહિત્યમાં હવે લોકો પહેલાં કરતાં વિશેષ વાંચતા થયા છે એ વાત જેવી તેવી નથી.

પણ હું તો તને એક પુસ્તક વિષે લખવાની છું. હમણાં જન્મભૂમિએ તે વિષે બહુ વખાણ કર્યાં. આથી ત્રણ રૂપિયા ખર્ચી વી.પી.થી પુસ્તક મંગાવ્યું. ત્રણ ચાર વાર વાંચ્યું પણ હું હજી પણ ધરાઇ નથી. આ પુસ્તક તું મંગાવી જરૂર વાંચજે. જુવાનો માટે ઉત્તમ પુસ્તક એ છે. તું નામ જાણવા આતુર થઇ ગયો. નહિ ? તીર્થસલિલ. મૂલ્ય ૨-૮-૦ છે.

પછી એ પ્રકાશનસંસ્થાનાં બીજાં પુસ્તકો પણ મેં જોયાં. યુદ્ધનાં બંને પ્રકાશનો 'પાસિફિક' અને 'જાપાન' વાંચ્યા પછી મને યુદ્ધમાં ખુબ સમજણ પડવા લાગી છે. શ્રી. પાઠકની "દ્વિરેફની વાતો" પણ ત્રીજા ભાગમાં કોઈ જુદી જ તરેહની છે. 'ગીતાંજલિ'માંનાં કાવ્યો મેં હસેક વાજાં સાથે બેસાડ્યાં છે અને તેમાં તને તો ખૂબ જ મઝા પડશે. અને આ યુદ્ધ ચાલે છે તેને અંગે કવિવર ટાગોરે લખેલું 'પૂર્વ અને પશ્ચિમ' પણ ઘણું જ સારૂં છે. ગુરૂદેવનાં હું કોણ વખાણ કરનારી ? તું આ પુસ્તકો તારા મિત્રોને વાંચવા ભલામણ કરજે. આ સંસ્થાનો પત્તો ધી મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ. સર ફીરોજશાહ મહેતા રોડ, મુંબઈ-૧ છે.

લી.

તારી અનુ.

## આ પુસ્તકની ઉત્તમતાનાં પ્રમાણપત્રો :

૧. વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ શાળાઓમાં ઇનામ અને પુસ્તકાલયો માટે અને પુસ્તકાલય-ખાતાએ તમામ પુસ્તકાલયો માટે આ પુસ્તકના ત્રણે ભાગ મંજુર કર્યા છે,

૨ મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ સ્કૂલોની વિદ્યાર્થીઓની લાયબ્રેરીઓ માટે આ પુસ્તકના ત્રણે ભાગ મંજુર કર્યા છે.

૩ આ પુસ્તકના પહેલા અને બીજા ભાગની ૨૫ (પચીસ) નકલો વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરે અને ૧૧ (અગીઆર) નકલો અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ઉત્તેજન માટે ખરીદી છે.

૪ આ પુસ્તક માટે ' કચ્છ હુન્નરઉદ્યોગ ' પ્રદર્શનમાંથી પ્રમાણપત્ર ( Certificate of Merit ) મળ્યું છે.

૫ આ પુસ્તકના પહેલા ભાગને આણંદમાં મળેલી બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદે સારાં પુસ્તકોમાં ગણ્યો છે.

૬ આ પુસ્તકની ઉત્તમતા માટે અનેક સુપ્રસિદ્ધ સામયિક પત્રોએ સારામાં સારા અભિપ્રાયો આપ્યા છે.

**ઘેરબેઠાં પૈસા કમાવા આજેજ મંગાવો !**

કચ્છ વેપારી મંડળના પ્રમુખ,

**શ્રી. ડુંગરશી ધરમશી સંપટ લખેલા**

" આમુખ " સાથે

# નફાકારક હુન્નરો

**ભાગ ૧—૨—૩**

**નિષ્ણાતો અને અનુભવીઓએ લખેલા**
**વિવિધ ભરોસાપાત્ર હુન્નરોથી ભરપૂર પુસ્તક**

૭૫૦ પાનાં, ઉમદા જાડા એંટિક કાગળ, શાસ્ત્રીય શુદ્ધ સુંદર છપાઇ અને આકર્ષક ગેટ અપ

**કિંમત ૭ (સાત) રૂપિયા**

( વી. પી.થી ટપાલખર્ચ ૧૩ આના જુદું )

મંગાવવા માટે લખો:—

**સંચાલક : શ્રી લક્ષ્મી પુસ્તકમાળા**

નંબર ૩ ચોક બજાર,

પોસ્ટ સિનુગ્રા (અંજાર-કચ્છ).

## આ પુસ્તકની ઉત્તમતાના થોડાક અભિપ્રાયો

...દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક હોવુંજ જોઇએ એટલુંજ નહિ પરંતુ તે વિશેષ વંચાય એવી પેરવી મંત્રીઓએ કરવી જોઇએ... 'પુસ્તકાલય' માસિક (વડોદરા)

...ઘરગથ્થુ હુન્નરોનાં આ જાતનાં દેખાતાં પુસ્તકો આપણે ત્યાં ઘણાં બહાર પડયાં છે, અને હજીયે ગમે તેવી જાહેરાતોનાં થોકડાં સાથે બહાર પડશે, પરંતુ આ પુસ્તકની વિશેષતા તેમાં મૂકેલા પ્રયોગોજ માત્ર નથી પણ જુદા જુદા વિષયોના સારા અને અનુભવી લેખકો પાસે લખાવેલા લેખોને સંગ્રહીને આ પુસ્તકને વિવિધતાભર્યું બનાવવામાં આવ્યું છે તે છે... 'રવિવાર' સાપ્તાહિક (મુંબઇ)

...થોડા ખર્ચે જો કોઇ ભાઇને આજીવિકા મેળવવા માટે પ્રયત્નો કરવા હોય, તો આ પુસ્તક જોઇ જવા જેવું છે...કારણકે ઓછી મૂડીએ જાતમહેનત કરીને પૈસા કમાઇ શકાય છે...
'શિક્ષણ અને સાહિત્ય' માસિક, (અમદાવાદ).

...વર્તમાન જીવનમાં રહીને કેટલાક હુન્નરો કરીને, માણસ પોતાના પેટ પૂરતું મેળવી શકે—એવા પ્રકારના નુસખા આ ગ્રંથમાં બતાવવામાં આવ્યા છે. છતાં લેખક-સંગ્રાહકે આમાં કેટલીક વ્યવહારૂ અને બીજાં પુસ્તકોમાં ભાગ્યે મળે તેવી ઉપયોગી હકીકતો નોંધી પુસ્તકને ઉપયોગી બનાવ્યું છે. પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે; તેમાંથી સૌ સૌની રુચિ પ્રમાણે કંઇ ને કંઇ મળ્યા વગર રહેશે નહીં.
'ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી' (અમદાવાદ)

...આવાં પ્રજા ઉપયોગી પુસ્તકને રાજ્યે અને ઉદ્યોગોના પ્રચાર માટે ઉભી થયેલી સંસ્થાઓએ ઉત્તેજન આપી, ગ્રામઉદ્યોગને સજીવન કરવામાં સાથ અને સહકાર આપવો જોઇએ;
'ગ્રામજીવન' માસિક (વડોદરા)

**વધુ ખાતરી માટે બીજા અભિપ્રાયોની પત્રિકા મફત મંગાવો.**

અમદાવાદ

તા.

પ્રિય અશ્વિન,

ગુજરાતી સાહિત્યમાં હવે લોકો પહેલાં કરતાં વિશેષ વાંચતા થયા છે એ વાત જેવી તેવી નથી.

પણ હું તો તને એક પુસ્તક વિષે લખવાની છું. હમણાં જન્મભૂમિએ તે વિષે બહુ વખાણ કર્યાં. આથી ત્રણ રૂપિયા ખર્ચી વી. પી. થી પુસ્તક મંગાવ્યું. ત્રણ ચાર વાર વાંચ્યું પણ હું હજી પણ ધરાઇ નથી. આ પુસ્તક તું મંગાવી જરૂર વાંચજે. જુવાનો માટે ઉત્તમ પુસ્તક એ છે. તું નામ જાણવા આતુર થઇ ગયો નહિ ? તીર્થસલિલ. મૂલ્ય ૨–૮–૦ છે.

પછી એ પ્રકાશનસંસ્થાનાં બીજાં પુસ્તકો પણ મેં જોયાં. યુદ્ધનાં બંને પ્રકાશનો 'પાસિફિક' અને 'જાપાન' વાંચ્યા પછી મને યુદ્ધમાં ખુબ સમજણ પડવા લાગી છે. શ્રી. પાઠકની "દ્વિરેફની વાતો" પણ ત્રીજા ભાગમાં કોઈ જુદી જ તરેહની છે. 'ગીતાંજલિ'માંનાં કાવ્યો મેં હસેક વાજાં સાથે બેસાડ્યાં છે અને તેમાં તને તો ખૂબ જ મઝા પડશે. અને આ યુદ્ધ ચાલે છે તેને અંગે કવિવર ટાગોરે લખેલું 'પૂર્વ અને પશ્ચિમ' પણ ઘણું જ સારૂં છે. ગુરૂદેવનાં હું કેટલાં વખાણ કરનારી ? તું આ પુસ્તકો તારા મિત્રોને વાંચવા ભલામણ કરજે. આ સંસ્થાનો પત્તો ધી મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ. સર ફીરોજશાહ મહેતા રોડ, મુંબઈ–૧ છે.

લી.

તારી અનુ.

## આ પુસ્તકની ઉત્તમતાનાં પ્રમાણપત્રો :

૧. વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ શાળાઓમાં ઇનામ અને પુસ્તકાલયો માટે અને પુસ્તકાલય-ખાતાએ તમામ પુસ્તકાલયો માટે આ પુસ્તકના ત્રણે ભાગ મંજુર કર્યા છે.

૨ મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ સ્કુલોની વિદ્યાર્થીઓની લાયબ્રેરીઓ માટે આ પુસ્તકના ત્રણે ભાગ મંજુર કર્યા છે.

૩ આ પુસ્તકના પહેલા અને બીજા ભાગની ૨૫ (પચીસ) નકલો વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરે અને ૧૧ (અગીઆર) નકલો અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ઉત્તેજન માટે ખરીદી છે.

૪ આ પુસ્તક માટે ' કચ્છ હુન્નરઉદ્યોગ ' પ્રદર્શનમાંથી પ્રમાણપત્ર ( Certificate of Merit ) મળ્યું છે.

૫ આ પુસ્તકના પહેલા ભાગને આણંદમાં મળેલી બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદે સારાં પુસ્તકોમાં ગણ્યો છે.

૬ આ પુસ્તકની ઉત્તમતા માટે અનેક સુપ્રસિદ્ધ સામયિક પત્રોએ સારામાં સારા અભિપ્રાયો આપ્યા છે.

## ઘેરબેઠાં પૈસા કમાવા આજેજ મંગાવો !

કચ્છ વેપારી મંડળના પ્રમુખ,

શ્રી. ડુંગરશી ધરમશી સંપટે લખેલા

" આમુખ " સાથે

# નફાકારક હુન્નરો

ભાગ ૧—૨—૩

નિષ્ણાતો અને અનુભવીઓએ લખેલા વિવિધ ભરોસાપાત્ર હુન્નરોથી ભરપૂર પુસ્તક

૭૫૦ પાનાં, ઉમદા જાડા એંટિક કાગળ, શાસ્ત્રીય શુદ્ધ સુંદર છપાઇ અને આકર્ષક ગેટ અપ

**કિંમત ૭ (સાત) રૂપિયા**

( વી. પી.થી ટપાલખર્ચ ૧૩ આના જુદું )

મંગાવવા માટે લખો:—

**સંચાલક : શ્રી લક્ષ્મી પુસ્તકમાળા**

નંબર ૩ ચોક બજાર,

પોસ્ટ સિનુગરા (અંજાર-કચ્છ).

## આ પુસ્તકની ઉત્તમતાના થોડાક અભિપ્રાયો

...દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક હોવુંજ જોઇએ એટલુંજ નહિ પરંતુ તે વિશેષ વંચાય એવી પેરવી મંત્રીઓએ કરવી જોઇએ... **' પુસ્તકાલય ' માસિક (વડોદરા)**

...ઘેરગથ્થુ હુન્નરોનાં આ જાતનાં દેખાતાં પુસ્તકો આપણે ત્યાં ઘણાં બહાર પડયાં છે, અને હજીયે ગમે તેવી જાહેરાતોનાં ચોકઠાં સાથે બહાર પડશે, પરંતુ આ પુસ્તકની વિશેષતા તેમાં મૂકેલા પ્રયોગોજ માત્ર નથી પણ જુદા જુદા વિષયોના સારા અને અનુભવી લેખકો પાસે લખાવેલા લેખોને સંગ્રહીને આ પુસ્તકને વિવિધતાસભર્યું બનાવવામાં આવ્યું છે તે છે... **' રવિવાર ' સાપ્તાહિક (મુંબઇ)**

...થોડા ખર્ચે જો કોઇ ભાઇને આજીવિકા મેળવવા માટે પ્રયત્નો કરવા હોય, તો આ પુસ્તક જોઇ જવા જેવું છે...કારણકે ઓછી મૂડીએ જાતમહેનત કરીને પૈસા કમાઇ શકાય છે... **' શિક્ષણ અને સાહિત્ય ' માસિક, (અમદાવાદ).**

...વર્તમાન જીવનમાં રહીને કેટલાક હુન્નરો કરીને, માણસ પોતાના પેટ પૂરતું મેળવી શકે-એવા પ્રકારના નુસખા આ ગ્રંથમાં બતાવવામાં આવ્યા છે. છતાં લેખક-સંગ્રાહકે આમાં કેટલીક વ્યવહારૂ અને બીજાં પુસ્તકોમાં ભાગ્યે મળે તેવી ઉપયોગી હકીકતો નોંધી પુસ્તકને ઉપયોગી બનાવ્યું છે. પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે; તેમાંથી સૌ સૌની રુચિ પ્રમાણે કંઇ ને કંઇ મળ્યા વગર રહેશે નહીં. **' ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી ' (અમદાવાદ)**

...આવાં પ્રજા ઉપયોગી પુસ્તકને રાજ્યે અને ઉદ્યોગોના પ્રચાર માટે હસી ચયેલી સંસ્થાઓએ ઉત્તેજન આપી, ગ્રામઉદ્યોગને સજીવન કરવામાં સાથ અને સહકાર આપવો જોઇએ; **' ગ્રામજીવન ' માસિક (વડોદરા)**

**વધુ ખાતરી માટે બીજા અભિપ્રાયોની પત્રિકા મફત મંગાવો.**

# અમારી એજન્સીનાં પુસ્તકો

ગુજરાતણુ ટાઇપીસ્ટઃગંગાબેન પટેલ ૧-૪-૦
યૌગિક સાધન અરવિંદ ઘોષ ૦-૮-૦
રાસપાંખડી ચી. લો. ગાંધી ૦-૬-૦
કુમારી હેલન રસૂલભાઇ વોરા ૦-૨-૦
પ્રાથમિક શાળાના શિક્ષકનો સાથી ૧-૦-૦
જાતક કથાઓ ચંદ્રશંકર ભટ્ટ ૦-૧૦-૦
કથામણિ ગાંડિવ સા. મંદિર ૨-૮-૦
અમૃતસરિતા ભા. ૧-૨ ૩-૦-૦
મહાસુખભાઇ શેઠ
ઠમનસીબ કુમારિકા „ ૦-૩-૦
અનવર કાવ્ય „ ૨-૦-૦
સચિત્ર કાવ્યસરિતા „ ૪-૦-૦
ગ્રામદેવતા મ. કા. પટેલ ૧-૮-૦
બલિદાન પ્રા. કા. મુનશી ૦-૮-૦
ચાંદરણાં પ્ર. ગિ. મહેતા ૦-૮-૦
શારીરિક તંદુરસ્તી ૧-૪-૦
રવિશંકર અંજારીઆ
હરિગીત ગીતા „ ૦-૮-૦
બાળલેખન ભાગ ૧ થી ૪ ૦-૧૨-૦
સોમાભાઇ કી. પટેલ
બાળકોનો બાગ „ ૦-૬-૦
બાળગણિત ભા. ૧-૨„ ૦-૫-૦
જીવનસંભારણાં (શારદા મહેતા) ૨-૮-૦
બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા.૧-૨ ૨-૨-૦
છત્રપતિ શિવાજી વા. સુકાદમ ૫-૮-૦
સામાજિક શૃંખલાઓ ૦-૮-૦
યુવક કાર્યાલય

રાસમંદિર ગો. દ્વા. રાયચુરા ૧-૦
ગાંધીયુગની વાર્તાઓ „ ૦-૧૧
પ્રેમલીલા-ભાગ ૧-૨ „ ૧-૪
રસિયાના રાસ „ ૧-૦
નગાધિરાજ „ ૧-૮
દુહાની રમઝટ „ ૧-૮
કુળદીપક „ ૧-૮
કાઠીઆવાડથી કન્યાકુમારી „ ૧-૦
કુચગીતો „ ૦-૧૨-૦
સોમનાથની સખાતે „ ૧-૮-૦
હાસ્યકકૂતર „ ૧-૮-૦
સોરઠપતિ „ ૧-૮-૦
દાલચિવડાની દશ વાર્તાઓ „
કાઠિયાવાડની લોકવાર્તા ભા. ૨જો ૧-૦-૦
નવલખ સોરઠ શ્રી. રાયચુરા ૧-૮-૦
લખેશરી „ ૨-૮-૦
સોરઠી વીરાંગનાની વાર્તા „ ૨-૦-૦
સોરઠરાણી „ ૧-૮-૦
રાજ્ય અને રાજકારણ ૬-૮-૦
શ્રી. હરકાન્ત શુકલ
મો. ન. અમીન, જીવન અને કાર્ય ૨-૮-૦
સત્ય શ્રી કબીર દિગ્વિજય ૧-૦-૦
મહંત રતનદાસજી
ગજવે ઘૂમતો કોષ મૂળવંતરાય ૧-૪-૦
ઋણછોડની વાણી ૧-૪-૦
જવનિકા રેખા કાર્યાલય ૦-૧૨-૦
રામસિંહ રાઠોડ ચં. મ. ભટ્ટ ૦-૬-૦
ક્રીસ્ટોફર કોલમ્બસ „ ૦-૬-૦
કુમાર વીરસેન ભા. ૩ „ ૦-૬-૦

લખો:—

## પુસ્તકાલય સહાયક સહકારી મં. લિ.

પો. બો. નં. ૧૦, રાવપુરા—વડોદરા.

# ખાસ ઘટાડેલી કિંમતે આપવાનાં છે.

## માત્ર જૂજ પ્રતો સિલક છે

પાછળથી નહિ મળે માટે આજે જ મંગાવીને વસાવો.

| મૂળ કિંમત | પુસ્તકનું નામ | લેવાની કિંમત |
|---|---|---|
| રૂ. આ. | | રૂ. આ. |
| ૭– ૦ | ૮૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલી ભા. ૧ લો | ૫– ૪ |
| ૫– ૦ | ૪૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલી ભા. ૨ જો | ૩–૧૨ |
| ૩– ૦ | વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ | ૧– ૮ |
| ૦–૧૪ | કસરત અને આરોગ્ય | ૦– ૭ |
| ૧– ૧ | પ્રગતિને પંથે | ૦– ૮ |
| ૦–૧૧ | ભૂરચના | ૦– ૫ |
| ૧– ૧ | વિદ્યાશાળા | ૦– ૮ |
| ૦– ૬ | સિંહ | ૦– ૩ |
| ૦–૧૪ | આહારશાસ્ત્ર | ૦– ૭ |
| ૦–૧૩ | બાળકેળવણી | ૦– ૭ |
| ૦–૧૨ | તારાશાસ્ત્ર | ૦– ૬ |
| ૦– ૬ | રામાયણરહસ્ય | ૦– ૩ |
| ૦– ૬ | શ્રેષ્ઠ સલાહકાર ભા. ૨ જો | ૦– ૩ |
| ૦–૧૧ | મધુમક્ષિકા અને ભ્રમર | ૦– ૫ |
| ૦–૧૪ | ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિહાસ | ૦– ૭ |
| ૦–૧૩ | કેટલાક રોગો—ભા. ૨ જો | ૦– ૬ |

| મૂળ કિંમત | પુસ્તકનું નામ | લેવાની કિંમત |
|---|---|---|
| રૂ. આ. | | રૂ. આ. |
| ૧– ૮ | વીર ગાર્ફીલ્ડ | ૧– ૦ |
| ૦–૧૪ | માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણ | ૦– ૭ |
| ૧– ૫ | રોગ અને આરોગ્ય | ૦–૧૦ |
| ૦–૧૩ | માટીનો પ્રાકૃતિક ઇતિહાસ | ૦– ૬ |
| ૦–૧૧ | શિક્ષણનો શાસ્ત્રાર્થ | ૦– ૫ |
| ૦–૧૨ | હિંદના ઇતિહાસની વાતો | ૦– ૬ |
| ૦– ૮ | હાડપિંજર | ૦– ૪ |
| ૦– ૫ | પરિમલ | ૦– ૩ |
| ૨– ૦ | ફૂલછાબ | ૦–૧૦ |
| ૧– ૦ | અ. સૌ. કુમારી | ૦–૧૦ |
| ૦–૧૦ | મદનમંદિર | ૦– ૬ |
| ૧– ૮ | વૈયાસિક ન્યાયમાળા | ૦–૧૨ |
| ૧– ૨ | મોન્ટેસોરી પદ્ધતિનો આત્મા | ૦–[illegible] |
| ૦– ૫ | આર્યોની ઓળખાણ | ૦–[illegible] |
| ૧–૧૨ | બુકર ટી. વૉશિંગ્ટન | ૧– ૦ |
| ૧– ૮ | બાલવિજ્ઞાન ભાગ ૩ જો | ૧– ૪ |
| ૨– ૦ | અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો | ૧– ૦ |
| 1– 8 | Flowers of Life | 1– [illegible] |

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.** રાવપુરા, વડોદરા

## નવીન ફાલ

### ૧–એન. એમ. ત્રિપાઠીની કંપની–મુંબઇ તરફથી

૧ લીલાંસૂકાં પાન—લેખકઃ શ્રી. વિજયરાય ક. વૈદ્ય; મૂલ્ય રૂ. ૨–૦–૦.

### ૨–હરિહર પુસ્તકાલય–સૂરતનાં પુસ્તકો

૨ પતિમંદિર—અનુવાદકઃ માણેકલાલ ગો. જોષી; મૂલ્ય રૂ. ૨–૮–૦.

૩ મોક્ષદા—રમણલાલ ગાંધી; મૂલ્ય રૂ. ૩–૦–૦.

### ૩–અન્ય પ્રકાશકો તરફથી

૪ દશમસ્કંધ—સંપાદકઃ શ્રી. પ્રો. મનસુખલાલ ઝવેરી; પ્રકાશક : કિતાબ રાજકોટ. મૂલ્ય રૂ. ૩–૦–૦.

૫ ચિત્રાંગદા—લેખકઃ શ્રી. ધીરેન્દ્ર દેશી; પ્રકાશકઃ ઉપર પ્રમાણે. મૂલ્ય રૂ. ૧–.

૬ હિમાલયદિગ્દર્શન—લેખકઃ મુનિશ્રી પ્રિયંકરવિજયજી, મૂલ્ય લખ્યું નથી.

૭ એક ઝંડા નીચે આવો—લેખકઃ શ્રી. " P " મૂલ્ય લખ્યું નથી.

૮ આપણો ધર્મ—લેખકઃ શ્રી. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ; સંપાદક : શ્રી. રામનારાયણ વિ. પાઠક; પ્રાપ્તિસ્થાનઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ મૂલ્ય રૂ. ચાર.

૯ સાચી યાત્રા—લેખકઃ ભૂપતરાય વલ્લભરામ દવે; હળવદ; હાલ અમદાવાદ. પ્રકાશકઃ રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ.

૧૦ નવનૈવેદ્ય —લેખકઃ કવિવર ટાગોર; અનુવાદકોઃ શ્રી. દશરથ એમ. ગાંધી અને રમેશ આર. ભટ્ટ ધનામદાર. પ્રાપ્તિસ્થાનઃ નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ. મૂલ્ય રૂ. એક.

૧૧ Speeches by Sir V. T. Krishnamachariar K. C. I. E. (વડોદરા રાજ્યના દીવાન ને. ના. દીવાન સા. નાં ભાષણો) પ્રકાશકઃ પ્રકાશન ખાતુ, વડોદરા રાજ્ય.

૧૨ વડોદરા—૧૯૩૯ થી ૧૯૪૨; પ્રકાશકઃ ઉપર પ્રમાણે.

## અનુક્રમણિકા


| | | | |
|---|---|---|---|
| સાહિત્ય પરિષદ પત્રિકાને જીવંત રાખો... | ૩૯ | જ્ઞાનમંદિર ( કાવ્ય ) ... | ૫ |
| સાહિત્યસૃષ્ટિનું અવનવું | ૪૧ | પુસ્તકપરિચય | ૫ |
| સાહિત્ય અને આમજનતા | ૪૪ | પુસ્તકાલયનોંધ | ૬ |
| ૧૯૪૩ ના વર્ષની કાર્યદિશા ... | ૪૬ | શિ. વા. પરીક્ષાનો પ્રશ્નપત્ર | ૬ |
| આપણાં સા. પુસ્તકાલયોની લોકમદદ ... | ૫૦ | મહાલમંડળોની કાળવણી | ૬ |
| ફરતાં પુસ્તકાલયોની એક સક્રિય યોજના | ૫૫ | સામયિક દોહન | ૭ |
| તપણ | ૫૭ | | |



આ માસિક વડોદરામાં ' ધી લુહાણામિત્ર પ્રિ. પ્રેસ 'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫–૨–૪૩

સાહિત્યપ્રવૃત્તિથી જનતાને પરિચિત રાખવાનું કાર્ય પણ ઠીક ઠીક રીતે ક
હતું. એકંદરે, પત્રિકાપ્રકાશનનો એ પ્રયાસ ઠીક આવકારપાત્ર નીવડ્યો હતો.

પરંતુ ત્યાર પછીથી, પરિષદની મધ્યસ્થ સભાએ, હાલની કાગળની
વારીનું કારણ રજૂ કરી એનું પ્રકાશન બંધ કરવાનો ઠરાવ કર્યો છે. આ ઠરાવ
પડતાં સાહિત્યમાં રસ લેતી જનતાએ કંઈક આઘાત અનુભવ્યો છે. કારણ
થવાથી સાહિત્ય પરિષદની જીવંત બનતી જતી પ્રવૃત્તિ કંઈક અંશે અવરોધાશે
તેમને ભય ઉત્પન્ન થયો છે. અને કેટલેક અંશે એ બાબત સાચી પણ છે.

આજે અલબત્ત, કાગળની મોંઘવારી અસહ્ય થઈ પડી છે તેની કોઈથ
પાડી શકાય તેમ નથી; પરંતુ સાથે સાથે એકાદ-બે ફૂર્મા દર માસે બહાર
પત્રિકાને એટલો પણ કાગળ ન મળી શકે તેવું તો નથી જ. ઊલટ, પરિષદના નેત
જો ધારે તો ઓછા ભાવે જોઈતો કાગળ મેળવી શકે તેવી લાગવગ ધરાવનારા પણ
આમ છતાં પરિષદ પત્રિકાનું પ્રકાશન મોકુફ રાખવામાં આવવાથી એની પ્ર
શિથિલ થઈ જવા સંભવ છે. પત્રિકામાં આવતી પ્રવૃત્તિવિષયક હકીકતો વાં
કેટલાંક સ્થળના સાહિત્યરસિકો એ પ્રવૃત્તિ પોતે પોતાને ત્યાં પ્રચારવા પ્રવૃત્તિ
થતા હતા. આવે વખતે-જ્યારે પરિષદ કંઈક જીવંત કાર્ય—સક્રિય કાર્ય કરતી હો
લાગતું હતું ત્યારે–આ પત્રિકા એકદમ બંધ કરવાનું આ પગલું ખરે જ, સાહિ
ભિમુખ વ્યક્તિઓ માટે શોકજનક જણાશે.

વળી કાગળની મોંઘવારીમાં અન્ય શિષ્ટ સાહિત્ય આપતાં સામયિકોનાં કદ ના
થવા માંડયાં છે અને કેટલાંક અસ્ત પામવા જેવી સ્થિતિ અનુભવે છે ત્યારે, પરિષ
સંસ્થાની આ પત્રિકાનું સાહિત્યજગતમાંથી અદશ્ય થવું સાચે જ અસહ્ય લાગે તેમ

એ પત્રિકામાં ભલે કાર્યકરોના પરસ્પરના વાદવિવાદો ન આવે પરંતુ સાહિ
પ્રવૃત્તિને લગતા સમાચારો તેમ જ ગુજરાતી સાહિત્યમાં પ્રકટ થતાં નવાં પુસ્તકે
અને પ્રેરક લેખો આપવામાં આવે તો તેના વાચકને જરૂર સાહિત્યવિષયક ઉપયોગ
માહિતી મળી આવે. વળી અવારનવાર એમાં આવતા પ્રમુખશ્રીના સાહિત્યવિષય
લેખોએ તો સારી ચાહના મેળવી છે.

એટલે અમને લાગે છે કે એ પત્રિકાનું અકાળે અવસાન થયા જેવું થયું છે
આ બાબત અમે સાહિત્ય પરિષદની મધ્યસ્થ સભાના સભાસદોને વિનંતિ કરીએ
છીએ કે તેઓ ફરી વિચાર કરી, તેને માટે ગમે ત્યાંથી કાગળની જોગવાઈ કરી
પત્રિકાને પુનર્જીવિત કરે અને સાહિત્યગંગાનાં નિર્મળ નીર તેના દ્વારા વહેવડાવતા રહે

આશા રાખીએ, પરિષદસંચાલકો અમારી ઉપર્યુક્ત વિનંતિ ધ્યાનમાં લા
પત્રિકાને પુનર્જીવન આપશે.

...જઇ રહી છે એવે વખતે નુકસાન થવાનો સંભવ છે. કલા લોકાશ્રયને પામવાથી તેને કુસેવા કરવી પડે છે અને તેથી તેનું અધઃપતન થાય છે." આજે રાજાઓની સામંતશાહી અદૃશ્ય થતાં રાજસત્તા લોકસત્તામાં પરિણમતી જાય છે. આજે એ યુગ આવી ગયો છે; છતાં પણ મધ્યયુગી ભાટચારણોની માફક ગજાશ્રયનાં સ્તોત્રો ગાતા બેસવું એ ખરેખર, ભારે સાહસનું કામ છે.

સાહિત્ય અને કલા લોકાશ્રયને પામવાથી કલા બગડતી નથી, એથી તો એ પ્રગતિ પામે છે. ગયાં સત્તર વર્ષ દરમિયાન મરાઠી સાહિત્યનો જે વિકાસ સધાયો છે તેમાં કોના ખિસ્સામાંથી વધુ (નાણું) વપરાયું છે? રાજાઓના કે લોકોના? આખરે તો રાજાશ્રય એક વ્યક્તિનો આશ્રય છે, અને વ્યક્તિનો આશ્રય લોકાશ્રય આગળ ફિકો છે. આજનું આપણું સાહિત્ય મુખ્યત્વે આમજનતામાં વધુ પ્રસરતું જાય છે; એથી એને "તેલી તંબોળીના પાસલેટી" સાહિત્યનું સંબોધન આપીને તેને ઉતારી પાડવાની કોઇ જરૂર નથી. સ્વ. તિલકને પણ તેમના વિરોધીઓ "તેલી તંબોળીના નેતા" કહેતા હતા. આજે એવો સમય આવી પહોંચ્યો છે કે જ્યારે જે અધિકારી, જે-સાહિત્ય અને કલાનો આનંદ મધ્યમ વર્ગનાં સફેદપોશો મોજપૂર્વક લૂંટતા હતા તેને જ આજે તેલી-તંબોળી, મજૂર-કામદાર, હોટેલવાળા, ટાંગાવાળા, દલિત, અછૂત-સઘળા ઇચ્છે છે. અને તે તેમને મળવું જોઇએ.

લલિત સાહિત્ય સાચું લોકસાહિત્ય છે, એ ભૂમિકાનો સ્વીકાર કરીને હવે હું એના સ્વરૂપની ચર્ચા કરીશ. આપણા નવલકથા તેમ જ ટૂંકી વાર્તાના લેખકો ઘણે ભાગે સુશિક્ષિત, સુખી, સામાન્ય અર્થપ્રાપ્તિવાળા વર્ગની આસપાસ ફર્યા કરે છે. શું સમાજ એટલો સંકુચિત છે? એની દૃષ્ટિ એથી આગળ જતી જ નથી. એમ શાથી? એ જ એમ. એ: માં પ્રથમ નંબરે પાસ થનાર, હોળેલા વાળવાળો અને ઉછરતો નાયક! અને એ જ હાથમાં ટેનિસ-રૅકેટ, બે વેણી, ભૂરી આંખો અને ફેશનેબલ સાડીવાળી નાયિકા અને એ જ મોટી ફાંદવાળા, બોડકા માથાવાળા, જાકિટ પહેરેલા ભાઉસાહેબ દાજીસાહેબ (આશય એ છે કે નાયિકાના પિતા યા પાલક), એ જ દીવાનખાનું અને એ જ પ્રિય આરાધનઃ આ બધાથી આજે વાચક વાજ આવ્યો છે. કોઇ કોઇ ઠગારા લેખકો યુગપ્રવાહને અનુસરીને દીવાનખાનું ત્યજીને જરા કારખાનાની સહેલ પણ કરી આવે છે. આમ છતાં તેને દીવાનખાનાની આરામખુરશી પર પાછા આવ્યા વિના નથી ચાલતું. આજે આપણા સમાજમાં એટલા ઉદ્યોગ-ધંધા અને વ્યવસાયો છે કે એના પડઘા અમારા સાહિત્યમાં કેમ નહિ ગુંજી ઊઠતા હોય? શિક્ષણસંસ્થાઓ, ખેડૂત, જુદી જુદી જાતની જમાતો, કાગળ અને ખાંડનાં કારખાનાં, ચાહના બગીચાઓ, લોઢું, તેલ અને કોલસાની ખાણો, મોટરબસો, વહાણો અને વિમાનો, આ બધાં શું આપણે માટે ઓછાં ક્ષેત્રો છે? આપણા પ્રાન્તમાં કેટલાય ભાઇઓ દેશ-પરદેશ ફરી આવ્યા છે, પરંતુ પરદેશની પાર્શ્વભૂમિ (Back ground) રાખીને કોઇએ કોઇ નવલકથા કે ટૂંકી વાર્તા લખી છે? લખી હોય તો પણ ગણી ગાંઠી. વિરાટ સમાજપુરુષનાં વિવિધ અંગો પર લખનાર કુશળ પ્રતિભાવાન લેખકની આજે તો આપણને જરૂર છે.

[ સાંધણ પૃ. ૪૯ને છેડે ]

# અમારી એજન્સીનાં પુસ્તકો

ગુજરાતણુ ટાઈપીસ્ટ: ગંગાબેન પટેલ ૧-૪-૦
યૌગિક સાધન — અરવિંદ ઘોષ ૦-૮-૦
રાસપાંખડી — ચિ. સો. ગાંધી ૦-૮-૦
કુમારી હેલન — રસૂલભાઈ વોરા ૦-૨-૦
પ્રાથમિક શાળાના શિક્ષકનો સાથી ૧-૦-૦
જાતક કથાઓ — ચંદ્રશંકર ભટ્ટ ૦-૧૦-૦
કથામણિ — ગાંડિવ સા. મંદિર ૨-૮-૦
અમૃતસરિતા ભા. ૧-૨ ૩-૦-૦
મહાસુખભાઈ શેઠ
કમનસીબ કુમારિકા ,, ૦-૩-૦
અનવર કાવ્ય ,, ૨-૦-૦
સચિત્ર કાવ્યસરિતા ,, ૪-૦-૦
ગ્રામદેવતા — મ. કા. પટેલ ૧-૮-૦
બલિદાન — પ્રા. ઠા. મુનશી ૦-૮-૦
ચાંદરણાં — પ્ર. ગિ. મહેતા ૦-૮-૦
શારીરિક તંદુરસ્તી ૧-૪-૦
રવિશંકર અંજારીઆ
હરિગીત ગીતા ,, ૦-૮-૦
બાળલેખન ભાગ ૧ થી ૪ ૦-૧૨-૦
સોમાભા.ઈ.કી. પટેલ
બાળકોનો બાગ ,, ૦-૬-૦
બાળગણિત ભા. ૧-૨,, ૦-૫-૦
જીવનસંભારણાં (શારદા મહેતા) ૨-૮-૦
બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા.૧-૨ ૨-૨-૦
છત્રપતિ શિવાજી — વા. સુકાદમ ૫-૮-૦
સામાજિક શૃંખલાઓ ૦-૮-૦
યુવક કાર્યાલય

રાસમંદિર — ગો. હા. રાયચુરા ૧-૦-૦
ગાંધીયુગની વાર્તાઓ ,, ૦-૧૨-૦
પ્રેમલીલા-ભાગ ૧-૨ ,, ૧-૪-૦
રસિયાના રાસ ,, ૧-૦-૦
નગાધિરાજ ,, ૧-૮-૦
દુહાની રમઝટ ,, ૧-૮-૦
કુળદીપક ,, ૧-૮-૦
કાઠીઆવાડથી કન્યાકુમારી ,, ૧-૦-૦
કુચગીતો ,, ૦-૧૨-૦
સોમનાથની સખાતે ,, ૧-૮-૦
હાસ્યદફતર ,, ૧-૮-૦
સોરઠપતિ ,, ૧-૮-૦
હાલચિવડાની દશ વાર્તાઓ ,,
કાઠિયાવાડની લોકવાર્તા ભા. ૨જો ૧-૦-૦
નવલખ સોરઠ — શ્રી. રાયચુરા ૧-૮-૦
લખેશરી ,, ૨-૮-૦
સોરઠી વીરાંગનાની વાતો ૨-૦-૦
સોરઠરાણી ૧-૮-૦
રાજ્ય અને રાજકારણ ૬-૮-૦
શ્રી. હરકાન્ત શુક્લ
મો. ન. અમીન, જીવન અને કાર્ય ૨-૮-૦
સત્ય શ્રી કબીર દિગ્વિજય ૧-૦-૦
મહંત રતનદાસજી
ગજવે ઘૂમતો કોપ — મૂળવંતરાય ૧-૪-૦
ઋણછોડની વાણી ૧-૪-૦
જવનિકા — રેખા કાર્યાલય ૦-૧૨-૦
રામસિંહ રાઠોડ — ચં. મ. ભટ્ટ ૦-૬-૦
ક્રીસ્ટોફર કોલમ્બસ ,, ૦-૬-૦
કુમાર વીરસેન ભા. ૩ ,, ૦-૬-૦

લખો:—

## પુસ્તકાલય સહાયક સહકારી મં. લિ.

પો. બો. નં. ૧૦, રાવપુરા—વડોદરા.



પુસ્તક ૧૮ મું  એપ્રિલ-૧૯૪૩  અંક ૪ થો

## એ પ્રથા અટકાવો.

—તંત્રીસ્થાનેથી.

કેટલાંક કસબા પુસ્તકાલયોમાં પહેલા, બીજા તથા ત્રીજા વર્ગના સભાસદો નોંધવાની પ્રથા સામાન્યપણે પ્રચલિત છે.

પુસ્તકાલયને આર્થિક મદદ મળે અને સર્વ સ્થિતિની જનતા પુસ્તકાલયનો લાભ વિશિષ્ટ પ્રકારે ઉઠાવી શકે તે અર્થે તેમ જ પુસ્તકાલયને આર્થિક મદદ પણ ઠીક પ્રમાણમાં મળતી રહે તે માટે પુસ્તકાલયના આવા સભ્યવર્ગો આવકારપાત્ર છે. અને દરેક વર્ગના બને તેટલા વધુ સભ્યો નોંધવા માટે પ્રયત્નો પણ થવા ઘટે છે.

આ પ્રથા આ રીતે આવકારદાયક છતાં, તેનાં કંઈક અનિષ્ટ પરિણામો પણ આવતાં હોવાનું, પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબને તેઓશ્રીની તપાસણી દરમિયાન જણાયાનું તેઓશ્રીએ જાહેર કર્યું છે.

પુસ્તકાલયને આર્થિક મદદ આપવા માટે પહેલા-બીજા વર્ગના સભ્યો ભલે નોંધાય; તેમને તેના બદલામાં મર્યાદિત હક્કો પણ ભલે અપાય; પરંતુ એ હક્કો અને તેને પૂરા પાડવા માટે પુસ્તકાલયને તેમના દ્વારા થતી આવક કરતાં ખર્ચ વધુ કરવો પડતો હોય ત્યારે તો એ પ્રથા એક અનિષ્ટતાનું જ રૂપ ધારણ કરે છે.

પહેલા-બીજા વર્ગના સભાસદોની વૃત્તપત્રો ઘેર બેઠાં વાંચવાની ઈચ્છાને સંતોષવા માટે તેમના તરફથી પુસ્તકાલયને મળતી મદદ કરતાં તે અર્થે તેને ખર્ચ વધુ કરવું પડે અને જનસમાજના આ જાહેર કાર્યમાં ખલેલ પહોંચે તે હરગીજ ચલાવી લેવાવું ન જોઈએ.

આજે તો વર્તમાનપત્રોની કિંમતો અગાઉ કરતાં ત્રણ-ચારગણી વધી ગઈ છે; એવા સંજોગોમાં એ ખાસ વર્ગોના સભાસદો માટે વધુ ખર્ચ વેઠીને, સામાન્ય જનતાને પૂરતાં થાય તે કરતાં વધુ સંખ્યામાં વૃત્તપત્રો ખરીદવાની પુસ્તકાલયોના સંચાલકોની નીતિ જરાયે ઈચ્છનીય ન લેખી શકાય. કારણકે આવા પહેલા-બીજા વર્ગના સભાસદો સામાન્ય રીતે આર્થિક સ્થિતિસંપન્ન હોય એ સ્વાભાવિક છે. તેઓ

ધારે તો, પુસ્તકાલયના ઉપર્યુક્ત વર્ગના સભાસદ થવા ઉપરાંત પોતાને ત્યાં એવાં પત્રો મંગાવી તે પુસ્તકાલયને ભેટ તરીકે આપી શકે. એ પ્રમાણે કરવામાં આવે તો તેમની એવી ઉદારતાનો સરસ પરિચય મળી રહે.

બીજી બાજુ, એવા સભાસદો થોડુંક વાર્ષિક લવાજમ આપીને વર્ષભર વર્તમાનપત્ર ઘેર લાવી વાંચવાની ખાહેશ રાખે તો તેમની એ નીતિ થોડે ખર્ચે વધુ લાભ ખાટવાની નીતિ તરીકે જ લેખી શકાય. ઉપરાંત, પુસ્તકાલયના વાચનાલય-વિભાગના વાચકોને એવાં પત્રો વિના જે તે સમય માટે ચલાવી લેવું પડે તે વધારામાં.

આ પ્રથાનું આટલું જ અનિષ્ટ નથી. એ ઉપરાંત, આવા સભાસદોને ઉપર્યુક્ત વૃત્તપત્રો તેમને ઘેર પહોંચાડવા માટે એક ખાસ વધુ માણસની જોગવાઈ પણ પુસ્તકાલયમાં કરવી પડે છે. એટલે આવા સભ્યો માટે વધુ વર્તમાનપત્રો પુસ્તકાલયમાં ખરીદવાં પડવા ઉપરાંત આવો નોકરખર્ચ પણ પુસ્તકાલયે જ ઉઠાવવો પડવાનો !

પુસ્તકાલયપ્રવૃત્તિ સરખી લોકભદ્ર પ્રવૃત્તિમાં પણ થોડે ખર્ચે વધુ લાભ ઉઠાવવાની વૃત્તિ જો આ પહેલા-બીજા વર્ગના સભ્યો રાખતા હોય તો તે સાચે જ અનિચ્છનીય લેખાવી જોઈએ.

આ તબક્કે, અમે એવા પહેલા-બીજા વર્ગના સભાસદોને એક નમ્ર વિનંતિ કરી લઈએ. તેઓ પોતે પુસ્તકાલયના ઉપર્યુક્ત વર્ગના સભાસદ થઈ માત્ર વર્તમાનપત્રો ઘેર વાંચવા મેળવવાની લાલચને જતી કરે. ઉપરાંત, પોતે સ્થિતિપાત્ર વ્યક્તિ હોય તો ઊલટ, પોતાના તરફથી પુસ્તકાલયમાં આવાં વૃત્તપત્રો ભેટ આપવાની ઉદારતા દાખવે. આમ કરવાથી પોતે પુસ્તકાલયના નિઃસ્વાર્થી સભ્ય હોવાનો જનતાને પરિચય મળશે; ઉપરાંત જો ઉપર જણાવ્યું તેમ પુસ્તકાલયને પોતા તરફથી આવાં પત્રો-માસિકો ભેટ આપશે તો તેમની ઉદારતા પ્રત્યે જનતા માનની લાગણીથી જોશે.

બાકી, વાર્ષિક લવાજમના બદલામાં વૃત્તપત્રો વાંચવા ઘેર મંગાવવાં એ તો આમજનતાના હક્ક પર તરાપ મારવા જેવું થવા સંભવ છે.

આ પ્રસંગે, અમે પુસ્તકાલયોના સંચાલકોને જણાવવાની રજા લઈએ છીએ કે આવી પ્રથા—પહેલા-બીજા વર્ગના સભાસદોને ઘેર વર્તમાનપત્રો પહોંચાડવા માટે જે ખાસ વિશેષ ખર્ચ કરતા હોય તે બંધ કરે; અને આવી પ્રથાને અટકાવે. આમ કરવા જતાં ઉપર્યુક્ત વર્ગના સભાસદો તરફથી મળતી વાર્ષિક લવાજમની રકમ કદાચ કમી થશે, પરંતુ સાથે સાથે તેવા વધુ ખર્ચનો બચાવ પણ થશે.

આ બાબતમાં એ સભ્યોને માઠું લાગવું ન જોઈએ. સર્વસામાન્ય જનતાના હિતમાં એવા સભ્યોએ થોડોક તો ત્યાગ આપવો જ જોઈએ. અને આ કંઈ બહુ ભારે ત્યાગ ન કહેવાય.

આશા રાખીએ, પુસ્તકાલયોના પહેલા-બીજા વર્ગનાં સભ્યો તેમજ સંચાલકો આ અંકમાં અન્યત્ર છપાયેલ આ બાબતની પુસ્તકાલય ખાતાના મે. મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઈ પટેલનો લેખ વાંચી તેનો સત્વર અમલ કરવા પ્રેરાશે.

---

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

તુર્કસ્તાનના પ્રતિનિધિ મંડળના માનમાં તાજમહાલ ખાતે યોજાયેલા સમારંભમાં મીં. આતે-એ જણાવ્યું કે ' તુર્કસ્તાનમાં ઘણુંખરાં વર્તમાનપત્રોનો ફેલાવો લગભગ સાઠહજારનો હતો. પત્રકાર પ્રવૃત્તિનાં ચાર મુખ્ય કેંદ્રો—ઇસ્તંબુલ, અંકારા, અડાના અને ઇઝમીલ હતાં. પરભાષામાં પ્રગટ થતાં પત્રોની સંખ્યા બહુ ઓછી હતી, એક અથવા બે જર્મન અને ફ્રેંચ પત્રો ખાસ પરદેશીઓના લાભ માટે જ હતાં.

પરદેશી પત્રો પણ તુર્કોની માલિકીનાં જ હતાં. તુર્કસ્તાનના કોઇપણ વર્તમાનપત્રમાં લખનાર ઓછામાં ઓછો યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ તો હોવો જ જોઇએ. પત્રકારોનું ધંધાદારી મંડળ હતું, પણ તેમનું ' ટ્રેડ યુનિયન ' નહોતું. બધાને તુર્કસ્તાનનો સામાન્ય કાયદો લાગુ પડતો હતો.

❧

જનરાલિસિમો ચ્યાંગ કાઇ શેકનું લખેલ પુસ્તક 'ડેસ્ટિની ઑફ ચાઇના' (Destiny of China ચીનનું ભાવિ )ની ચીનમાં વધારેમાં વધારે નકલો ખપશે. પુસ્તક ૧૨ મી માર્ચે પ્રગટ થવાનું હતું. ચુંગકિંગની ચુંગચાંગ બૂક કંપની તરફથી તે પ્રગટ થશે. સ્વતંત્ર ચીનમાં આ કંપનીની ઑફિસમાં તથા તેની ૨૦ શાખાઓમાં ગ્રાહકોનો દરોડો પડે છે. એમ ધારવામાં આવે છે કે પહેલી આવૃત્તિની પાંચ લાખ નકલો ખપી જશે. આ પુસ્તકનું પરદેશની ભાષાઓમાં ભાષાંતર કરવાનું કાર્ય ચાલુ થઇ ગયું છે.

ચીનના યુવાનોને, અંગત પ્રગતિ નહિ પરંતુ મહાન કાર્યો કરવા માટે સ્વાર્પણ કરવા સમજાવવાનો આ પુસ્તકનો મુખ્ય હેતુ છે.

❧

પૂનાના ભાંડારકર ઓરીએન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટયુટની સ્થાપના તા. ૬ ઠ્ઠી જુલાઇ ૧૯૧૭ ના રોજ થયેલ હોઇ ૧૯૪૨ માં તેને પચીસ વર્ષ પૂરાં થયાં. તેનો રજતમહોત્સવ ગઇ તા. ૪–૫ જાન્યુઆરીના રોજ ઉજવવામાં આવ્યો. રજતમહોત્સવની શરૂઆત સોમવારે સવારે પ્રખ્યાત વિદ્વાન પ્રિન્સિપાલ વા. કે. રાજવાડેના હાથે વટવૃક્ષારોપણની ક્રિયાથી કરવામાં આવી હતી. મુખ્ય સમારંભ ભોરના રાજા સાહેબના પ્રમુખપદ હેઠળ કરવામાં આવ્યો હતો. સર સર્વપલ્લી રાધાકૃષ્ણને રજતમહોત્સવનું ભાષણ આપ્યું હતું. મહાભારતની નવી આવૃત્તિ ભાંડારકર ઇન્સ્ટિટયુટનું શકવર્તી પ્રકાશન છે. તે સંપૂર્ણ થયા પહેલાં તેની પાછળ અથાગ શ્રમ કરનાર ડૉ. વી. એસ. સુખથંકર મૃત્યુ પામ્યા તે અતિ શોચનીય છે.

❧

કાગળની અસહ્ય મોંઘવારીનું એક અનિવાર્ય પરિણામ તો ૧૯૪૨ માં પુસ્તકો તથા માસિકોના પ્રકાશનમાં જે ઓટ આવી છે તેમાં દ્દગોચર થાય છે. ૧૯૪૩ નું ભાવિ પણ જરાયે ઉજ્જવળ નથી. બંગાળી ભાષામાં પ્રગટ થતાં વાર્ષિકોમાંથી માત્ર ૨/૩ જ પ્રગટ થઇ શક્યાં. તે પૈકીના શ્રેષ્ઠનો પ્રસિદ્ધ લેખક પ્રમેન્દ્ર મિત્રના તંત્રીપણા હેઠળ પ્રગટ થયેલું સંપ્રતિ ગણી શકાય.

❧

ફેસિઝમ વિરોધી ધ્વજ હેઠળ બધા પક્ષોના કવિઓને એકત્ર કરવાના સામ્યવાદી લેખકોના યત્નનું લાભદાયી પરિણામ આવશે તે ' ફેસિસ્ટ વિરોધી લેખકો તથા કળાકારોની લીગ–લખનૌ–' એ પ્રગટ કરેલા કાવ્યના નાના પુસ્તક ' એકસૂત્રે ' થી જણાઇ આવે છે. તેના તંત્રીઓ સુભાષ મુખોપાધ્યાય તથ ગુલામ કુદ્દુસ સામ્યવાદી કવિઓ છે; પણ પુસ્તિકામાં જુદા મત ધરાવનારા અનેક કવિઓનાં કાવ્યો છે.

કેટલાંક કાવ્યોનાં શીર્ષક અર્થસૂચક છે. ' સ્ટેલિનગ્રેડ ', ' કોઝાક ', ' એરોપ્લેન ', ' હિંદી લશ્કરને ', ' ગુરિલા ', ' આસામ ', ' બુદ્ધનું મૃત્યુ ', ' ચોકીદાર ' વગેરે.

શ્રી. વિજયચંદ્ર મજમુદારના ૮૨ વર્ષે થએલા મૃત્યુથી, બંગાળાએ એક લેખક, ભાષાંતરકાર તથા મનુષ્યવંશજ્ઞાતા ગુમાવ્યો છે. મૌલિક પુસ્તકો ઉપરાંત તેણે સંસ્કૃતમાંથી ' ગીતગોવિંદ ' તથા પાલીમાંથી ' થેરી ગાથા 'ના અનુવાદ કરેલ છે. ઓરીસાના એક દેશી રાજ્યના તે કાયદાના સલાહકાર હતા અને ઉડિયા ભાષા સારી રીતે જાણતા હતા, કમભાગ્યે તે યુવાનીમાં જ આંધળા થયા હતા.

બંગીય સાહિત્ય પરિષદ્‌ની સાહિત્યસાધક ચરિત્રમાળાનાં છેલ્લાં પ્રકાશનોમાં પ્યારીચંદ મિત્ર, રાજા સર રાધાકાંત દેવ બહાદૂર અને રાય દીનબંધુ મિત્ર બહાદુરનાં ચરિત્રોનો સમાવેશ થાય છે. શ્રી. પ્યારાચંદ પ્રસિદ્ધ ગ્રંથકર્તા, હુશિયાર ટીખળી, સાચા દેશભક્ત અને ઉત્સાહી અધ્યાત્મશોધક હતા. પોતાના પુસ્તક ' ધી સ્પોઇલ્ટ ચાઇલ્ડ ' ( The spoilt Child ) લખીને તેમણે બંગાળી સાહિત્યમાં અમર કીર્તિ પ્રાપ્ત કરી છે.

રાજા રાધાકાંત મોટા કેળવણીકાર તથા સમાજસેવક હતા. તેમણે સંસ્કૃત શબ્દકોશ–શબ્દકલ્પદ્રુમ–ઉપરાંત બંગાળી ભાષામાં અનેક પાઠય પુસ્તકો લખ્યાં છે. વળી અનેક દંતકથાઓનો અંગ્રેજીમાંથી બંગાળીમાં અનુવાદ કરેલ છે.

દીનબંધુના હાસ્યરસે બંગાળી સાહિત્યમાં તેમને અમર બનાવેલ છે. નનામા પ્રગટ તેમના પુસ્તક ' નીમ દર્પણે ' લોકોમાં ખળભળાટ મચાવી મૂક્યો હતો. યુરોપની વિધવિધ ભાષાઓમાં તેનું ભાષાંતર થયેલ છે.

બંગાળી ભાષાના વિશાળ તથા આધારભૂત કોશ રચવામાં ચાર દશકાથી રોકાયેલ શ્રી હરિશ્ચંદ્ર બેનરજીની મહેનતની કદર તરીકે વિશ્વભારતી નિકેતને ૧૦૦૦ રૂ. નો પુરસ્કાર આપવાનું નક્કી કર્યું છે. કોશ લગભગ પૂરો થવા આવ્યો છે. તેના લગભગ નેવું જુદા અંકો ક્યારના બહાર પડી ગયા છે.

મધ્ય પ્રાંત અને વરાડના લેખકોની નવલિકાનો સંગ્રહ, નાગપુરના સાહિત્ય મંડળ તરફથી બહાર પડવાનો છે. મંડળના મંત્રીએ લેખકોને વાર્તા મોકલી આપવાનું નિમંત્રણ આપ્યું છે. આ જાતનો સંગ્રહ પ્રાંતમાં પહેલો જ થશે.

વડોદરાના કવિ શ્રી. ચંદ્રશેખરના મૃત્યુ પછી, મરાઠી કવિ શ્રી. યશવંતને વડોદરાના રાજ્યકવિ નીમવામાં આવ્યા છે. ૯ મી જાન્યુઆરીએ ભરાયેલા દરબારમાં વડોદરાના શ્રી. મહારાજા સાહેબે તેમને આ બહુમાન આપ્યું હતું.

દક્ષિણ મહારાષ્ટ્ર સાહિત્ય પુરસ્કાર સમિતિએ ૫૦૦ રૂ. નું ફલ્ટણકર પારિતોષિક પ્રો. આર. એસ. જોગને 'સૌંદર્યશોધ આણિ આનંદબોધ' માટે આપવામાં આવ્યું છે. સાહિત્યવિષયક વિવેચન માટે આ પુસ્તકને શ્રેષ્ઠ ગણવામાં આવ્યું હતું. કમિટિએ ડૉ. કે. એન. વાટવેના 'રસ–વિમર્શ' તથા ડૉ. એમ. જી. દેશમુખના 'મરાઠીચે સાહિત્ય-શાસ્ત્ર'નાં પણ ખૂબ વખાણ કર્યાં છે.

♣

યુરોપના લેખકો તથા વિદ્વાનોના ફરજીઆત પરદેશી વસાહતના પરિણામની શું અસર થઇ છે તેની ચર્ચા આંતરરાષ્ટ્રીય ત્રૈમાસિક 'બૂક્સ એબ્રૉડ' (Books Abroad) ઉપાડી લીધી છે. ૧૯૪૨ ના ઉનાળાના અંકમાં તેમાં કેટલાક પ્રખ્યાત લેખકોના જવાબ આપવામાં આવ્યા છે.

♣

ટૉલ્સ્ટૉયે જ્યાં પોતાનાં શકવર્તી પુસ્તકો લખ્યાં તે ઘર, યાસ્નાયા પોલ્યાનાની જર્મન આક્રમણ વખતે, ઝડતી લેવામાં આવી હતી. તેનાં સાહિત્ય સંગ્રહાલયનાં અમૂલ્ય રત્નોને બાળી નાખવામાં આવ્યાં, ચોરી જવામાં આવ્યાં અથવા તો નાશ કરવામાં આવ્યો. જાગીર પરના શાળાના જે મકાનમાં ટૉલ્સ્ટૉય ખેડૂત બાળકોને શિક્ષણ આપતા તેને તોડી પાડવામાં આવ્યું હતું; પણ મુખ્ય ઘરને સળગાવી મૂકવામાં આવ્યું હતું છતાં સંપૂર્ણ નાશમાંથી તેને બચાવી લેવામાં આવ્યું છે. 'સોવિયેટ યુનિયન ન્યુઝ'ના જાન્યુઆરી ૧૯૪૩ ના અંકમાં ઘરનો, ટૉલ્સ્ટૉયના ઓરડાનો તથા ટૉલ્સ્ટૉયના સંગ્રહસ્થાનનો પુનરુદ્ધાર પછીનો ફોટો આપવામાં આવેલ છે.

♣

ન્યુયૉર્કની બીનરાજકીય પૂર્વ અને પશ્ચિમની એસોસીએશન પૂર્વ તથા પશ્ચિમના લોકો વચ્ચે સમજૂતી વધારવાનું કાર્ય ગંભીરપણે કરી રહેલ છે. સંસ્કૃતિ તથા વિશ્વશાંતિ માટે આ પ્રયત્ન ખૂબ ઉપયોગી છે. હિંદ અને હિંદીઓથી અમેરિકન વાચકોને પરિચિત કરવા માટેનાં પુસ્તકોની ભલામણ માટે વિનંતિ કરતી વખતે યુનાઇટેડ સ્ટેટસના લોકો કેવા છે તે આપણને જણાવવા માટે તેઓએ પુસ્તકોની એક યાદી પણ મોકલી છે.

♣

વાઇસરૉયના 'વૉર પર્પઝીઝ ફંડ'ને માટે પૈસા ભેગા કરવાની એક નવી યોજના સંયુક્ત પ્રાંતોના ગવર્નરે કરી છે. તેણે એક સાહિત્યવિષયક હરીફાઇ ગોઠવી છે, અને તેની પ્રવેશફી રૂ. ૨) રાખી છે. હરીફાઇ બંધ થવાની છેલ્લી તારીખ પહેલી મે છે. એ શ્રેષ્ઠ પ્રવેશપત્રો ભરનારાને 'બૂક ટોકન્સ' કેટલાં પાનાં વાંચ્યાં છે તે જાણવા માટે પુસ્તકમાં મૂકવામાં આવતી નિશાની આપવામાં આવશે. ઘણાખરા પ્રશ્નો 'અવતરણો'ના છે. તેના લેખક તથા પુસ્તકનું નામ આપવાનું છે. સાથેસાથે સામાન્ય જ્ઞાનના પ્રશ્નો છે, જે વધારે અઘરા છે.

સંયુક્ત પ્રાંતોમાં જ રહેનારાઓ માટે આ હરીફાઇ મર્યાદિત નથી. ગમે તે તેમાં ભાગ લઇ શકે છે.

છોટાલાલ માનસિંગ કામદાર

# પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોની દેખીતી ખોટ

**વડોદરા** રાજ્યના પ્રાંત અને કસ્બાનાં સાર્વજનિક પુસ્તકાલયોએ પોતાની સંસ્થાના પેટાનિયમો સ્થાનિક વ્યવસ્થા માટે ઘડ્યા છે. તેમાં વાર્ષિક મદદ આપનાર સદ્‌ગૃહસ્થોના વર્ગો પાડવામાં આવ્યા છે. આ વર્ગોના કેટલાક વિશિષ્ટ હક્ક હોય છે. તે સામાન્ય વાચક જે જામીનગીરી પર કે અનામત રકમ મૂકી પુસ્તક વાંચવા લઈ જાય તેથી જુદા હોય છે. તેમાં વિશેષ ઉત્પન્ન સંસ્થાને થાય એ હેતુથી પહેલા વર્ગના સભાસદોને પુસ્તકોનો તથા જામીન થવાનો હક્ક મળવા ઉપરાંત દૈનિક પત્ર ઘેર મંગાવી વાંચવાનો હક્ક હોય છે. બીજા વર્ગના સભાસદોને એ દૈનિક એક દિવસ જૂનું મળે છે. આમ થવાથી જે લોકમદદ જે તે વર્ષે ઊભી કરે છે તેની નીમે રકમ ઘણે ભાગે હોય છે. દાખલા તરીકે એક કસ્બો વર્ષમાં ૪૫૦ રૂપિયા લવાજમ તરીકે ઊભા કરે તો લગભગ ૨૨૫ જેટલી રકમ આ બે પ્રકારના સભ્યોમાંથી મેળવે છે. પણ આટલું લવાજમ મેળવનારાં પુસ્તકાલયો તો જૂજ છે. ઘણાંખરાં પુસ્તકાલયો આજે જે સરકાર-પંચાયત મદદ મેળવે છે તેમાં પોતાની લોકમદદમાં લવાજમ ઉપરાંત કાયમનિધિનું વ્યાજ, દુકાનોનું ભાડું, પુસ્તક વેચાણ, ખોવાયલાં પુસ્તકોની કિંમત, તથા ભેટ મળેલી રકમો મળી બધાનો સમાવેશ કરે છે. વડનગર, વિસનગર, મહેસાણા, બીલીમોરા, સિદ્ધપુર, પાટણ, ગણદેવી, નવસારી, પેટલાદ, કલોલ, ડભોઇ, સંખેડા વગેરે કસ્બાઓમાં લગભગ કાયમનિધિનું ઉત્પન્ન કે કાયમનિધિની રકમની દુકાનોનું ભાડુ રૂા. ૫૦૦ થી ૧૨૦૦ સુધીનું આવે છે અને બાકીની લોકમદદ લવાજમ દ્વારા ઊભી કરાય છે. છતાં આ જૂજ લવાજમ દ્વારા ઊભી કરાયેલી રકમમાં પણ માત્ર નીમે રકમ જેટલી જે ત્રીજા ચોથા વર્ગના સભાસદોમાંથી આવે છે તેમની જરૂરીઆત તથા બીજા પ્રજાજનોની જરૂરીઆત માટે પુસ્તકાલયમાં વાચન કે મનનનું જે પુસ્તક સાહિત્ય વસાવવું જોઇએ તે વસાવી શકતા નથી. કારણ પહેલા અને બીજા વર્ગના માત્ર જે ૧૫ થી ૩૦ જેટલા સભાસદો હોય છે તેમના દૈનિક વાચન પાછળ જ ઘણો મોટો ખર્ચ થાય છે. પુસ્તકાલયમાં માત્ર એક કે બે ગુજરાતી દૈનિક અને એકાદ અંગ્રેજી દૈનિક ખરીદવાની જરૂર હોય ત્યાં ગુજરાતી કે અંગ્રેજી એક જ દૈનિકની ચાર પાંચ પ્રતો ખરીદાય છે. વળી આ પત્રો લાવવા લઇ જવા માટે વાર્ષિક રૂા. ૯૬ થી રૂા. ૨૦૦ સુધી નિરર્થક નોકરખર્ચ થાય છે. એટલે પત્રો અને નોકર પાછળ થઇ લગભગ જેટલું **લવાજમ આવે તેથી બમણી રકમ સંસ્થાને ખર્ચ કરવી પડે** છે. એટલું જ નહિ પણ તે ઉપરાંત આ વર્ગના વાચકો ચાર ચાર કે પાંચ પાંચ પુસ્તકો ઘેર વાંચવા લઇ જાય બીજા વાચકોને જે તે વખતે જોઇતું વાચન મેળવવામાં એક જ પુસ્તકની વધુ પ્રતો નહિ રાખવાના કારણે અડચણમાં મૂકે છે. પરિણામે સંસ્થાની આર્થિક સ્થિતિ નબળી પડે છે; લોકોમાં તેનો જે પ્રમાણમાં પ્રચાર થવો જોઇએ તે થતો નથી.

આ માટે મેં મારી આ માસની તપાસણીમાં મહેસાણા પ્રાંત પુસ્તકાલય અને સિદ્ધપુર કસ્બા પુસ્તકાલયના આંકડા જોયા છે. મહેસાણા પુસ્તકાલયમાં પહેલા અને બીજા વર્ગના વાચકો લગભગ ૨૯ છે. તેમને પત્રો ઘેર પહોંચાડવા માટે માસિક રૂપિયા ૧૬ નો એક નોકર રાખેલ છે જે પુસ્તકાલયનું બીજું કંઇ જ કાર્ય કરતો નથી. આ પુસ્તકાલયમાં Times'ની લગભગ ચાર પ્રત, વંદેમાતરમ્ ૨, જન્મભૂમિ ૨, પ્રભાત, સંદેશ, સાંજ વર્તમાન, Bomby Chronicle વગેરે દૈનિકો પાછળ લગભગ રૂપિયા ૪૧૪નો ખર્ચ (જૂના દર પ્રમાણે) થાય છે.

હવે આ સભાસદોમાંથી લવાજમ તરીકે ઉત્પન્ન પહેલા વર્ગના વાર્ષિક સભાસદના રૂપિયા પંદર અને બીજા વર્ગના લવાજમના બાર કરવાથી રૂ. ૩૯૬) આવશે. પણ પત્રોના લવાજમમાં એપ્રિલથી વધારો થવાથી લગભગ પત્રો પાછળ દોઢો ખર્ચ થાય અને નોકરખર્ચના ૨૦૦ રૂપિયા મળી ખર્ચ લગભગ રૂપિયા ૭૦૦ સુધી થશે. એટલે સંસ્થાને ભારે ખોટ સહન કરવી પડે એ ઊઘડ છે. આ પ્રમાણે સિદ્ધપુર કસ્બાના પુસ્તકાલયની સ્થિતિ છે. ત્યાં પ્રમાણમાં નોકરખર્ચ કમી છે. **શું આ ખોટ પૂરવા માટે જ સ્થાનિક પંચાયતો, સુધરાઇ અને શ્રીમંત સરકારની મદદની આ પુસ્તકાલયોને અપેક્ષા રહેતી હશે !** ખરેખર, સ્થાનિક પુસ્તકાલયપ્રવૃત્તિના હિતચિંતકોએ આ બાબે મહત્ત્વની વિચારણા કરવી ઘટે.

સ્થાનિક કસ્બાઓમાં સ્થળ–સ્થિતિ પ્રમાણે લગભગ છસો થી સોળસો જેટલા વાચકો ઊભા થઇ શકે, અને દશહજારથી પંદર હજાર જેટલાં પુસ્તકો વંચાય; એટલે ફાટી જતાં દર વર્ષનાં જૂનાં પુસ્તકોની ખોટ પૂરી કરવા માટે, નવીન પુસ્તકો વસાવવા માટે તથા ઉચ્ચ પ્રકારનાં અધ્યયનપુસ્તકો માટે આ સંસ્થાઓ બીજી મદદો મેળવવા છતાં માત્ર રૂ. ૧૦૦) થી ૪૦૦) સુધીના પુસ્તક ખાતેની જૂજ રકમના ખર્ચથી કેવી રીતે નભી શકે ? કસ્બામાં તો ગુજરાતી, મરાઠી, હિંદી લેખકોનાં સારાં પુસ્તકો તેમ જ અંગ્રેજી સારાં પુસ્તકો અવશ્ય દર વર્ષે સ્થાનિક સમિતિએ વધારતા જવું જોઇએ. વળી બાળકો માટે સારાં પુસ્તકો વિપુલ પ્રમાણમાં રાખવાની આવશ્યકતા કસ્બાઓ જાણવા છતાં બહુ જ થોડે સ્થળે તે તરફ ધ્યાન આપવામાં આવે છે તે પણ નિરાશાજનક સ્થિતિ કહેવાય. આ બધાનું કારણ વર્તમાનપત્રો પાછળ અતિવ્યય જ છે.

ત્યારે શું પત્રો ઘેર વાંચવા લઇ જવાનો જીંદગી પર્યંતના, પહેલા વર્ગના અને બીજા વર્ગના વાચકનો હક્ક નષ્ટ કરવો એમ તમારો ઉદ્દેશ છે ? એમ કેટલાક ભાઇઓ દલીલ કરે છે. પુસ્તકાલયોના નિયમોમાં જ ધોરણ ઠરાવ્યું છે કે, સવડ હશે તો પત્રો ઘેર વાંચવાની વ્યવસ્થા થશે. પણ પુસ્તકો પાછળ ખર્ચ કમી કરી આ કાર્ય કેવી રીતે થઈ શકે ? વળી પત્રોમાં માત્ર પુષ્કળ દૈનિકો ખરીદવાથી બીજાં દેશપરદેશનાં, આંતરપ્રાંતીય તેમ જ ઇતર વિચારશીલ સામયિકોને સ્થાન રહેતું નથી. માટે પત્રો પાછળ અંદાજમાં ૨૦ ટકા સુધી ખર્ચ કરવામાં પણ દેશપરદેશના સમાચાર આપતાં, જુદા જુદા સાંસ્કૃતિક વિચારો ધરાવતાં સામયિકો, હુન્નરોદ્યોગને લગતાં સામયિકોની જોગવાઇ પ્રમાણમાં કરવી ઘટે. એટલે સંસ્થામાં માત્ર એક બે ગુજરાતી દૈનિક, એક કે બે અંગ્રેજી દૈનિક મંગાવવાની સવડ સારા ઉત્પન્નવાળું પુસ્તકાલય કરી શકે; બાકી તો એકાદ ગુજરાતી અને એક અંગ્રેજી પત્રથી પણ નાના કસ્બાએ ચલાવવું પડે. જેથી કોઇવર્ગના સભાસદને પત્રો ઘેર વાંચવા આપવાનું પાલવે નહિ એ ઊઘડ છે અને તેથી તેનો અમલ કરવો જોઇએ નહિ. જેથી ઘેર વાંચવા મોકલવા માટે મહેકમમાં સ્વતંત્ર વિશેષ નોકર રાખી ખર્ચ પણ કરી શકીએ નહિ અને સંસ્થાના નોકરથી એ કામ લેવાય તો સંસ્થાને મદદ કર્યાને બદલે તેનો ગેરઉપયોગ કરવા જેવું જ ઠરે. પુસ્તકાલયમાં મોટે ભાગે એક ગ્રંથપાલ, અને એક સિપાઇ અને વાચનનું કામ જ્યાં વિશેષ હોય ત્યાં એક વધુ ફરાસ રાખી કામ લેવાય છે; પણ આ બે સિપાઈ પૈકી એક પાસે પુસ્તકાલયનું આખુંય કામ કરાવાય છે અને બાકીના પાસે આ પહેલા અને બીજા વર્ગના ભાઇઓને વારતે પેપર આપવા લેવા જવાનું કામ હોય છે, જેથી આજે કોઇપણ કસ્બા પુસ્તકાલયમાં અપાય તો કમી કરવા પાત્ર પુસ્તકોની ઘટિત વ્યવસ્થા ગ્રંથપાલ કરાવી શકતો નથી, નવાં આવતાં જતાં પુસ્તકો ઝપાટાબંધ પુસ્તકાલયની અભરાઇ પર વિધિસર ગોઠવાતાં નથી, ઊઘરાણીઓ થતી નથી,

વાચકને જોઇતું પુસ્તક મળે તેવી વ્યવસ્થા સહેલાઇથી થતી નથી, પુસ્તકની પટીઓ કે સહેજસાજ નુકસાન સિપાઇથી સમરાવી લેવાતું નથી. **શું પહેલા અને બીજા વર્ગના સભ્યો આ બધી પરિસ્થિતિથી અજાણ હશે? મારી વિનંતિ છે કે એ ભાઇઓ આ બાબતનો વિચાર કરે.** પુસ્તકાલયને તેમની મદદ હોય છે. તેમને વધારે પ્રમાણમાં વાચન મેળવવાની ઇચ્છા હોય તો સારાં સારાં પુસ્તકો વિપુલ પ્રમાણમાં વસાવવા, અણુઘટતાં-તૂટી જતાં પુસ્તકોને જલદીથી અભરાઇઓ ઉપરથી દૂર કરવામાં, તેમનાં નાણાં વપરાય તે જોવા તેઓ ખરેખર ઇચ્છે જ. Times કે Bombay Chronicle, વંદેમાતરમ્ કે જન્મભૂમિ, ગુજરાત સમાચાર કે સંદેશની કિંમત પોતે ખર્ચ કરી ઘેર વાચનારા કસ્બામાં કેટલાક ગૃહસ્થો હોય છે. દરેક કસ્બામાં મોટે ભાગે દૈનિક પત્રો ઓછામાં ઓછા ૧૫ થી માંડીને ૧૫૦ સુધી વેચાય છે. સ્થાનિક પુસ્તકાલય તો આવાં પત્ર ખરીદનારાઓ પાસેથી એક બે કલાક મોડાં મેળવી પુસ્તકાલયને પત્રખર્ચમાંથી બચાવી શકે તેમ છે. વિસનગરમાં, 'ગુજરાત સમાચાર,' બીલીમોરામાં 'Times,' ઊંઝામાં 'વંદેમાતરમ્' 'જન્મભૂમિ' વગેરે પત્રો ભેટ મળે છે, તો તેની બીજી પ્રતો પુસ્તકાલયને ખરીદવાની હોતી જ નથી; પણ આ પહેલા બીજા વર્ગના સભાસદો ખાતર ખરીદાય અને લવાજમ માત્ર દશ, બાર કે પંદર મળે તો ખર્ચ કેવી રીતે પહોંચી વળે એ સહજ સમજી શકાય તેવી મુશ્કેલી છે.

માટે મારા મત મુજબ તો, પત્ર ઘેર વાંચવા આપવાની યોજના વર્ગના અધિકારી તરીકે ન રાખશો. લવાજમ ઉપરાંત જે સદ્‌ગૃહસ્થો પોતાની સ્વેચ્છાથી પુસ્તકાલય દ્વારા દૈનિક પત્રો ઘેર વાંચવા ઇચ્છતા હશે તો તેઓ તેવી માગણી સંસ્થાના મંત્રી પાસે કરે અને મંત્રી એવી યોજના કરે કે પત્રના લવાજમની રકમ અને પત્ર પહોંચાડનાર માણસનો ખર્ચ તેમની પાસેથી મળે અને નિદાન તેવા પંદર ઇસમો મળે તો એવી યોજનાનો અમલ કરી શકે; જેથી ઓછા ખર્ચમાં દૈનિક પેપર ગૃહસ્થો ઘેર વાંચી શકે. અને સ્થાનિક પુસ્તકાલય પણ પોતાના અંદાજમાં ખરીદેલા પત્રનું ઉત્પન્ન ઊભું કરી શકે.

આ માટે નિદાન આઠથી પંદર રૂપિયા સુધીનો સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે હંગામી નોકર રાખી તેનો ખર્ચ આ યોજનામાંથી પાડી પત્રો ઘેર મોકલવાનું બની શકે. નિદાન એક પત્ર માટે ત્રણ વાચક હોવા જોઇએ એવી સામાન્ય ગણના રાખવી; અને તેના સમય સવારના બપોરના અને સાંજના એમ રાખવા. આ ખર્ચ માટે નિદાન લવાજમના ત્રીજા ભાગથી અધિક વિશેષ એટલે કે મુંબઇના ત્રણ આનાની કિંમતવાળાં પત્રો માટે વાર્ષિક ૨૫), બે આનાની કિંમતવાળાં દૈનિકો માટે રૂા. ૧૮) એ પ્રમાણે દરો રાખી ઉત્પન્ન ઊભું કરી શકાય. આ બધો હિસાબ સંસ્થાના અંદાજથી જુદો રાખવો જોઇએ. આથી પુસ્તકાલયના હિતચિંતકો વધુ નાણું ખરચી શકે તેવા સદ્‌ગૃહસ્થો માટે આ યોજના અમલમાં મૂકી શકશે.

નવસારી, અમરેલી, મહેસાણા, પાટણ, સિદ્ધપુર, વિસનગર, બીલીમોરા, ગણદેવી, ડભોઇ, કલોલ, કડી, કરજણ વગેરે સ્થળો દૈનિક પેપરોની અનેક પ્રતો જનસમૂહમાં રોજ ખરીદાતી હોય ત્યાં તો સંસ્થા કોઇ આવા દૈનિક ખરીદનાર પાસેથી કલાક બે કલાક મોડાં પણ પત્રો મેળવવા તજવીજ કરી શકે અગર જરૂર હોય તો ખર્ચ કરી જરૂર પૂરતાં પત્રો ખરીદી શકે. વળી બીજા ગૃહસ્થો જેઓ ઓછા પૈસાથી પત્ર ઘેર વાંચવા ઇચ્છતા હોય તેમને ઉપરની યોજના પણ બતાવી શકાય.

આશા છે કે સંચાલકો વર્તમાનપત્રો પાછળ થતા આવા અઢળક ખર્ચ સંબંધે ઘટતા ઇલાજો લેશે. અને સંસ્થાની વ્યવસ્થામાં સંગીન સુધારો કરશે. અને પુસ્તકાલયની પુસ્તક-વ્યવસ્થા સુધારવામાં સ્થાનિક સેવાભાવી કાર્યકરોની મદદ મેળવશે.

**ઉમેદભાઈ મોતીભાઇ પટેલ**

# વસો પુસ્તકાલયની વિવિધ પ્રવૃત્તિઓ

**હરકોઇ કસબા પુસ્તકાલયના સંચાલકો ધારે તો પોતાના સ્થાનિક પુસ્તકાલય દ્વારા એ જ પ્રવૃત્તિની વિવિધ દિશાઓમાં કેવું કામ બજાવી શકે તેની કંઇક રૂપરેખા આ નિવેદનાત્મક લેખમાં હોવાથી અન્ય કસબા પુસ્તકાલયોને પણ પ્રેરણાપ્રદ થઇ પડે તે હેતુથી આ લેખ અહીં આપ્યો છે.—તંત્રી**

ભારતવર્ષના વિવિધ સ્થળેથી અનેક વિદ્વાનો, કેળવણીકારો, સમાજસેવકો વસોમાં થઇ રહેલા કેળવણીના અદ્યતન પ્રયોગોથી આકર્ષાઇ, પૂ. ત્યાગમૂર્તિ દરબાર સાહેબ અને પૂ. સ્વ. મોતીભાઇ સાહેબની પુણ્યભૂમિમાં દર્શનાર્થે અવારનવાર આવ્યા કરે છે, અને અતિ સૂક્ષ્મ રીતે અવલોકન કરી, એ પ્રવૃત્તિઓનું હાર્દ તપાસી કેટલીક અમૂલ્ય સૂચનાઓ આપતા જાય છે તેથી બલ્કે વધારે જાણવા–જોવાનું–અનુભવ લેતા જાય છે, અને સંતોષ વ્યક્ત કરે છે. પણ સૌથી સૌનું વધારે ધ્યાન ખેંચે તેવું આકર્ષણ તો વસોની સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિઓ છે. પુસ્તકાલય પ્રવૃત્તિઓના જનકનું વસો તે માટે ગૌરવ પણ લે છે. એ પ્રવૃત્તિઓ બહારની પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેતી જનતાને ખ્યાલ આવે તે પૂરતી રજૂ કરવાનો અત્રે નમ્ર પ્રયાસ માત્ર છે.

વસોની ફાલીફૂલેલી પુસ્તકાલયપ્રવૃત્તિનાં બીજ સને ૧૮૮૯ માં વવાયાં ! આજની કેળવણીના પ્રયોગો કરતું કેળવણી મંડળનું અસ્તિત્વ તે દિવસે ન હતું; પણ ‘ વિદ્યાર્થી સમાજ ’ નામનું નાનું પણ ઉત્સાહી મંડળ હતું. પૂ. સ્વ. સાહેબની સહાય અને વિચાર–શક્તિવાળા ભેજામાંથી બહુજ નાના સ્વરૂપમાં અને નવાઇ લાગે તેવી રીતે ‘ વિદ્યાર્થીસમાજ પુસ્તકાલય ’ની શરૂઆત થઇ, સને ૧૮૮૯ માં ૧૧ વિદ્યાર્થીઓ બહારગામ અભ્યાસ કરતા તેમણે દર વર્ષે એક એક રૂપીઓ આપવાનું સ્વીકાર્યું. અને એવી નાની રકમના બળ પર પણ પૂ. સાહેબની હુંફાળી ઓથના-સાથને લઇ પુસ્તકાલયની નાની પણ શુભ શરૂઆત થઇ. પાઠ્ય-પુસ્તકો સિવાયનાં પુસ્તકો ભેટ લેવામાં થોડાક ભાઇઓએ રૂા. ૮ ની વાર્ષિક મદદ આપવાનું સ્વીકાર્યું.

આમ ‘ વિદ્યાર્થી–સમાજ ’ પુસ્તકાલયની શરૂઆત બહુજ નાની હતી, પણ તેનું પરિણામ અત્યંત ભવ્ય, દૂરગામી અને અસરકારક નીવડયું; વાંચવા–વંચાવવાનો રસ જામ્યો. એને ગુ. વ. સોસાઇટીમાં રજીસ્ટર કરવામાં આવ્યું. પૂ. સાહેબની અખંડ શ્રદ્ધા તથા અતુલ આત્મબળને લઇ સેવાભાવી ગ્રંથપાલ મળી ગયો, મફત મકાનની જોગવાઇ પણ થઇ. સેવાભાવે પુસ્તકોની દુરસ્તી કરનાર પણ મળી ગયા. કબાટ પણ ભેટ મળ્યું ! અને સહકારથી નાનું મઝાનું પુસ્તકાલય જામી ગયું. શુભ કાર્ય હોય તો નાણાંની મદદ માટે તે અટકી નથી પડતું, એવી સ્વ. સાહેબની પ્રખર માન્યતા સાચી પડવાનો સમય સં. ૧૯૬૪ ના આસો માસમાં આવ્યો. નાના બીજમાંથી વૃક્ષ ફૂટી નીકળ્યું. ધનતેરશના શુભ દિવસે વસો સાર્વજનિક પુસ્તકાલયના હાલનાં ભવ્ય મકાનનો પાયો નંખાયો અને લગભગ અશક્ય લાગતી પુસ્તકાલયપ્રવૃત્તિ ઊંડા મૂળ જમાવી પોતાના ભવ્ય મકાનમાં જનતાને જ્ઞાનામૃત પીવાડાવવા

પરબ માંડી બેઠી. અને મે. સંપતરાવ ગાયકવાડના શુભ હસ્તે વસો અને વસોપુરાનાં સર્વ સ્ત્રી પુરૂષો, ગરીબ અને તવંગર, વૃદ્ધ અને યુવાન, ભણેલા અને અભણ, સર્વના સરખા ઉપયોગ માટે આ સરસ્વતી મંદિર ખુલ્લું મુકાયું.

ચાલો ! આજે આપણે એ જ્ઞાનપરબમાં ડોકિયું કરી લઈએ.

બજારની મધ્યમાં સારા એવા વેપારી લત્તામાં આ પુસ્તકાલયનું મકાન છે.

સ્વ. પૂ. સાહેબના અવસાન પછી વસોના ભાગ્યવિધાતા એક પુણ્યાત્મા અને પુસ્તકાલયપ્રવૃત્તિના જનકનું નામ આ પુસ્તકાલય સાથે જોડી વસોએ પોતાનું સ્વર્ગસ્થની સાથેનું થોડું ઋણ અદા કરવાનો સંતોષ લીધો છે.

ચાલો, અંદર પ્રવેશીએ. લગભગ જુદા જુદા વિષયોનાં ૯૦૦૦ પુસ્તકોથી ઊભરાતાં મોટાં કાચનાં કબાટો તમારી જ્ઞાનતરસને છીપાવવા આવકારી રહે છે. વચ્ચે ગોળાકારમાં ટેબલો પર અવનવાં સામયિકો અને વૃત્ત-પત્રો ઉત્સાહથી વંચાતાં તમે જોઈ શકો. એમાં હસ્તલિખિત ' યુવકના ' વાર્ષિક પણ ખરૂં જ. કેટલાં બધાં પુસ્તકો ! કેટલાં બધાં જ્ઞાનામૃતનાં પૂર ! જોઈએ તે પુસ્તક મળે ને મળે જ.

એની દિવાલો પણ પ્રેરણા આપે તેવી. હિંદના મહાન પુરુષોનાં દિવાલચિત્રો અને ગામના સુપ્રતિષ્ઠિત સમાજસેવકોના ફોટા પર પણ તમારે ધ્યાન આપવું પડે. પળવાર આંખ ફેરવો. જ્ઞાનનો કટકો મળી જ રહેવાનો. વસોની અન્ય પુસ્તકાલયપ્રવૃત્તિઓ પડે એવામાં પણ એનો ફાળો ખરોજ. એને મદદ આપનાર સભાસદો પણ મોટી સંખ્યામાં. એના સંચાલન માટે દર વર્ષે એ સભાસદોમાંથી કાર્યવાહી મંડળ નિમાય છે.

આ. મો. ન. સાર્વજનિક પુસ્તકાલયના આ વર્ષના વાર્ષિક નિવેદનમાં પણ જરા ડોકિયું કરવું આવશ્યક છે:—

આ વર્ષ દરમ્યાન પુરુષોમાં ૨૫૫૦ અને વિદ્યાર્થીઓમાં ૩૬૫૪ મળી કુલ ૬૨૦૪ પુસ્તકો વંચાયલાં છે.

૨૬૬ પુરૂષો અને ૨૪૧ વિદ્યાર્થીઓએ આ વર્ષે તેનો લાભ લીધો છે. તેમાં ૫૫ સભાસદ વાચકો અને ૪૫૨ બીનસભાસદ વાચકો છે.

વર્ષ દરમિયાન રૂ. ૨૨૬-૨-૯ નાં પત્રો-માસિકો ખરીદવામાં આવ્યાં છે અને સારી સંખ્યામાં પત્રો-માસિકો ભેટ મળ્યાં છે. આ વર્ષનો ખર્ચ રૂ. ૧૫૦૮-૫-૯ થયો છે એની પાસે રૂ. ૧૭૩૯૯-૯-૨ ની જવાબદારી છે અને રૂ. ૧૭૩૯૯-૯-૨ ની મિલ્કત છે. પુસ્તકાલયની કુલ મિલ્કતનો અંદાજ રૂ. ૧૭૦૧૩-૧૧-૦ છે; ઉપરાંત રૂ. ૭૬૬૧-૧૦-૦ નાં પુસ્તકો છે.

### અધ્યયન વિભાગ ( રેફરન્સ લાયબ્રેરી )

ઉપયોગી માહિતી એકદમ મળી શકે તે માટે રિપોર્ટ, કાયદા, કોષ, જ્ઞાનચક્રો વગેરે પુસ્તકોનો એક અધ્યયનસંગ્રહ અહીં કરવામાં આવ્યો છે. આ સંગ્રહમાં અંગ્રેજી તેમજ ગુજરાતી પુસ્તકો બે બુક-કેસોમાં રાખવામાં આવ્યાં છે. તેનો ઉપયોગ હરકોઈ જ્ઞાનપિપાસુ વાચક વગર

પરવાનગીએ પુસ્તકાલયના મકાનમાં કરી શકે છે. પણ પુસ્તકો ઘેર વાંચવા લઈ જવા દેવામાં આવતાં નથી. આ સંગ્રહમાં ૩૦૦ ઉપરાંત પુસ્તકો છે. અને તેમાં વખતોવખત નવીન ઉમેરવામાં આવે છે. કિંમતી એનસાઇકલોપીડીઆ બ્રીયનીકાનાં કર વોલ્યુમસ પણ એક સુંદર કબાટ સાથે એક ભાઈ તરફથી ભેટ મળ્યાં છે. અને તેનો ઉપયોગ સારી સંખ્યામાં થાય છે.

## શ્રી સયાજી સુવર્ણ મહોત્સવ વાચનાલયો

સાર્વજનિક પુસ્તકાલય, બાલપુસ્તકાલય અને આરોગ્ય વર્ધક વાચનાલય દ્વારા ગામમાં જ્ઞાનપ્રચારનું શુભ કાર્ય ચાલી રહ્યું છે તે ઉપરાંત જનસમૂહમાં વાચનદ્વારા જ્ઞાનનો પ્રચાર વિશેષ પ્રમાણમાં થાય તે માટે સન ૧૯૨૬ થી દર વર્ષે ગામના જુદા જુદા મહોલ્લાઓનાં શ્રી સયાજી સુવર્ણ મહોત્સવ વાંચનાલયો શરૂ કરી આપવાની યોજના ચાલતી આવી છે જે કોઈ સદ્ગૃહસ્થ પોતાના મહોલ્લામાં લોકોને વાંચવાનો લાભ છૂટથી મળે તેવી વ્યવસ્થા રાખવાની શરતે વાચનાલય શરૂ કરવા મદદ એકઠી કરે તેનો રૂા. ૧૦) સુધીની પણ મહોલ્લાની મદદ કરતાં વધુ નહિ તેટલી મદદ મો. ન. અમીન સાર્વજનિક પુસ્તકાલય તરફથી અપાય છે. સને ૧૯૪૧–૪૨ ના વર્ષમાં ઉપરના ધોરણે ૪ મહોલ્લાંઓએ લાભ લીધો હતો.

પોતાના રાજ્યમાં ગામેગામ સાર્વજનિક પુસ્તકાલયો તથા મફત વાચનાલયોની શરૂઆત કરનાર, તેને રાજ્ય તરફથી સંગીન મદદ આપી નિભાવનાર, તેને ઉદાર દિલથી ખીલવી હિંદુસ્તાનમાં પુસ્તકાલયોનો યુગ સૌથી પ્રથમ પ્રવર્તાવનાર પુસ્તકાલયપ્રવૃત્તિના પિતા કૈ. શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડના સુવર્ણ મહોત્સવ પ્રસંગના નિમિત્તે શ્રીમંતનું નામ કાયમ રહે તે હેતુથી શ્રી સયાજી સુવર્ણ મહોત્સવ વાંચનાલયોની શુભ યોજના આજે સુંદર પાયા પર ચાલી રહેલી જોઈ સૌ કોઈને આનંદ થશે જ.

## આરોગ્યવર્ધક વાચનાલય

ગોપાળદાસ બાગ પૂ. દરબાર સાહેબના મોટા ત્યાગનું એક પ્રતીક છે. આ પુણ્યભૂમિમાં સવારથી સાંજ અને મોડી રાત સુધી બાળકો, યુવાનો અને વૃદ્ધોની અવરજવર ચાલુ રહે છે. બાગમાં ફરવા આવનાર હરકોઈને વર્તમાનપત્રો અને માસિકો વાંચવાનો તેમ જ વાંચવાની લાલચે બાગમાં આવનાર વાચકોને ખુલ્લી હવાનો લાભ મળે તે માટે પૂ. સ્વ. સાહેબ ઘણા ઉત્સુક હતા અને તેમની એ યોજના તા. ૧–૮–૧૮ થી 'આરોગ્યવર્ધક વાંચનાલય'ના નામે શરૂ થઈ હતી.

સ્વ. પૂ. મોતીભાઈ સાહેબ તરફથી રૂા. ૫૦૦)ની ઉદાર મદદ મળવાથી આ વાંચનાલયને કાયમનું સ્વરૂપ આપવા માટે રૂા. ૮૦૦)ના ખર્ચે છાપરા સાથેનો ચોતરો સને ૧૯૨૨માં તૈયાર કરવામાં આવ્યો હતો.

વાચનાલયોને મદદ આપવાના સરકારી ધોરણમાં ફેરફાર થવાથી આને મળતી સરકાર–પંચાયત મદદ થોડાં વર્ષો પર બંધ થઈ હોવા છતાં પણ આનો સવિશેષ લાભ મોટી સંખ્યામાં લેતી જનતા માટે પોતાની આર્થિક સ્થિતિ સારી નહિ હોવા છતાં પણ મો. ન. અમીન સાર્વજનિક પુસ્તકાલયે વાર્ષિક મદદ આપવાનું ધોરણ ચાલુ રાખી એ શુભ

પ્રવૃત્તિને ચાલુ રાખી છે. વસો અંબાઇદાસ જીવાભાઇ હાઇસ્કૂલે પણ આ ફાળામાં પોતાનો ઠીક ફાળો આપેલ છે.

### બાલ પુસ્તકાલય

પુસ્તકાલયોને મોટી ઉમ્મરના માણસો પ્રત્યે જેટલી ફરજ અદા કરવાની છે તેટલી જ ફરજ નાનાં બાળકો પ્રત્યે પણ અદા કરવાની હોય છે, એ વિચારથી સને ૧૯૧૨-૧૩ થી નાના વિદ્યાર્થીઓને રમતગમત સાથે જ્ઞાન મળે તે માટે દર સાલ બાલસાહિત્ય ખરીદવામાં આવે છે. રૂા. ૯૦૦૦)ના ખર્ચે બાલ પુસ્તકાલય માટે ખાસ મકાન બંધાવી સને ૧૯૧૬માં બાળકોના સ્વતંત્ર ઉપયોગ માટે મુંબાઇના પરોપકારી શેઠ શ્રી ખીમજી આસર વીરજીના શુભ હસ્તે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. આ બાલ પુસ્તકાલયમાં બાલશિક્ષણ અને બાળકેળવણી અર્થે પુસ્તકો, ચિત્રો અને સાહિત્યનો મોટો સંગ્રહ કરવામાં આવ્યો છે અને સ્વતંત્ર ગ્રંથપાલ રાખી તેનો ઉપયોગ થાય તે માટે યોજનાઓ અને પ્રયત્નો કરવામાં આવે છે. બાલપુસ્તકાલયની પ્રવૃત્તિ દર સાલ વિકસતી જ જાય છે અને તેના વાચકોની સંખ્યામાં પણ દર સાલ નિયમિત વધારો થતો જાય છે.

### વડોદરા રાજ્યમાં પ્રથમ બાલ પુસ્તકાલય

આમ ચૌદ વર્ષ સુધીનાં બાળકો માટે આ બાલ પુસ્તકાલય સામાન્ય પ્રવૃત્તિઓ ચલાવે છે; ઉપરાંત, છેલ્લાં પાંચ વર્ષથી વસંતપંચમીનો દિવસ બાલદિન વા પુસ્તકાલયપર્વણી તરીકે ઉજવે છે.

આ પુસ્તકાલયમાં વર્ષ આખરે ૩૬૨૯ પુસ્તકો રૂા. ૧૭૯૨-૧૧-૩ ની કિંમતનાં છે. રૂા. ૬૮૨-૦-૦ નો લાકડી સામાન છે. ઉપરાંત રૂા. ૩૩૦ નાં સ્ટીરીઓસ્કોપનાં કાર્ડ તથા રમતોનાં સાધનો રૂા. ૨૦૦ નાં છે. વળી કિંડરગાર્ટન તથા મોન્ટેસોરી પદ્ધતિનાં રૂા. ૫૦૦)નાં શિક્ષણસાધનો છે, જેનો ઉપયોગ ગામનાં સઘળાં બાળકો કોમના ભેદભાવ વિના ઘણા સારા પ્રમાણમાં કરે છે.

ચાલુ સાલે ૨૬૫૮ પુસ્તકો ૩૩૭ છોકરા અને કન્યાઓમાં મળી વંચાયાં હતાં.

આ બાલ પુસ્તકાલયમાં મીકેનો, પઝલબોક્સ, રંગનાં પત્તાં, મકાન બનાવવાના રંગીન લાકડાના કટકા, મોબેકો, ડ્રાપ્સમેન્ટ, કયુરેનેટ, ડોમીનોઝ, બોબેગ વગેરે રમતો છે. તેમજ સ્ટેરીઓસ્કોપ ગામના જુદા જુદા લત્તામાં આપવામાં આવે છે. અને કોલંબિયાની રેકર્ડથી બાલગીતો તથા બાલવાર્તાઓ બાળકોને સાંભળવાનો લાભ પણ મળે તેવી વિવિધ યોજનાઓ છે.

### હરિબા-મહિલા પુસ્તકાલય

સ્ત્રીઓમાં કેળવણીનો જેમ બને તેમ બહોળો પ્રચાર થાય અને તેઓ નાની ઉંમરમાં ભણેલું મોટી ઉંમરમાં ભૂલી ન જતાં પોતાના તથા બીજા જુદા જુદા દેશની મહિલાઓનું જ્ઞાન મેળવે તે ઉદ્દેશથી મહિલા પુસ્તકાલયની યોજના અમલમાં મુકાઇ છે.

આમ મહિલા પુસ્તકાલયની યોજના ક્રિયાશીલ હતી તેનામાં વસોના વતની સ્વ.

ડાહ્યાભાઇ નાથાભાઇ અમીને પોતાનાં પત્ની-હરિબાનું નામ પુસ્તકાલય સાથે જોડવાની શરતે રૂા. ૩૦૦૦)ની મદદ આપવાનું જણાવ્યું અને બીજા આઠ યુવકોએ દરેકે પોતાની વા પત્નીઓના નામે રૂા. ૧૨૫ આપવાનું સ્વીકારી મહિલા પુસ્તકાલયને કાયમનું સ્વરૂપ આપ્યું.

પ્રભુખણદાસની ખડકીનાં-ભાઇબહેનોએ પોતાની માલકીનું ગામના મધ્યભાગમાં અને સારા લત્તાઓની વચ્ચે આવેલું દિવાનખાનું સંસ્થાનું પોતાનું મકાન સ્વતંત્ર થાય ત્યાં સુધી વગર ભાડે આપી દેખાવમાં નાની પણ કિંમતી મદદ આપી.

વસોના સદ્‌ભાગ્યે વસોના વાલમ બ્રાહ્મણ જ્ઞાતિના એક સદ્‌ગૃહસ્થે પોતાની વિધવા પુત્રીને સિનિયર થવાની અનુકૂળતા આપ્યા પછી કોઇ સ્થળે શિક્ષિકા તરીકે નહિ મોકલતાં વસોમાં-સેવાનું કોઇ ક્ષેત્ર મળે તો તે બહેનની સેવા મફત આપવાની ઇચ્છા દર્શાવી. આમ યોગ્ય કાર્યકર્તા બહેન મળી આવવાથી આ પ્રવૃત્તિને વધુ વેગ મળ્યો.

તા. ૧૭–૮–૩૦ નો જન્માષ્ટમીના પવિત્ર દિવસે પેટલાદના જાણીતા દાનવીર શેઠ શ્રી. ચંદુલાલનાં ધર્મપત્ની અ. સૌ. પ્રભાવતીબેનના શુભ હસ્તે એ ખુલ્લું મુકાયું.

જણાવતાં આનંદ થાય છે કે બાલપુસ્તકાલયનું બજારની વચ્ચે આવેલું મકાન અને હરિબા મહિલા પુસ્તકાલયનું મકાન એક સંયુક્ત મકાન તરીકે ગોપાળદાસ બાગની નજીક સારા લત્તામાં આવે તેવી યોજના વિચારી તા. ૯–૧–'૩૭ ના રોજ વડોદરા શહેર બહાર વડોદરા રાજ્યના પહેલા મહિલા પુસ્તકાલયની પહેલી ઈંટ અમરેલીમાં જેના પવિત્ર હસ્તે ચાંપાઇ હતી તે વિદુષી બેન શ્રીમતી યશોદાબાઇ ભાટેના પવિત્ર હસ્તે ચાંપાઇ અને બાલ-પુસ્તકાલય અને હરિબા મહિલા પુસ્તકાલયનું સંયુક્ત સુંદર અને ભવ્ય મકાન રૂા. ૭૫૦૦ ખર્ચી સને ૧૯૩૭ માં બાંધવામાં આવ્યું.

આ નવીન મકાનની ઉદ્‌ઘાટનવિધિ તા. ૨૬–૧૧–૩૭ ના રોજ નામદાર દિવાન સાહેબના શુભ હસ્તે કરવામાં આવી હતી.

મોટી ઉંમરે સ્ત્રીઓને વાંચવાની અનુકૂળતા મળે તે સાથે શિવણભરતનું શિક્ષણ મળે તેવી વ્યવસ્થા પણ રાખવામાં આવી છે. નવરાત્રિના તહેવારમાં મોટી ઉંમરની સ્ત્રીઓ તથા કન્યાઓના ગરબાની ગોઠવણ કરવામાં આવે છે. વળી દર મંગળવારે અને શુક્રવારે વસો દવાખાનામાં કામ કરતાં નર્સ પુસ્તકાલયમાં આવે છે અને બાળઉછેર તથા સ્ત્રીઓના શારીરિક આરોગ્ય સંબંધી સમજ આપે છે.

દર શનિવારે સ્ત્રીશિક્ષિકાઓની સભા મળે છે. અને તેમાં માતાઓએ રાખવાની બાળકોની શારીરિક સંભાળ અને શિક્ષણ સંબંધી ચર્ચા કરે છે.

## મુસ્લિમ ફ્રી લાયબ્રેરી

પુસ્તકાલયપ્રવૃત્તિની આટલી બધી સુંદર યોજનાઓ વસોમાં હોવા છતાં અને કોમના ભેદભાવ વિના સૌને તેનો લાભ મળતો હોવા છતાં તેમ જ વસો ગામ હિંદુ મુસલમાન ઐક્તા માટે ચરોતરમાં પ્રખ્યાત હોવા છતાં પણ કેટલાક મુસલમાન ભાઇઓને પોતાનું

એક સુંદર પુસ્તકાલય સ્વતંત્ર હોય અને બીજાં ઊર્દુ સામયિકો–પેપરો જે સાર્વજનિક પુસ્તકાલયમાં ન હોય તેવાંનો લાભ પણ મળે તે હેતુથી કોઇપણ બાબતના આંતરિક ઝઘડા વિના એક શુભ કાર્ય કરવાની માત્ર ધગશથી જ થોડાં વર્ષો પૂર્વે જુમ્મામસ્જિદના પ્રથમ માળ પર આગેવાન દેશનેતા શ્રી. નૂરી સાહેબના હસ્તે કરવામાં આવી હતી. તેનો લાભ મોટા પ્રમાણમાં મુસલમાનો તો લે છે, પણ ઘણા હિંદુભાઇઓ પણ લે છે એ જાણી-સાંભળીને આનંદ થયા વિના નહિ રહે. કોમકોમના સહકારથી કેવી શુભ પ્રવૃત્તિઓ થઇ શકે છે-તેનું જ્વલંત દૃષ્ટાંત આ મુસ્લીમ લાયબ્રેરી પૂરું પાડે છે.

આમ પુસ્તકાલયપ્રવૃત્તિ આજે ઘણી વિકસી છે. અને જ્ઞાનપ્રચારના આ શુભ કાર્યમાં વસો સૌથી મોખરે રહે છે. બાલદિન–સ્ત્રીદિનની યોજનાઓ ઉપરાંત શિષ્ટસાહિત્યની પરીક્ષામાં પણ અહીંના યુવકો સારો લાભ લે છે. આ બધી જ્ઞાનપ્રચારની યોજનાની સફળતા પૂ. સ્વ. મોતીભાઇ સાહેબની વર્ષોની જહેમત, અને ઉત્સાહ ઉપરાંત વસોનાં ભાઇબહેનોનો સુંદર સહકારને આભારી છે.

**ઉપસંહાર**

આ ટુંકા નિવેદન ઉપરથી જોઇ શકાશે કે કેળવણી અને જ્ઞાનપ્રચારની શ્રીમંત સરકારની ઉદાર નીતિ અને એ નીતિનો લાભ ઉઠાવવાના વસોના નાગરિકોના ઉત્સાહને પરિણામે આ ગામમાં છેલ્લી એક પેઢીથી કેળવણી અને જ્ઞાનપ્રચારનાં વિવિધ સાધનો એક પછી એક જન્મતાં ગયાં છે. વસોનાં સ્ત્રીપુરુષો અને બાળકો માટે જ્ઞાનપ્રચારનાં સાધનો સર્જવાની પ્રવૃત્તિનો પ્રથમ યુગ જે ઇ. સ. ૧૯૦૮ માં શરૂ થયો હતો તે આજે યુવકોના સતત વર્ષોના શાન્ત, વ્યવસ્થિત અને સબળ પ્રયત્નથી સંઘબળ અને સહકારથી આજે કેવો ફાલ્યો ફુલ્યો છે તે સર્વ યુવકોએ ધ્યાનમાં રાખવા જેવું છે. યુવકો ધારે તો સહકારથી શું શું કરી શકે છે તેનું આ પ્રવૃત્તિઓ જ્વલંત દૃષ્ટાન્ત છે.

વસોના વતનીઓ હવે એમ કહી શકે તેમ છે કે નાત, જાત કે ધર્મના કોઇ પણ ભેદભાવ વિના તમામ વર્ગોના ઉપયોગ માટે જ્ઞાનપ્રચારનાં વિવિધ સાધનો અમારા ગામમાં ખુલ્લાં થઇ ચૂકયાં છે. પરંતુ ' સાધનોની સાર્થકતા તેના વપરાશમાં છે, નહિ કે તેની શોભા કે સાચવણી 'માં. એટલે જેમ જેમ આ સાધનોનો વપરાશ વધશે અને તે દ્વારા જ્ઞાનનો પ્રકાશ ગામમાં ઘેર ઘેર પહોંચશે તેમ તેમ એ પ્રકાશ ઝીલનારાં સ્ત્રીપુરુષો અને બાળકોના પ્રયત્ન સાધનોની જે જે ઉણપ હશે તે આપોઆપ પુરાશે.

અંતે પુસ્તકાલયપ્રવૃત્તિનાં જનક અને વસોના ભાગ્યસ્રષ્ટા પુણ્યાત્માને ગદ્ગદિત કંઠે અંજલિ અર્પું છું. અને " મહાગુજરાતમાં વાંચનારી આલમ સમક્ષ સાદી ભાષામાં, શિષ્ટ અને સારૂં સાહિત્ય " આપવાની પૂ. સાહેબની યોજનાને સાહેબને પોતાનું ગણતા વસોના યુવકો ઉપાડી લેશે તેવું સૂચન કરતો મારૂં કથન પૂર્ણ કરૂં છું.*

ચંદુલાલ ના. મિસ્રી

* હસ્તલિખિત આજ લેખકકૃત ' વસોની ભીતર ' નામક પુસ્તકમાંથી.

## વાચનતરંગ ! ( લાવણ્ય )

'શેષેર કવિતા' બંગાળીમાંથી અનુવાદિત લાવણ્ય એ એક બુદ્ધિજીવી પ્રેમીઓની પ્રેમકથનીનો કાવ્યવિહાર છે. એમાં વિહરનાર બુદ્ધિગમ્ય કાવ્યસૃષ્ટિમાં નિષ્ણાત નહિ તો પણ ઠીક ઠીક જાણકાર તો હોવો જ જોઈએ. ત્યારે હું તો રહ્યો 'ઢ'. સાદા કાવ્યમાં ય ન સમજું ત્યાં આવાં પ્રકૃતિનિગૂઢ કાવ્યોમાં તો સમજું જ શું ? છતાં ય આ વાર્તામાં હું મારી અલ્પમતિ અનુસાર જે કાંઈ જોઈ શક્યો છું તેમાં કવિની રગેરગમાં પ્રસરી રહેલો પ્રકૃતિપ્રેમ અને જીવનમાં ડગલે ને પગલે અનુભવાતી દૈવી ચમત્કૃતિ મુખ્ય છે.

અમિતનું વૈચિત્ર્ય, પાત્રાલેખન, સ્વભાવવૈચિત્ર્ય અનુસાર સ્ત્રીમૈત્રી–સ્ત્રીસહવાસ તથા માનવ–કોલાહલથી દૂર ને દૂર રહેતા અમિતને એકાંતિક પ્રદેશમાં–શિલાંગના પહાડોમાં હવા ખાવા મોકલવો; વળી ત્યાં અણધારી રીતે જ લાવણ્યનો ભેટો કરાવી દેવો; ઉપરાંત કદી પણ સ્વપ્નેય સ્ત્રી સંબંધી કલ્પના સરખી નહિ કરનાર અમિતને લાવણ્યની પાછળ ભમતો કરવો–ગાંડોતૂર બનાવવો; અત્યંત રસાત્મક કાવ્યચર્ચાને અંતે મહાપ્રયાસે બંને વચ્ચે લગ્ન–ભૂમિકાનું આછું–પાતળું મંડાણ થવું, અને એટલામાં તો એ ભૂમિકાને જડમૂળથી ઉચ્છેદી નાખતી પરિસ્થિતિ ઉપજાવી કેટીને હાજર કરી અમિત સાથે તથા શોભનને ઉપાડી લાવી લાવણ્ય સાથે પરણાવી દેવાં; આમ પરસ્પર જોડાંની ઐક્યતા સાધવી અને ત્યાં જ વાર્તાનો અંત આવવો, એ બધાએ પ્રસંગપરંપરામાં કવિની દૈવી ચમત્કૃતિ જ કામ કરી રહી હોય છે, અને પ્રકૃતિપ્રેમ તો સ્થળે સ્થળે અપાયેલી કુદરતની મનોરમ્ય સૃષ્ટિની ઉપમાઓમાં તથા વાર્તામાં સર્વત્ર એકસરખી સુવાસ પ્રસરાવતાં કાવ્યોમાંથી મળી રહે છે: દેખા દઈ રહે છે.

આ વાર્તા પ્રેમની બે બાજુ રજુ કરે છે; રસિયાંનો પ્રેમ અને દર્દીઓનો પ્રેમ, દર્દીઓના પ્રેમને ગૃહસ્થાશ્રમ માટે યોગ્ય સિદ્ધિ અપાવી છે; જ્યારે રસિયાંનો પ્રેમ કેવળ કલ્પના-વિહાર માટે-પ્રેરણાનાં પિયૂષ પામવાને માટે જ હોય એમ કવિ બતાવે છે. આપણા આધુનિક ભણતરમાંથી નીપજતા વર્તમાન યૌવનનો ગૂઢ ગણાતો કોયડો, કવિ પાત્રોના મુખે કેવી રીતે ઉકેલે છે તે જરા જોઈએ:

" જે પ્રેમ પ્રસરી જાય અને આકાશમાં મુક્ત રહે તે અંતરે જાય અને એને જીવવાની શક્તિ આપે, અને જે પ્રેમ જીવનનાં હરહંમેશનાં નાનાંમોટાં કામોને વળગી જકડાઈ રહે તે સંસાર માટે આસક્તિ કરાવે એ બંનેની મને જરૂર છે.

" કેતકી ઉપર મને પ્રેમ તો છે જ, પણ એ ઘડામાં ભરેલા પાણી સરખો જ રહેવાનો. એને રોજ સીંચીને લાવવું પડશે; અને એને રોજ ખપમાં પણ લેવાશે, અને લાવણ્ય તરફનો પ્રેમ તે માત્ર સરોવર; એને ઘેર ઘસડીને ન લવાય, એમાં મારું મન તરવા ઊતરશે. " ( 'અમિત' )

જેમ કોઈ ચિત્રકાર આછી–પાતળી રેખાઓ પ્રથમથી દોરી ખોખું તૈયાર કરી, પછી તેમાં પ્રાણ (રંગ) પૂરતો હોય; જેમ કોઈ નવલકથાકાર કે લેખક પોતાને કહેવાતું સારાંશ–રૂપે આલેખી પછી પાત્રોમાં રસ, રાગ ને તરંગ ઉપજાવતો હોય; અને જેમ રામાયણ રચાયા પછી તે પ્રમાણે જ ભજવાયું તેમ કવિ પણ ઉપરોક્ત પાત્ર દ્વારા પોતાના મનોભાવ અગાઉથી આલેખી આપી છે અને તે પ્રમાણે જ જાણે લાવણ્ય મિતની પ્રેમ–લીલા ભજવાતી હોય તેમ અનુભવીએ છીએ.

ઉપર લખેલી ઘટના પરથી મારા મગજમાં હમેશાં એક વાત ઘોળાયા કરે છેઃ પ્રકાશકો અને પુસ્તક વેચનારાઓનું ધ્યાન આ બાબત કેમ ન દોરવું ? પુસ્તકપ્રકાશક અને વેચનારની જવાબદારી એક ઉત્તમ્ લેખક કે સંપાદક કરતાં જરાય ઓછી નથી. એમને પણ સાહિત્યકારોની જ કક્ષામાં મૂકવા જોઇએ; કારણ કે તેઓના સાહિત્યકાર બન્યા સિવાય કોઇ પણ પ્રકાશક પોતાના ધંધામાં સફળ કમાણી ભાગ્યે જ કરી શકે. અને હરેક સાહિત્યિકની ફરજ છે કે તેણે " સત્યં, શિવં, સુન્દરમ્ "ના ભાવને હમેશાં પોતાની નજર સમક્ષ રાખવો જોઇએ.

દેશનો આત્મા પ્રત્યેક બાલ-બચ્ચા પર નિર્ભર છે. આપણી માતાઓ, પુત્રીઓ, બહેનો તો જગદુદ્ધારક શક્તિરૂપ છે. તેઓ તેમની જુવાનીને આમ શા માટે વેડફી નાખે ? તેમને સત્ય માર્ગ બતાવવો જોઇએ કે જેથી તેઓ દ્વારા ભાવિ યુગનિર્માતાઓની તેઓ માતા બને. જ્યારે હું જોઉં છું કે સારા ઘરની સ્ત્રીઓ આવી ગંદી અને અશ્લીલતાભરી ચોપડીઓ વાંચીને પોતાના યૌવનધનને વેડફી દે છે ત્યારે તેમના દ્વારા ઉત્પન્ન થનાર સંતાનો પર તેમના ચારિત્રની કેવી છાપ પડશે ? તેનો તેમને ખ્યાલ નથી આવતો. તેઓ નજર દોડાવીને આવો વિચાર ન કરે એ ખરે જ શોચનીય છે. આપણું આ દૂષણ આપણને જ ખાઇ જશે. રાષ્ટ્રનો આત્મા અવનત થઇને આવી રીતે વિનાશ નોતરશે.

કેટલાક પુસ્તકપ્રકાશકો અને વેચનારાઓ પોતાના પાપને નથી સમજતા. થોડાક ચાંદીના ટુકડાને ખાતર તેઓ પોતાના આત્માને વેચે છે. પરંતુ તેઓ એટલું પણ નથી વિચારતા કે, શું તેઓનાં પોતાનાં ઉછરતાં બાળકો તેમની દુકાનમાંથી છાનાંમાનાં એવાં પુસ્તકો ઉપાડી જઇ વાંચવા લાગતાં તેઓ એવી અવનતિની ગર્તામાં હડસેલાઇ જાય છે કે તેઓ ક્યાંયનાં રહેવા પામતાં નથી.

જરા વિચાર તો કરો કે જે બાળકોને તમે ઉચ્ચ શિક્ષણ આપી પોતાનાં હૃદય-તુલ્ય માની રાષ્ટ્રની અણમૂલ સંપત્તિ બનાવવા ઇચ્છો છો ત્યાં તમારા વાર્ષિક ૫૦-૧૦૦ રૂપિયાને ખાતર તેમના જીવનને નષ્ટ કરવા પ્રવૃત્ત થાઓ છો. મને તો એટલે સુધી લાગે છે કે આવા પુસ્તક વેચનારાઓ નિશાળના વિદ્યાર્થીઓને પણ છાનામાના આવાં પુસ્તકો વાંચવાનો ચસકો લગાડતા હોય છે. પરંતુ જ્યારે તેમને કહેવામાં આવે કે " તમે તમારાં પોતાનાં બાળકોને આવાં પુસ્તકો વાંચવા આપો " ત્યારે તે તમારી સામે વાઘની માફક તડૂકશે.

પુસ્તકો વેચનારાઓ માટે આથી વિશેષ કલંકકારી બીજું શું હોઇ શકે ? સવારે ભગવાનનું ભજન કરીને આવનાર અને રેંટિયે કાંતેલા સૂતરની ખાદી પહેરનાર આવા સાહિત્યનાં પુસ્તકો વેચનારાઓ અને પ્રકાશકોએ પણ ગંદા કોકશાસ્ત્રો અને અશ્લીલ પુસ્તકો વેચવામાં પોતાની જાતને ઓળખી નથી. નાનાં-મોટાં પુસ્તકો વેચનારાઓની વાત બાજુ પર મૂકીએ તો પણ કેટલાક મોટાઓની પણ આ જ સ્થિતિ છે. આથી અધિક પાપ અમારે માટે બીજું કયું હોઇ શકે ?

વ્યાવહારિક દૃષ્ટિએ તેઓ નથી વિચારતા કે જે દેશને નુકસાનકારક છે તે પોતાને પણ નુકસાનકારક જ છે અને દેશના ભલામાં પોતાનું પણ ભલું સમાયેલું છે. આજે તો હું ઇચ્છું છું કે આપણા પ્રકાશકો અને પુસ્તકો વેચનારાઓ આ લતનો ત્યાગ કરે. તેમને ત્યાં

[ સાંધણ સામે પૃ. ૧૪૧ને છેડે ]




**૧. આપણી ગ્રામસંસ્થાઓઃ**—લેખકઃ મણિલાલ પ્ર. વ્યાસ, તંત્રી 'પુસ્તકાલય' વડોદરા; પ્રકાશકઃ ભાષાંતર શાખા, પ્રાચ્યવિદ્યા મંદિર, વડોદરા. રૉયલ સોળ પેજી પૃષ્ઠ ૪૨+૮, સચિત્ર સાદું પૂઠું, કિંમત ૦-૨-૦.

શ્રી સયાજી ગ્રામ વિકાસમાળાનું આ ચોથું પુષ્પ છે. ગામડામાં અનેકવિધ સંસ્થાઓ આજે ઊભી થઈ છે. તેનું કાર્ય અને રૂપરેખા સામાન્ય જનસમૂહમાં બહોળો ફેલાવો પામે એ હેતુથી ભાઈશ્રી મણિલાલે લોકભોગ્ય ભાષામાં જે રજુઆત કરી છે તે ખરેખર આદરણીય છે. એ તો ચોક્કસ છે કે આ તમામ પ્રવૃત્તિઓ પાછળ રાજ્યાશ્રયની માફક શિક્ષકની પ્રત્યક્ષ કામગીરી–પરોક્ષ પ્રેરણાનો ઘણો મહત્ત્વનો ફાળો છે. અને એથી શિક્ષક દ્વારા અપાયલી આ માહિતી યથાર્થ જ છે. આજે ભણેલા માણસો અને પાછળથી ભણવાની જિજ્ઞાસા ઊભી થવાથી નવીન શિક્ષિત પ્રૌઢો જો ગામડામાં આવાં પુસ્તકો દ્વારા પોતાની નજર સમક્ષ જે પ્રવૃત્તિઓ ચાલે છે તે સંબંધી માહિતી વાંચે અને વિચારે તો જરૂર કોઈના કહેવાથી અગર સારાસારનો વિચાર કર્યો સિવાય કોઈ પણ પ્રવૃત્તિ પાછળ ગેરમતે દોરાવાની વૃત્તિ તેમનામાં ઓછી થશે. શાળા, પુસ્તકાલય, તળાવ, ધર્મશાળા, દેવસ્થાનો, સહકારી ધોરણે કામ કરતી મંડળીઓ, આરોગ્ય, ગ્રામસફાઈ અને જાહેર રસ્તાઓ માટે પંચાયતો દ્વારા થતી વ્યવસ્થા અને છેવટે ગામના મહાજન અગર પંચો સૌની કાર્ય અને નીતિરીતિ શું છે તેમ જ દરેક ગામમાં રહેનાર ભાઈ કે બહેને એ સંસ્થાઓના વિકાસમાં શું ફાળો આપવાનો છે તે આ પુસ્તકના વાચન દ્વારા વાચક સહેલાઈથી તારવી શકે તેમ છે. રાજકીય અને કારોબારી દ્વન્દ્વોથી પર એવા મોટા જનસમૂહમાં આવી પુસ્તિકાઓના વાચન દ્વારા રાષ્ટ્રની જાહેર પ્રવૃત્તિઓને અવશ્ય વેગ મળશે. પુસ્તકાલયોએ આવી પુસ્તિકાઓ બહોળા પ્રમાણમાં વસાવી તેનો જનતામાં ફેલાવો કરવો ઇષ્ટ છે. આ પુસ્તિકાઓ ગામડે ગામડે તાલુકાના વહીવટદાર સાહેબ મારફતે પહોંચાડવાની વ્યવસ્થા થઈ છે. મને લાગે છે કે આવાં પુસ્તકોના વેચાણ માટે જાહેર પ્રચાર પુષ્કળ થવાની જરૂર છે.

**ઉ. મો. પટેલ**

---

[ પૃ. ૧૪૦નું સાંધણ ]

આવો જે કંઈ જથ્થો હોય તેનું વેચાણ તેઓ બંધ કરે, અને નવો તો મંગાવે જ નહિ. જે ગ્રાહક આવાં અશ્લીલ પુસ્તકોની માગણી કરે તેમને પોતાને ત્યાં આવતા બંધ કરે. એટલે સુધી કે તેઓ આવાં અશ્લીલ પુસ્તકોનો ઢગલો કરી તેની હોળી કરે.

[ આ લેખના લેખક પોતે એક પુસ્તક વેચનાર છે. અને પોતે આ પાપમાં ફસેલા છે. છતાં તેમાંથી મુક્ત થવાની કોશીશ કરી રહ્યા છે. ]* **ભાનુકુમાર જૈન**

---

* " જીવન સાહિત્ય " માસિકના ઑક્ટોબર–૧૯૪૦ ના અંકમાંથી.

૨. **નયનાઃ**—લેખકઃ રસિકલાલ જોશી, પ્રકાશકઃ નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ; આવૃત્તિ ૧ લી ૧૯૪૩; ૧૬ પેજી ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૬૪; પાકું પૂઠું, કિં. રૂ. ૩–૦–૦.

આ એક સામાજિક નવલકથા હોઈ તેમાં જૂની રહેણી કરણીના આધેડ વયના બીજવરને પરણેલી ' નીતિ ' નામની રૂપવતી ભાર્યા ગામના ટીખળીખોર યુવાનોના ટીખળનું પાત્ર કેવી રીતે બને છે, એનાં મનોહર નેત્રો પરથી એનું ' નીતિ ' નામ ' નયના 'માં કેવું રૂપાંતર પામે છે, અને પહેલા પ્રથમ એના સુમધુર કંઠથી આકર્ષાયલો ' નયન ' નામનો સુશિક્ષિત અને સ્ત્રીવર્ગથી સાવ અતડો રહેનારો યુવાન પણ રફતે રફતે એના રૂપગુણ પર કેવો મુગ્ધ બને છે અને આખરે મગજ પરનો કાબુ-ખોઈ બેસતાં એનો તેમ જ ' નયના 'નો કેવો કરુણ અંત આવે છે તેનો સરસ ચિતાર રજૂ કરવામાં આવ્યો છે. લખાણની શૈલિ મઝાની હોઈ પુસ્તક એક વાર વાંચવા માંડયા પછી પૂરૂં કરીને જ હેઠે મૂકવાનું ગમે એવું સરસ વસ્તુગુંફન છે.

૩. **ક્રાન્તિની ઝાલરીઃ**—લેખકઃ ' બાજીગર; ' પ્રકાશકઃ નવયુગ પુસ્તક ભંડાર રાજકોટ: ૧ લી આવૃત્તિ ૧૯૪૩; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૨૭૪; પૂઠું પાકું; કિં. ૩–૦–૦.

રાજાવાદ તથા પ્રજાવાદના સંઘર્ષણમાંથી જન્મેલી ક્રાંતિનું આ કથાનક આજથી ૧૭૦૦ વર્ષ પરના બૌદ્ધકાલિન ઇતિહાસ અને સમાજજીવનનું આછું દિગ્દર્શન કરાવે છે. પાટલીપુત્રના સામ્રાજ્યનો ખંડિયો વિશાખાનો રાજા રિપુદમન સ્વપ્રજા પર મનસ્વી અત્યાચાર ગુજારે છે તેની તપાસાર્થે સમ્રાટકુમાર વિજયદેવ ગુપ્તવેશે વિશાખામાં દાખલ થઈ પ્રજા પૈકાનાં કર્તબગાર સ્ત્રી–પુરુષોની સહાયથી તેમ જ સામ્રાજ્યસત્તાના બળે એ પ્રજાપીડક રાજ્યતંત્રનો અંત આણે છે અને પ્રજાની ઇચ્છાથી પોતે વિશાખાનો રાજમુકુટ ધારણ કરી સુશાસન પ્રવર્તાવે છે.

પ્રસ્તાવનામાં લેખક જણાવે છે તેમ આ કથા પ્રકરણ વગરની શૈલીમાં લખાઈ છે. પરંતુ પ્રકરણનો સંખ્યાંક તથા નામનિર્દેશ ભલે ન કરાયો હોય પણ લખાણને ગાળે ગાળે પ્રકરણને અનુરૂપ અવકાશ તથા નવા ગાળાના પ્રથમ શબ્દનો પ્રથમાક્ષર મોટા કાળા બીબામાં છાપવાની પદ્ધત એ પ્રકરણશૈલિના સ્વીકાર બરાબર જ છે.

પ્રકાશક સંસ્થાના ઉપરોક્ત બન્ને પુસ્તકોમાં ' બ ' અને ' ર ' અક્ષરોનો ગોટાળો કેવો અનર્થ ઉપજાવે છે તે માટે એક જ દાખલો બસ ગણાશે. જુઓ આ પુસ્તકના છેલ્લા જ પૃષ્ઠ પર " એમના પૂર્વજીવનનો કોઈ પણ દોષ આપણે અત્યારે નહિ સંભાળીએ. " સંભાળીએ = સાચવીએ, જ્યારે જોઈએ ' સંભારીએ ' = યાદ કરીએ.

આ બાબતમાં સવિશેષ સંભાળ રાખવાની પ્રકાશકસંસ્થાને મિત્રભાવે ભલામણ કરીએ છીએ. **ના. નં.**

૪. **દિલના ડંખઃ**—લેખકઃ શ્રી. અમૃતલાલ રતનજી ત્રિવેદી; પ્રકાશકઃ જ્ઞાનવર્ધક પુસ્તકમાળા, અમદાવાદ અને મુંબઈ ૨૧; સન ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૨૫૪, સચિત્ર આચ્છાદન સહિત બૉર્ડ પટાનું પૂઠું; મૂલ્ય રૂ. ૨–૮–૦.

જ્ઞાનવર્ધક પુસ્તકમાળાના ૧૦૪ થા પુસ્તકરૂપે, પ્રસિદ્ધ થતા આ પુસ્તકમાં, એક સામાજિક ચિત્ર દોરાયું છે. આ ચિત્રમાં, સમાજના અનિષ્ટ રૂઢિ–રિવાજો તો ખરા જ, પણ

તેની સાથે અન્યાય, અત્યાચાર, મૂડીવાદ અને અસ્પૃશ્યતા સામે ખુલ્લેખુલ્લો જોશભેર બળવો પોકારવાનું કાર્ય, સમાજના અનિષ્ટ રૂઢિ–રિવાજોનાં ભોગ બનેલ, મિલમાલિકોની પત્નીઓ અને એક વિધવા પુત્રી જ કરે છે. આ કાર્યમાં પાછળથી બીજાં સ્ત્રી-પુરુષો પણ ભળે છે. આ બળવો મિલમાલિકો અને સમાજને સત્ય શું છે તે સમજાવે છે અને તેમનામાં હૃદયપલટો કરાવે છે. આ વાર્તામાં સમાજજીવનનાં ઘણાં ખરાં દશ્યો રજુ કરાયાં છે. અને તે મિલમાલિકોની મહેલાતોમાં, તથા ગરીબોની ઝૂંપડીએ વા ખેડૂતોની વાડીઓમાં રહેતા સ્ત્રી–પુરુષોમાં સુંદર દામ્પત્યજીવન કોણ ગાળે છે તથા સમાજની અગ્રગણ્ય ગણાતી વ્યક્તિઓનાં જીવન કેવાં દાંભિક હોય છે; વિચારોમાં ઐક્ય ન ધરાવતાં પતિપત્નીઓનાં જીવન કેવાં કલહમય હોય છે; તેનો સરસ ખ્યાલ આપે છે. આ વાર્તાનું વસ્તુ સારૂં હોઇને સમાજને બોધ અને પ્રેરણા આપે તેવું છે. પણ પ્રેમના અતિરેકનાં કોઇ કોઇ ઠેકાણે ચુંબનનાં દશ્યો અને યૌવન લૂંટવાના જે વિચારો રજૂ કરાયા છે તે એક રીતે તો ઠીક નથી લાગતાં અને તે કારણે આ પુસ્તકને ઝાંખપ લાગી જાય છે. ‘ અ–દ્રષ્ટા ’

૫ ઓસરતો રૂપિયો—મૂળલેખકઃ પ્રો. સી. એન. વકીલ; અનુવાદકઃ પ્રો. જયંતીલાલ હ. મહેતા; પ્રકાશકઃ ધ મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ. મુંબઇ. ૧. ક્રાઉન્ કદનાં પૃષ્ઠ ૭૨+૮, સાદુ પૂઠું, મૂલ્ય રૂ. એક.

પ્રો. સી. એન. વકીલ અર્થશાસ્ત્રના એક અચ્છા તજ્જ્ઞ છે. મુંબઇ યુનિવર્સિટીની સ્કૂલ ઑફ ઇકોનોમિકસના–અર્થશાસ્ત્રના તેઓ પ્રાધ્યાપક હોઇને તેમણે તાજેતરમાં હાલના રૂપિયાના ફુગાવા-ચલણને લગતાં કેટલાંક જાહેર વ્યાખ્યાનો આપ્યાં હતાં. અને તે અગાઉ હાલની સરકારની ચલણનીતિને લગતી સુંદર છણાવટ કરતું એક અંગ્રેજી પુસ્તક–The Falling Rupee નામે લખ્યું હતું, જે અર્થશાસ્ત્રમાં રસ લેનારાઓમાં ખૂબજ વખણાયું હતું.

ઉપર્યુક્ત પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે. આ અનુવાદ એ જ વિષયના અધ્યાપકને હાથે તૈયાર થયેલો હોઇ તેનું મૂળ હાર્દ વાચક સમક્ષ રજૂ કરવામાં અનુવાદકે સારી સફળતા મેળવી છે. પુસ્તકની ભાષા પણ સરળ અને સુગમ હોવાથી આ વિષયને સમજવામાં એના વાચકને સારો સાથ આપે તેવી છે.

મૂળ પુસ્તકનો પરિચય આ અગાઉ (પુસ્તકાલય માસિકના ફેબ્રુઆરી–’૪૩ ના અંકમાં આપ્યો છે).

પુસ્તક સરકારની હાલની ચલણનીતિ પર વેધક પ્રકાશ પાડતું હોઇ હાલની અને ભવિષ્યની નાણાકીય સ્થિતિનો હૂબહૂ ખ્યાલ વાચક સમક્ષ રજૂ કરે છે.

હાલની આર્થિક પરિસ્થિતિ અને તેનું ભાવિ જાણવા ઇચ્છતાં પોતાને ત્યાં આવતાં વાચકો માટે પુસ્તકાલયો આ પુસ્તક અચૂક વસાવી લે; કસ્બા પુસ્તકાલયો તો જરૂર એક કરતાં વધુ પ્રતો વસાવે.

૬. માનવ હૈયાં—લેખકઃ શ્રી. ચાંપશી વિ. ઉદેશી; પ્રાપ્તિસ્થાનઃ એન. એમ. ઠક્કરની કંપની; પ્રિન્સેસ સ્ટ્રીટ. મુંબઇ ૨. ક્રાઉન સોળ પેજી કદનાં પૃષ્ઠ ૧૧૬+૮, દ્વિરંગી કવર આચ્છાદન સહિત સાદુ પૂઠું, મૂલ્ય રૂ. સવા.

હરકોઇ માણસમાં એક યા બીજા પ્રકારે સુપ્ત કે જાગ્રત રસિકતા હોય છે. કોઇ વાર એ અપ્રકટ રહે છે, ત્યારે કોઇ વાર એ ખુલ્લેખુલ્લી પ્રકટ થઇ જાય છે. અને એ રસિકતા

ઓછાવત્તા પ્રમાણમાં માણસમાં હોય છે. આ રસિકતા કેટલીક વાર નિર્મળ અને અકલુષિત હોય છે; જ્યારે કેટલીક વાર એ કલુષિત બની જતાં એ રસિકતાને ધારણ કરનારને સમાજ સમક્ષ હલકા જાહેર થવું પડે છે.

આ પુસ્તકમાં લેખકે આવી રસિકતા–એક પ્રૌઢ પુરુષની રસિકતાની છણાવટ કરી છે. સામાન્ય રીતે એવી માન્યતા છે કે રસિક માણસ ભાગ્યે જ પવિત્ર રહી શકે છે. અને ઘણે ભાગે તેવું બને પણ છે. પરંતુ આ કથાના નાયક રમણલાલ માટે લેખકે તેમ થવા દીધું નથી. રમણલાલ એક રસિક માણસ છે, પ્રૌઢ છે, છતાં એની રસિકતા સદા જાગ્રત રહે છે. એ રસિકતામાં એની પત્ની સહભાગી થાય તેમ એ ઇચ્છે છે. પરંતુ ઘરકામમાં જ સદા ગુંથાયેલી રહેતી પત્ની પાસેથી એને પૂરતો ટેકો મળતો નથી. આખરે એની એ રસિકતા પોતાની પૂર્વપ્રેમિકા મેના જે આજીવન અપરિણિત રહી છે તેના તરફ ઢળે છે. એના તરફથી એને ટેકો મળે છે. એને ત્યાં રમણલાલ જાય છે. આ વાતની તેના પુત્રને ખબર પડે છે. અને આખરે પોતાની માતાને સહજ પણ ખબર ન પડે તેમ, પિતાની રસિકતાના ભંગમાં એ પુત્ર અને એની એક પ્રેયસી કેવો ભાગ ભજવે છે તે, લેખકે સરસ રીતે વર્ણવ્યું છે. અને છેવટ સુધી લેખકે રમણલાલની રસિકતાને અકલુષિત જ રહેવા દીધી છે એ આ વાર્તાકલાની ખુબી છે.

૭. **પારિભાષિક જ્ઞાનકોશ ભા. ૧ લો–રાજકારણઃ**—સંપાદકઃ શ્રી. સુખસંપત્તિરાય ભંડારી, અનુવાદકઃ શ્રી. કાન્તિલાલ મ. શાહ; પ્રકાશકઃ ધી સ્ટેટ્સ પિપલ્સ લિમિટેડ, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઇ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૮૮+૮, કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ત્રણ.

જન્મભૂમિ કાર્યાલયે પારિભાષિક ( આકરગ્રંથો ) પ્રકટ કરવાની એક યોજના હાથ ધરી છે. તે પૈકી રાજકારણને લગતો આ પ્રથમ ભાગ પ્રકટ થયો છે. મૂળ હિંદીમાં શ્રી. સુખસંપત્તિરાય ભંડારીએ એ તૈયાર કરેલો તેનો આ ગુજરાતી અનુવાદ છે. એમાં રાજકારણને લગતા પારિભાષિક શબ્દો અને તેમાં વપરાતાં વાક્યોના સરળ ગુજરાતી અર્થો આપ્યા છે. રાજકારણમાં રસ લેનારાઓ અને અભ્યાસ કરવા ઇચ્છનારાઓ માટે આ ગ્રંથ અતિ કિંમતી થઇ પડે તેવો છે, કરબા પુસ્તકાલયો પોતાને ત્યાં એ વસાવી લે.

૮ **કલાન્ત કવિ**—( કવિ બાલાશંકરની કૃતિઓ ) સંપાદકઃ શ્રી. ઉમાશંકર જોષી; પ્રકાશકઃ ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૪૪+૫૬ સ્વ. કવિની તસ્વીર સહિત બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂા. સવાબે.

આપણા ગુજરાતી સાતમી ચોપડી ભણતા કિશોરો જે કાવ્ય "ગુજારે જે શિરે તારે" અને "નિજાનંદે હમેશાં બાલ મસ્તીમાં મઝા લેજે"ની પંક્તિઓ ગણગણે છે તે કવિની સંપૂર્ણ કાવ્યપ્રસાદીનો આ મહામહેનતે અને ઝીણવટભરી તપાસ તેમજ સૂક્ષ્મ અવલોકનને અંતે તૈયાર કરવામાં આવેલો ગ્રંથ છે.

છેક ૧૯૧૧–અને તે અગાઉથી–લગભગ પચાસ વર્ષ થયાં કવિ બાલની તમામ કૃતિઓને ગ્રંથસ્થ કરી ગુજરાતી સાહિત્યરસિકોને ઋણી બનાવવાના થયેલા પ્રયત્નોનો છેવટ આ વર્ષે અંત આવ્યો છે–એ કૃતિઓ સંપૂર્ણપણે ગ્રંથસ્થ થઇ પ્રસિદ્ધ થઇ છે.

એમાં કવિનાં તમામ લેખનોનો ગુજરાતી કવિતાસાહિત્યના અભ્યાસીઓને ખૂબ જ મદદરૂપ અને માર્ગદર્શક થઇ પડે તેવી કવિની પોતાની તેમ જ સંપાદકની ટિપ્પણીઓ સહિત

સંગ્રહ કરવામાં આવ્યો છે. તેમાં કવિનાં માત્ર ગુજરાતી જ કાવ્યો નહિ પરંતુ હિંદી, ઊર્દૂ તથા ફારસી કાવ્યકૃતિઓ પણ સંગ્રહાય છે. એટલે અકાળે વેડફાઇ જતું આ અમૂલ્ય ધન ગુજરાત સાહિત્ય સભાએ એકત્રિત કરાવી પ્રસિદ્ધ કરીને ગુજરાતી જનતાને સાચે જ ઋણી બનાવી છે.

કાવ્યોને સમજવાં સુગમ થઇ પડે તે માટે અત્યંત પરિશ્રમપૂર્વક સંપાદકે પુસ્તકને અંતે વિસ્તૃત પ્રમાણમાં બાલનંદિની ટીકા પણ આપી છે, જે કવિની કૃતિઓને સમજવામાં સારી સહાયરૂપ થઇ પડે તેવી છે.

, કવિ બાલની કૃતિઓનો અભ્યાસ કરવા ઇચ્છનારને આ પુસ્તક અવશ્ય ઉપયોગી થઇ પડશે. પુસ્તકાલયો આ સાહિત્યગ્રંથને જરૂર પોતાને ત્યાં વસાવી લે.

• **૯ શ્રીમતી સીતા** - અનુવાદકઃ શ્રી રમણલાલ સોની; પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ-૨; '૯૪૩; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૨૨૦; સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૩-૮-૦.

આ પુસ્તકનું ઓળખાણ આપતાં અનુવાદક, પોતાના નિવેદનમાં જણાવે છે કે, " શરદ્બાબુના 'શ્રી કાન્તે' બંગાળી જનતાની કલ્પનાને એવી તો હલાવી મૂકી છે કે, કેટલાક લેખકોએ 'શ્રીકાન્ત'ના ચાર ભાગથી સંતુષ્ટ ન થતાં એને આગળ ચલાવવા પ્રયત્ન કર્યો છે. એવા એક પ્રયત્ન લેખે બહાર પડેલ શ્રી શશધર દત્તકૃત " શ્રી કાન્તેર શેષ પર્વ "નો આ સીધો અનુવાદ છે; પરંતુ સ્વતંત્ર નવલ તરીકે પણ આ ગ્રંથ શોભે તેવી લાગવાથી 'શ્રીમતી સીતા' એવું એનું નામ આપ્યું છે.

સ્વ. શરદ્બાબુકૃત 'શ્રીકાન્ત' અત્યાર સુધી પણ મેં વાંચ્યો નહોતો. પણ ઉપરોક્ત પુસ્તક અંગે મારે તે વાંચવાની જરૂર પડી, અને ખરે જ, અને તે નવલકથાના સાહિત્યમાં એક ઉત્તમ પુસ્તક જણાયું છે. 'શ્રીકાન્ત' એ આ વાર્તાનો મુખ્ય નાયક છે. લેખકે તેની જીવનયાત્રાનું એક સુંદર ચિત્ર આ પુસ્તકના ચાર ભાગમાં ચિતર્યું છે. આ ચારે ભાગ વાંચતાં, આપણને એમાંથી, છૂટક છૂટક વેરાયલાં કેટલાંય સુંદર રજકણો જડી આવે છે. અને તેની સાથે સાથે જીવનયાત્રામાં આલેખાયલાં સંસ્મરણો, પણ જાણે કોઇ જીવંત વ્યક્તિનાં સંસ્મરણો ન હોય તેમ જણાઇ આવે છે. શ્રીકાન્ત એ એક સુંદર અને આદર્શ પાત્ર છે. લેખકે એ પાત્રને પવિત્ર અને પરોપકારી, ભાવનાશીલ અને ચારિત્ર્યશીલ ચિતરી એના દ્વારા જગતને સત્ય અને અસત્ય સમજાવવાને પ્રયત્ન કર્યો છે તે ખરેખર પ્રશંસનીય છે. શ્રીકાન્તને, પોતાના જીવનમાં ઊંડો રસ લેનાર અને હરહંમેશ પોતાની સંભાળ રાખનાર રાજલક્ષ્મી મળી આવે છે. બંને છેવટ સુધી એકબીજાને વિશુદ્ધ પ્રેમથી ચાહે છે. 'શ્રીકાન્ત'ની જીવનયાત્રાના ચાર ભાગ લખાય છે. અને તે પછી એ કથા અટકે છે.

આ અટકેલી કથા બંગાળી લેખક શ્રી. શશધર દત્ત આગળ લંબાવે છે, શ્રીકાન્ત પુનઃ રંગુન જવા સ્ટીમરમાં બેસે છે. અને સ્ટીમરમાં જ શ્રીમતી સીતાનું પાત્ર મળી આવે છે. સીતાની સાથે જટાધારી સંન્યાસી પણ છે. આ ત્રણેનો, સ્ટીમર રંગુન પહોંચે ત્યાં સુધીનો, વાર્તાવિનોદ અને કેટલાંક ઊંડાં અને ગંભીર ચિંતનો વાચકને એક સુંદર વિચારસૃષ્ટિ અર્પે છે. શ્રીકાન્ત રંગુનથી પાછા નહિ આવવાના સક્રમ વિચારે રંગુન જાય છે, પણ પાછળથી શ્રીમતી સીતાના આકર્ષણે અને બંધને તે પાછો સીતાની સાથે કલકત્તા આવે છે.

શ્રીકાન્તના અગાઉના ભાગોની માફક જ આ પુસ્તક પણ લખાયું છે. અને તે શ્રીકાન્તના જેટલું આકર્ષક પણ બન્યું છે.

પુસ્તકાલયો આ પુસ્તકને તેમ જ શ્રીકાન્તના ચાર ભાગોને જરૂર ખરીદે, અને સમાજમાં તેનો ખૂબ પ્રચાર કરે. 'અ-દ્રષ્ટા'



**૧-સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય-અમદાવાદનાં પુસ્તકો**

૧ શ્રી. શિવાજી છત્રપતિ—અનુવાદકઃ શ્રી. ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા; (નવી આવૃત્તિ) મૂલ્ય રૂ. ૨-૪-૦

૨ દત્ત અને પરશુરામ અથવા આત્મદર્શન વા અનાસક્ત કર્મયોગઃ—પ્રયોજકઃ મહાત્મા કૃષ્ણાત્મજજી; મૂલ્ય રૂ. ૨-૦-૦

**૨-હરિહર પુસ્તકાલય-સૂરતનાં પુસ્તકો**

૩ હાથની ભાષા—લેખકઃ શ્રી. મણિલાલ જુલાભાઈ પટેલ, મૂલ્ય રૂ. ૫-૦-૦

૪ શરીર સામુદ્રિક—લેખકઃ શ્રી. રતનલાલ માણેકલાલ દ્વિવેદી; મૂલ્ય રૂ. ૩-૦-૦

**૩-ભારતી સાહિત્ય સંઘ-અમદાવાદ તરફનાં**

૫ લગ્નસાધના—લેખકઃ શ્રી. સોપાન; મૂલ્ય રૂ. ૩-૮-૦

૬ વિશ્વસાહિત્યની વાર્તાઓ—પ્રયોજકઃ શ્રી. ભોગીલાલ ગાંધી; મૂલ્ય ૩-૮-૦

**૪-ભક્તિમાર્ગ કાર્યાલય-અમદાવાદનાં**

૭ તત્ત્વચિંતામણિ—ભા. ૧ લો-લેખકઃ શ્રી. હનુમાનપ્રસાદજી પોદ્દાર, મૂલ્ય ૦-૮-૦

૮ ઉપનિષદોનાં ચૌદ રત્ન—લેખક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦-૧૨-૦

૯ સુખી થવાનો માર્ગ અથવા સ્ત્રીધર્મશિક્ષા—પ્રયોજકનું નામ નથી લખ્યું. મૂલ્ય ૦-૧૨-૦

**૫-એન. એમ. ઠક્કરની કંપની-મુંબઇનાં પુસ્તક**

૧૦ ભવિષ્યવાણી—પ્રયોજકઃ શ્રી. આનંદકુમાર ભટ્ટ; મૂલ્ય ૫-૧૨-૦

**૬-જીવનલાલ એન્ડ સન્સ-અમદાવાદનાં પુસ્તક**

૧૧ દિલના ડંખ—લેખકઃ શ્રી. અમૃતલાલ રતનજી ત્રિવેદી; મૂલ્ય રૂ. ૨-૮-૦

**૭ અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો**

૧૨ ક્લાન્ત કવિ—સંપાદકઃ શ્રી. ઉમાશંકર જોષી; પ્રકાશકઃ ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ. મૂલ્ય ૨-૮-૦

૧૩ ક્રંદન—(મૂળ લેખક-બંકિમચંદ્ર) અનુવાદકઃ શ્રી. દિનેશ ઠાકોર, પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર-અમદાવાદ, મૂલ્ય રૂ. ૩-૮-૦

૧૪ આપણે આંગળે ઊડનારાં—પ્રયોજકોઃ શ્રી. નિરંજન વર્મા અને જયમલ પરમાર; પ્રકાશકઃ ફૂલછાબ કાર્યાલય-રાણપુર. મૂલ્ય રૂ. ૩-૦-૦

[ સાંધણ પૃ. ૧૪૭ને છેડે ]



## અખિલ હિંદ પ્રગતિશીલ લેખક પરિષદ

હિંદભરનાં લેખકોનું એકેય મધ્યસ્થ મંડળ હોવાનું અમારી જાણમાં નથી; પરંતુ હિંદભરના પ્રગતિશીલ વિચાર ધરાવતા લેખકોનું એક અખિલ હિંદ મંડળ તો છે જ. આ અગાઉ એનાં લખનૌ, કલકત્તા અને દિલ્હી ખાતે અધિવેશનો મળી ગયાં છે. અને એ અધિવેશનોનાં એક યા બીજા અધ્યક્ષસ્થાને કવિવર ટાગોર, હિંદી ગલ્પસમ્રાટ સ્વ. પ્રેમચંદજી તેમ જ અન્ય નામી લેખકોએ શોભાવેલાં છે.

ચાલુ વર્ષના મે માસની તા. ૨૨, ૨૩, ૨૪ ના રોજ એનું ચોથું અધિવેશન ગુજરાત-બૃહદ્ ગુજરાત-મુંબઇના આંગણે મળનાર છે. મુંબઇના પ્રગતિશીલ લેખકો તરફથી એના પ્રમુખમંડળ માટે જાણીતા કવિ-વિવેચક-લેખક શ્રી. ઉમાશંકર જોષીનું નામ સૂચવાયું છે.

અખિલ હિંદ પ્રગતિશીલ લેખક મંડળની એ કાર્યવાહીમાં શ્રી. ઉમાશંકરની વરણી થાય તે માટે ગુજરાતનાં સૌ સાહિત્યિક સામયિકોએ અને લેખકોએ અનુમોદન આપવું ઘટે. અને એમને હિંદભરના લેખકોની આ સંસ્થામાં હોવા બદલ ગૌરવ અનુભવવું જોઇએ.

અમે ઇચ્છીએ છીએ, આ પ્રમુખમંડળમાં શ્રી. ઉમાશંકર જોષીની વરણી થશે.



---

[ પૃ. ૧૪૩નું અનુસંધાન ]

૧૫ **મુખદ્વાર**—લેખક અને પ્રકાશકઃ ડૉ. કેખુશરુ દોરાબજી છીલા, નવસારી. અમૂલ્ય.

૧૬ **ગુજરાતના ઐતિહાસિક લેખો**—ભાગ ત્રીજો. સંપાદકઃ શ્રી. આચાર્ય ગિરિજાશંકર વલ્લભજી, પ્રકાશકઃ ફાર્બસ ગુજરાતી સભા, મુંબઇ. મૂલ્ય રૂા. ૬—૦—૦

૧૭ **મંદિરને પગથિયે**—લેખકઃ શ્રી. શારદાપ્રસાદ વર્મા, પ્રકાશકઃ યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરત. મૂલ્ય ૦—૮—૦

૧૮ **માનવ હૈયાં**—લેખકઃ શ્રી. ચાંપશી વિ. ઉદેશી; પ્રાપ્તિસ્થાનઃ એન. એમ. ઠક્કરની કું. મુંબઈ. મૂલ્ય રૂ. ૧—૪—૦.

૧૯ **આઝાદીની યજ્ઞજ્વાળા**—લેખકઃ શ્રી. કરસનદાસ માણેક; પ્રકાશકઃ ભારતી સાહિત્યસંઘ અમદાવાદ. મૂલ્ય ૦—૮—૦

## "સંદેશ" અમર રહો.



શ્રી. નંદલાલ ચુનીલાલ બોડીવાળા
જેમણે સંદેશનો અંગત માલિકીહક ત્યાગી તેને
જાહેર જનતાનું બનાવ્યું છે.

છેલ્લાં વીસેક વર્ષો થયાં ગુજરાતને આંગણે એના પાટનગર અમદાવાદમાં દૈનિક વર્તમાનપત્ર પ્રકટ કરવાની પહેલ કરનાર "સંદેશ" પત્રનું નામ આજે ગુજરાતને ગામડે ગામડે જનતાની જીભે વસી ગયું છે. દિવસ ઊગે છે અને એને વાંચવા હજારો આંખો આતુર બને છે. એ "સંદેશ"નું કદ જ્યારે એ પ્રથમ પ્રકટ થયું ત્યારે બિલકુલ નાનકડું હતું. કેટલાક તો ત્યારે એના પ્રત્યે અવગણનાની નજરે જોતા. પરંતુ દિનપ્રતિદિન એના ઉત્સાહી તંત્રી અને માલિક શ્રી. નંદલાલ બોડીવાળાએ પોતાની ખંત, અવિરત જહેમત અને સતત ઉદ્યોગશીલતાએ એને આજનાં મુંબઈનાં દૈનિકોની હરોળમાં લાવી મૂક્યું. અને એ રીતે અન્ય દૈનિકોની ગણતરી સાથે એનું પણ ગુજરાતભરનાં દૈનિકપત્રોમાં અમરસ્થાન આવી ગયું. આજે એ ગુજરાતમાં જગતભરના છેલ્લામાં છેલ્લા સમાચારો જનતાને પહોંચાડવામાં મોખરે રહ્યું છે. એનો સઘળો યશ શ્રી. બોડીવાળાને ઘટે છે.

આજ સુધી એ પત્રની સંપૂર્ણ માલિકી શ્રી. નંદલાલ ચુનીલાલ બોડીવાળાની અંગત હતી; છેલ્લા થોડાક વખતથી એમની તબિયત નાદુરસ્ત રહેતી થતાં એમણે એનું પ્રકાશન હંમેશ માટે ચાલુ રહે તે અર્થે, એના પરનો પોતાનો અંગત માલિકી હક ત્યાગીને એને એક લિમિટેડ મંડળનું રૂપ આપ્યું છે.

જનતાની છએ જામી ગયેલા અને સારી કમાણી આપતા એવા વર્તમાનપત્ર પરનો પોતાનો માલિકીહકક જતો કરવા જેટલી ત્યાગવૃત્તિ ધરાવનારા આપણે ત્યાં ભાગ્યે જ આંગળીને વેઢે ગણાય તેટલા મળી આવશે. એવો ત્યાગ શ્રી. બોડીવાળાએ કરી બતાવીને "સંદેશ"ને જનતાની માલિકીનું બનાવ્યું છે – એમણે સંદેશ પરનો પોતાનો એકલા માલિક તરીકેનો હક્ક જતો કરીને અને એક લિમિટેડ કંપનીનું રૂપ આપી જાહેર જનતા સમક્ષ સાદર કરી છે—એ કંપનીમાં જોડાનારને પોતાના સહભાગી બનાવ્યા છે. તે માટે અમારા તેઓશ્રીને અનેકશઃ ધન્યવાદ છે.



સૌ. સરસ્વતીબ્હેન બોડીવાળા
જેઓ શ્રી. બોડીવાળાના સંદેશસંચાલનમાં
પ્રોત્સાહન અને સહકાર આપે છે.

સાથે સાથે તેમનાં કાર્યોમાં પ્રોત્સાહન પૂરનાર તેમનાં સંસ્કારી પત્ની શ્રી. સરસ્વતીબહેનને પણ આવા ત્યાગનાં સુભાગી બનવા માટે અમે અભિનંદન અર્પીએ છીએ. કારણ કે તેઓ તો શ્રી. નંદલાલભાઇને તેમની આ કાર્યપરાયણતામાં અને સંદેશને ખીલવવામાં સદા એકધારો સાથ આપતાં રહ્યાં છે, સંદેશની પ્રગતિમાં રસ લઇ પતિને તેમની આ વિસ્તૃત પ્રવૃત્તિમાં પ્રોત્સાહન આપતાં રહ્યાં છે તેઓએ, પતિની અંગત માલિકીનામાં જે પોતે પણ સહભાગી છે તેમાં અન્યને પણ સહભાગી બનાવી પોતાની ઉદારતાનો અચ્છો પરિચય કરાવ્યો છે. અમે આ પ્રસંગે પ્રભુ પ્રત્યે પ્રાર્થીએ છે કે તે પરમનિયંતા એ દંપતીને આવા સફળ સંચાલનને ચાલુ રાખવા દીર્ઘાયુ બક્ષે.

❦

# બે ગુજરાતી સાક્ષરો દીર્ઘાયુ હો.

આજે અમે આપણા સાહિત્યક્ષેત્રમાં ઠીક ઠીક ફાળો નોંધાવતા અને સતત કાર્યશીલ રહેતા બે સાક્ષરોને માટે પ્રભુ પાસે દીર્ઘાયુપ્રાર્થનાની આ તક લઇએ છીએ. એ બે સાક્ષરો તે (૧) શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી અને (૨) શ્રી. ડુંગરશી ધરમશી સંપટ.

શ્રી. કૃષ્ણલાલભાઇ ( જેમને અનેક સાહિત્યરસિકો "કાકા"ના મુરબ્બીવટભર્યા સંબોધનથી સંબોધે છે ) ચાલુ માસમાં પંચોતર વર્ષ પૂરાં કરે છે. એમની સાહિત્યસેવાઓ ભાગ્યે જ કોઇ સાહિત્યરસિકથી અજાણી હશે. ગુજરાતીમાં જ્યારે એના સાહિત્યવિષયક માહિતી આપતું કોઇ પુસ્તક નહોતું ત્યારે Milestones of Gujrati Literature ( ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો ) સરખું ગણ્યમાન્ય પુસ્તક તેઓશ્રીએ લખેલું. આ ઉપરાંત તેઓ સાહિત્યક્ષેત્રમાં અવારનવાર કંઇ ને કંઇ ફાળો આપતા જ રહે છે. ગયા વર્ષે અખિલ હિંદ પુસ્તકાલય પરિષદને આમંત્રનાર સ્વાગત સમિતિના તેઓશ્રી પ્રમુખ હતા. અને તે પરિષદની એ બેઠક વખતે તેમણે ઉઠાવેલી જહેમત અને આપેલી પ્રેરણા ભાગ્યેજ, એમાં ભાગ લેવા ગયેલા કોઇથી અજાણી હશે. વળી ગુજરાતી પુસ્તકોનો અંગ્રેજી ભાષાભાષીઓને Modern Review સરખા પ્રતિષ્ઠિત સામયિક દ્વારા પરિચય આપવાનું કાર્ય પણ કરતા રહીને તેમણે એના વિશાળ વાચકસમુદાયને ગુજરાતી પુસ્તકોનો પરિચય પહોંચાડવાનું કાર્ય આજ દિન-પર્યંત કરવાનું ચાલુ રાખ્યું છે.

આવા એક બુઝર્ગ સાહિત્યકાર અને સાક્ષરની પોણી સદી પ્રસંગે અમે તેઓશ્રીને હાર્દિક અભિનંદન અર્પીએ છીએ. અને સસ્તુ સાહિત્ય વ. કા. સંસ્થાના પ્રમુખ શ્રી. મનુ સુબેદારે તેમની સેવાઓની યાદગીરીરૂપે આ પ્રસંગે ગુજરાતી પુસ્તકોનું એક અદ્યતન પુસ્તકાલય સ્થાપવાની જે જાહેર દરખાસ્ત કરી છે તેને અમે વધાવી લઇએ છીએ.

એ જ રીતે બીજા એક બુઝર્ગ **સાક્ષર શ્રી. ડુંગરશીભાઇ સંપટને** તો આજે ગુજરાતી વાંચનારી આલમમાં ભાગ્યે જ ઓળખાવવા પડે. આજે હરકોઇ જાણીતું ગુજરાતી સામયિક ઉઘાડો અને તેમાંથી તમને શ્રી. ડુંગરશીભાઇનો એકાદ પણ લેખ જરૂર મળવાનો.

એઓશ્રી વિવિધ વિષયો પર કલમ ચલાવે છે; અને તેની છણાવટ કરી તેને એવો સરસ ન્યાય આપે છે કે તેનો વાચક એ વાંચી રહીને વાહવાહ પોકારી ઊઠે છે.

તાજેતરમાં જ એઓશ્રીએ લખેલું **સંસ્કારલક્ષ્મી** નામનું પુસ્તક ગુજરાતમાં ઘેર ઘેર જાણીતું થઇ ગયું છે. થોડાક મહિનાઓમાં જ એ પુસ્તકની ત્રણ આવૃત્તિઓ બહાર પડી છે તે એ પુસ્તકની લોકપ્રિયતાની સાબિતીરૂપ સહેજે લેખી શકાય.

અને શ્રી. ડુંગરશીભાઇની ઉદારતાનો પરિચય તો એથી મળે છે કે તેઓ પોતે લખેલા કોઇ પણ લખાણનો પુરસ્કાર લેતા નથી. તેમની આ નિષ્કામતાને કારણે " સંસ્કાર-લક્ષ્મી "ના પ્રકાશકે તેમની આ વર્ષે સાઠમી જયંતિ ઉજવાય તે પ્રસંગે એ પુસ્તકની ચાંદીની પ્રતિકૃતિ તૈયાર કરાવી તેઓશ્રીને અર્પણ કરવાની તક લીધી છે. આવા નિષ્કામ લેખકને પણ તેઓ આ માસમાં ૬૦ વર્ષ પૂરાં કરે છે તે પ્રસંગે અમારાં હાર્દિક અભિનંદન અર્પણ કરી પરમનિયંતા પરમેશ્વરને તેમને દીર્ઘાયુ બક્ષવા પ્રાર્થીએ છીએ.*

* એમનું ટૂંક જીવન આ અંકના સામયિક દોહન વિભાગમાં આપ્યું છે.

**" ભારત " પત્ર બાબત**

વડોદરાથી પ્રસિદ્ધ થતું " ભારત " સાપ્તાહિક છેલ્લા જાન્યુઆરી પછી પ્રકટ થયું જણાયું નથી. તેથી એ પત્રનું લવાજમ ભરવા મંડળે તજવીજ કરી નથી. એ પત્ર બજેટમાં સાધનારે તે પત્ર ન મળ્યા બાબત આ તરફ પત્રવ્યવહાર ન કરવા વિનંતિ છે. સબબ તેના બદલામાં પોતાને જોઇતા અન્ય સાપ્તાહિક માટે તેમણે પોતાની માગણી મોકલવી.

**પુસ્તકાલયોને મદદ**

**સા. પુ. બચાર** (તા. કરજણ)ને ૧૩) ધાવટના પા. કાશીભાઇ ઇશ્વરભાઇ, ૧૩) પા. જેઠાભાઇ કેસુરભાઇ, ૨૧) કંડારીના પા. ભવાનભાઇ મૂળજીભાઇ, ૨૧) પા. લલ્લુભાઇ કેશવભાઇ તરફથી.

**સા. પુ. ઘાટવડ** ( તા. કોડીનાર ) ને ૧૧) શેઠ દામોદર સુંદરજી તરફથી.

**સા. પુ. કનોડા** ( તા. ચાણસ્મા ) ને ૧૧) જોટાણાના પા. જીવણદાસ વરતારામ, ૧૧) પા. રામદાસ રણછોડદાસ, તથા રૂા. ૫) જસલપુરના પા. દયારામ પ્રભુદાસ તરફથી.

**સા. પુ. વીરજઈ** ( તા. કરજણ ) ને ૧૮) અંબાલાલ અમથાદાસ, ૭૧) વ્યાસ ઠાકોરલાલ ત્રિભોવનદાસ તથા વ્યાસ ભવાનભાઇ તરફથી ખાનગી ખાતાના નિકાલ અંગે.

**સા. પુ. દેવળીઆ** ( તા. અમરેલી ) ને ૨) શ્રી. દુદા પરબત, ૨) શ્રી. કાનજી દેવજી, ૨) શ્રી. ભીમજી બેચર, ૨) શ્રી. ભીમજી રાવજી, ૨) શ્રી. ભગવત પ્રેમજી, ૨) શ્રી. પોપટ વશરામ.

**સા. પુ. ઢોરીઆ** ( તા. કડી ) ને ૨) ગોપાળદાસ કાળીદાસ પટેલ, ૨) પા. જીવણદાસ મૂળદાસ, ૨) પા. ભૂધરદાસ દલશા, ૨) પા. ઇશ્વરદાસ ખુશાલદાસ, ૨) પા. મણિલાલ કેશવલાલ, ૨) પા. રાયચંદદાસ ગણેશદાસ, ૨) પા. માધાભાઇ શિવાભાઇ.

**વ. રા. પુ. મંડળ**

**પરિણામ**—પ્રમાણપત્ર માટેની પરીક્ષાનું પરિણામ આ અંકમાં જાહેર કરાયું છે તે જોઇ લેવા લાગતાંવળગતાંઓને વિનંતિ.

**૨૪ મી પરીક્ષા**—શિષ્ટવાચનની ૨૪ મી પરીક્ષા જુલાઇમાં લેવાનું ઠર્યું હોઇ તે સંબંધી જાહેરાત ચાલુ અંકમાં પ્રગટ થઇ છે તે પ્રત્યે વાચનરસિક જનતાનું લક્ષ ખેંચીએ છીએ.

*તાલિમવર્ગો*—ચાલુ સાલે પુસ્તકાલયશિક્ષણવર્ગો માટે નવસારી તથા અમરેલી પ્રાંતોનો વારો હોઇ નવસારી પ્રાંતમાં માંગરોળ મહાલે કોસંબા મુકામે, અને અમરેલી પ્રાંતમાં કોડીનાર મહાલે ઘાંટવડ મુકામે વર્ગો ભરવાનું વિચારાય છે. નક્કી થયે જે તે મહાલના પુસ્તકાલયનું કામ કરનાર મંત્રી-ગ્રંથપાલોને વ્યક્તિગત હુકમો અપાશે.

---

# પુસ્તકાલયોની તપાસણી

**પ્રચારદ્વાર** પ્રાંત પ્રચારકો તથા માનદ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંના પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે, તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં સ્થળોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છેઃ—

૧. **વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ-માહે**

**માર્ચમાં–કરજણ મહાલનાં:**—(૧) ઓસરામ, (૨) કુરાલી, (૩) વેમારડી, (૪) ધામણજા, (૫) ગણપતપુરા, (૬) કંડારી, (૭) કુરાઇ, (૮) અણુસ્તુ, (૯) કંબોલા, (૧૦) બોડકા, (૧૧) માંગરોલ, (૧૨) સાંપા, (૧૩) દેથાણ, (૧૪) સનાપુરા, (૧૫) સારીંગ, (૧૬) હળદરવા, (૧૭) સાંસરોદ, (૧૮) મેત્રાજ, (૧૯) દેલવાડા, (૨૦) પાછિયાપુરા: કામગીરી દિન ૨૩.

**૨. મહેસાણા–અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર–માહે માર્ચમાં–કડી મહાલનાં:**—(૧) ખાવડ, (૨) રંગપુર, (૩) કલ્યાણપુરા, (૪) બોરજના દોડા, (૫) અગોલ, (૬) કણઝરી, (૭) થોળ, (૮) મેડા, (૯) રંગપુરડા, (૧૦) બોરીસણા, (૧૧) શિયાપુરા, (૧૨) લહોર, (૧૩) ડરણ, (૧૪) સેદરડી, (૧૫) વીડજ, (૧૬) કાસવા: શ્રી. મ. વ્ય. સા. સાથે–(૧૭) મહેસાણા કસ્બા, (૧૮) સિદ્ધપુર કસ્બા, (૧૯) સિદ્ધપુર મહિલા, (૨૦) ઊંઝા કસ્બા, (૨૧) ઊંઝા મહિલા, (૨૨) ઊંઝા બાલ: કામગીરી દિન ૩૦.

**૩. ચાણસ્મા મહાલ માનદ પ્રચારક વ મહાલ મંડળના મંત્રી રા. નાનજીભાઇ જે. પટેલ–માહે માર્ચમાં:**—(૧) ભાટસર, (૨) ગંગેટ, (૩) છમીછા, ઉપરાંત (૪) વસઈ અને (૫) બહુચરાજીના મંત્રીઓનો ગેળાપ નહિ થઇ શકવાને કારણે તપાસણી મુલતવી રહી.

**૪. કોડીનાર મહાલ માનદ પ્રચારક રા. ભગવાનજી રાઘવજી દવે–માહે માર્ચમાં:**—(૧) હરમડીઆ, (૨) આલીદડ.

ના. નં. ચોકસી
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

---

# પ્રમાણપત્ર માટેની પરીક્ષાનું પરિણામ

**પુસ્તકાલય** પ્રવૃત્તિના કામ અને વ્યવસ્થાની આવડતનું પ્રમાણપત્ર આપવા માટેની પરીક્ષા સને ૧૯૪૩ના ફેબ્રુઆરી માસની ૨૦મી ૨૧મી તારીખોએ લેવાઇ ગઇ. તદંગે **(૧) પુ૦ પ્રવૃત્તિનો ઇતિહાસ અને બીજા લેખો,** (૨) બજેટ–નિવેદન, (૩) નિયમો–પત્રકો, તથા (૪) પુસ્તકવિધિ અને વર્ગીકરણ–એમ ચાર પ્રશ્નપત્રો વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતુ તથા રાજ્ય પુ. મંડળના સહકારથી તૈયાર કરવામાં આવ્યા હતા. પરીક્ષા માટે ૧૯ જણે ઉમેદવારી નોંધાવી હતી. પરંતુ પહેલા પ્રશ્નપત્રની ૧૫ અને બીજા, ત્રીજા અને ચોથા પ્રશ્નપત્રોની ૧૩ ઉત્તરવહીઓ આવેલી હોવાથી ખરી રીતે ૧૩ જણે જ પરીક્ષાનો પૂરો લાભ લીધો ગણાય.

પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ શિક્ષણ વગર મોટે ભાગે જાતમહેનતથી આ ક્ષેત્રમાં તૈયાર થયેલાઓની પરીક્ષા લેવાના આ પહેલા અખતરામાં જણાઇ આવ્યું છે કે આ પરીક્ષા માટેના બીજા વિષયોમાં તો ઉમેદવારો દરેલાં પુસ્તકોના અભ્યાસથી તૈયાર થઇ શકે છે, પણ **પુસ્તકવિધિ અને વર્ગીકરણ** અને તેમાંય શાસ્ત્રીય પદ્ધતિના વર્ગીકરણમાં તૈયાર થઇ શકતા નથી. એમાં માર્ગદર્શન તથા હથોટી બેસવાની જરૂર રહે છે. બજેટ–નિવેદનના સક્રિય કામમાં પણ એવી થોડીક જરૂર રહે છે. તેથી ભવિષ્યમાં યોજાતી આ જાતની પરીક્ષાઓ

પ્રસંગે ઉમેદવારોને પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલયશિક્ષણની યોજના અંગેના ઉપરોક્ત વિષયોના પાઠો પૂરા પાડી જરૂરી માર્ગદર્શન કરવાની પદ્ધતિ સ્વીકારવાની ભલામણ કરીએ છીએ.

બેઠેલા ઉમેદવારોનું પરિણામ નીચે પ્રમાણે હોઈ * ચિહ્નવાળા ૬ ઉમેદવારો પ્રમાણપત્ર મેળવવાને પાત્ર ઠર્યા છે. છતાં એ બધાને—અને તેમાંથી નં. ૬ ના ઉમેદવારને તો ખાસ શબ્દીય વર્ગીકરણ એ વિષયનો મહાવરો રાખવાની અને જણાવલી કે જણાવાતી સૂચનો ઉકેલ મેળવી લેવાની સલાહ આપીએ છીએ.

## પરિણામ

| અ. નં. | નામ | ગામ | પુ. પ્રવૃત્તિનો ઇતિહાસ અને બીજા લેખો ગુણ : ૬૦ | બજેટ-નિવેદન ગુણ : ૫૦ | નિયમો-વટહુકમો ગુણ : ૬૦ | પુસ્તકવિધિ અને વર્ગીકરણ ગુણ : ૧૦૦ | કુલ ગુણ ૨૭૦ |
|---|---|---|---|---|---|---|---|
| *૧ | ભીમજીભાઈ છગનલાલ પંડ્યા | ઝર (તા. ધારી) | ૪૯ | ૩૮ | ૩૯ | ૬૧ | ૧૮૭ |
| *૨ | ચંદ્રકાંત ઓચ્છવલાલ જાની | સમસાબાદ (તા. વડોદરા) | ૩૨ | ૫૦ | ૪૩ | ૪૬ | ૧૭૧ |
| *૩ | પુરુષોત્તમ ઈશ્વરભાઈ પટેલ | ચંદ્રાળા (તા. સિદ્ધપુર) | ૩૧ | ૨૮ | ૩૮ | ૬૧ | ૧૫૮ |
| *૪ | મણિલાલ સોમાભાઈ બારીઆ | મોતીઆપુરા (તા. વડોદરા) | ૨૨ | ૨૭ | ૩૭ | ૪૪ | ૧૪૦ |
| *૫ | અંબાલાલ કાલીદાસ પટેલ | વસો (તા. પેટલાદ) | ૨૧ | ૨૩ | ૨૬ | ૪૬ | ૧૧૬ |
| *૬ | ઉમિયાશંકર ભાણજી જોશી | દશરથ (તા. વડોદરા) | ૨૫ | ૨૪ | ૩૨ | ૩૩ | ૧૧૪ |
| ૭. | હરજીવનદાસ મોહનલાલ સોની | વિસલવાસણા (તા. પાટણ) | ૧૭ | ૨૫ | ૩૪ | ૩૦ | ૧૦૬ |
| ૮ | દીનાનાથ ડાહ્યાશંકર ભટ્ટ | કેલીસણા (તા. વિજાપુર) | ૧૯ | ૨૪ | ૨૯ | ૨૦ | ૯૨ |
| ૯ | રતિલાલ ગોવિંદજી મહેતા | દહીડા (તા. અમરેલી) | ૧૮ | ૨૧ | ૨૬ | ૨૪ | ૮૯ |
| ૧૦ | કાશીભાઈ મોતીભાઈ પટેલ | કાંસા (તા. વિસનગર) | ૧૮ | ૧૯ | ૨૫ | ૨૦ | ૮૨ |
| ૧૧ | નવલરામ રઘનાથ અગ્રાવત | અમરેલી | ૧૭ | ૧૩ | ૨૨ | ૨૭ | ૭૯ |
| ૧૨ | મગનલાલ કાલીદાસ બ્રહ્મભટ્ટ | કીંબુવા (તા. પાટણ) | ૧૯ | ૧૫ | ૧૯ | ૨૪ | ૭૭ |
| ૧૩ | વીરપ્રસાદ બાપુલાલ ત્રિવેદી | પાટણ | ૧૨ | ૧૮ | ૨૧ | ૨૫ | ૭૬ |
| ૧૪ | ભાઈશંકર નથ્થુશંકર દવે | કીંબુવા (તા. પાટણ) | ૫ | — | — | — | ૫ |
| ૧૫ | મગનભાઈ બાવાજીભાઈ પટેલ | પીજ (તા. પેટલાદ) | ૩ | — | — | — | ૩ |

પ્રમાણપત્રો તૈયાર થયે જે તે ઉમેદવાર ભાઈ તરફ મોકલી આપવામાં આવશે.

તા. ૭-૪-૪૩.

રામભાઈ કા. પટેલ
મંત્રી.
વ. રા. પુ. મંડળ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતું

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૪/૧૯૪૨–૪૩

### શિષ્ટ વાચનની ૨૪ મી પરીક્ષા

શિષ્ટવાચનની ૨૪મી પરીક્ષા સન ૧૯૪૩ના જુલાઇ માસની ૨૫મી તારીખ ને રવિવારે સવારના ૭॥ થી ૧૦॥ ના સમયમાં જે તે સ્થળે લેવાશે. પરીક્ષા માટે શ્રી. કિશોરલાલ મશરૂવાળાકૃત "ઉધઇનું જીવન" એ જંતુવિજ્ઞાન વિષયનું અદ્દભુત માહિતીઓથી ભરપૂર પુસ્તક મુકરર કરવામાં આવ્યું છે. એ પુસ્તકની કિંમત રૂ. ૦–૧૦–૦ હોઇ પુ. સ. સ. મંડળમાંથી મળી શકશે. જે પુસ્તકાલયોમાં એ પુસ્તક ન હોય તેમણે વહેલામાં વહેલી તકે મંગાવી લઇને તેનો છૂટથી પ્રચાર કરવો જોઇએ, તેમ પરીક્ષામાં બેસવાની પણ પ્રેરણા કરાવી ઘટે. પુસ્તકને અભાવે પરીક્ષાનો લાભ લેવાનો વિચાર માંડી વાળવાપણું કોઇને ન રહે એ જોવાની જે તે સ્થાનના પુસ્તકાલયની ફરજ છે.

ઇચ્છુક પરીક્ષાર્થીઓએ પોતાનાં નામ, ઠામ, ઉમ્મર, અભ્યાસ, ધંધો ને પોસ્ટનું સ્થળ અવશ્ય જણાવી રાજ્ય પુ. મંડળના મંત્રીને શિરનામે મોડામાં મોડી તા. ૧૫મી જુલાઇ સુધીમાં પોતાની ઉમેદવારી નોંધાવી દેવી જોઇશે. શિષ્ટ વાચનની આવી પરીક્ષાનો લાભ સમજનાર અને એનો સુસ્વાદ ચાખેલાં ભાઇબહેનો તો આ જાહેરાત વાંચતાં જ તેમ કરી દે એ ખાસ ઇચ્છવા યોગ્ય છે. ઉધઇ જેવા ક્ષુદ્ર જંતુની સમાજવ્યવસ્થા, શિસ્ત અને પરાક્રમો વાંચીને આશ્ચર્યમુગ્ધ થઇ જવાય એવું સુંદર વસ્તુ આ પરીક્ષા માટે મુકરર થયેલા પુસ્તકનું છે, અને તેથી એનો ખૂબ બહોળો પ્રચાર થાય એમ ઇચ્છીએ છીએ.

**પરીક્ષા જે ગામે આપવાની હોય તે ગામે ટપાલ અઠવાડિયામાં કયે કયે દિવસે આવે છે તે અચૂક જણાવવું.** પરીક્ષાની મુદ્દત દરમ્યાન શિરનામાનો ફેરફાર થાય તો તેની ખબર જે તે વખતે તરત જ આપવાની નોંધ લેવાની ભલામણ છે.

**ઇનામઃ**—પરીક્ષામાં ઉત્તીર્ણ થતા ઉમેદવારો પૈકી પહેલા ૪ નંબરોને અનુક્રમે રૂ. ૫), રૂ. ૪), રૂ. ૩), રૂ. ૨) નું ઇનામ અપાશે. ઉપરાંત ઉત્તીર્ણ થનાર સ્ત્રી-ઉમેદવારો પૈકી ગુણાનુક્રમે પ્રથમ આવતાં ૧૦ને તેમજ ટ્રેનિંગ કૉલેજનો લાભ બિલકુલ નહિ પામેલા શિક્ષકો, અંગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થીઓ તથા સામાન્ય ભણતરવાળા ખેડૂત, કારીગર અને વેપારીવર્ગ પૈકી ઉપલા ૧૦ નંબરોને દરેકને રૂ. ૦॥નું ઉત્તેજનાર્થે ઇનામ આપવાની ગોઠવણ રહેશે. ઇનામ રોકડમાં અપાશે; છતાં જેમની ઇચ્છા હશે તેમને તેમની પસંદગીનાં પુસ્તક તેમના ખર્ચે મોકલી આપવાની સગવડ રહેશે.

C/o સેન્ટ્રલ લાયબ્રેરી, વડોદરા
તા. ૮–૪–૪૩

રામભાઈ કા. પટેલ
મંત્રી, વ. રા. પુ. મંડળ.

૧૫૪ ]

# સોમવાર

સોમવાર. સોમવાર આવે છે અને ગંભીર બની આપણે અઠવાડિયાના પહેલા દિવસને અપનાવીએ છીએ. જેને સોમવાર સમાલતાં આવડે છે તે આખા સપ્તાહનો સાગર આસાનીથી તરી શકે છે. સોમવાર એ સપ્તાહના કાર્યનો પહેલો દિવસ છે. પહેલે દિવસે તમે જો સાચી દિશા લઇ લ્યો તો ભૂલા પડવાની તકલીફ ઊભી ન થાય. ખરી રીતે તો આપણે રવિવાર પણ એવી રીતે ગાળવો જોઇએ કે સોમવારને એ ગળ્યો બનાવી દે. કેટલાકને સોમવાર કડવા ઘૂંટડા જેવો લાગે છે; કારણ કે એ દિવસે કામનો કડવો જામ ભરાવો શરૂ થાય છે.

કાર્યમાં ગુંથાઇ જવાથી માનવી એની આજુબાજુના અંધકારને દૂર રાખી શકે છે. જગતનો એકેએક મોટો માણસ કાર્યથી ઉજળો બન્યો છે.

ખુદ વીજળીની શોધ કરનારો વૈજ્ઞાનિક, સતત કામ કરી, અંધારી રાતોમાં મગજ ચલાવી વીજળી શોધી શક્યો છે.

શોધ એણે કરી અને ચાંપ આપણે આજે ઉઘાડીએ છીએ અને ખંડમાં રોશનીનો ઢગલો ઊતરી પડે છે.

કાર્યનું આ પર્વ સોમવારથી શરૂ થાય છે. શનિવારે જો કોઇ કામ મેજ પર આવી પડે તો એને જમા થવા દઇ કહી દેવામાં આવે છેઃ

"સોમવારે હાથમાં લેશું." સોમવાર આ રીતે કાર્યની જ્યોત જગાવવા માટે મશહૂર બન્યો છે.

જેઓ રવિવારે સૂઇ રહે છે એમને સોમવારે જાગ્રત બનવું પડે છે. જાગૃતિના આ દિવસને જેમણે જતો કર્યો છે એમને પશ્ચાત્તાપ કરવો પડ્યો છે. ઘરસંસાર ચાલતો હોય તો આ સોમવારને કારણે; રવિવારને કારણે નહિ.

ભ્રાંતિમાં ભટકતો ઇનસાન સોમવારના સૂરજ સાથે વાસ્તવિક બની જાય છે. સોમવાર, ઘરની અંદર પણ વીજળી જગાડી દે છે.

ગૃહિણી સોમવારથી વહેલી જાગે છે; 'એમને' વહેલા કામ પર મોકલવા માટે એ, વહેલી રસોઇ રાંધે છે; ઘડિયાળનાં માન આ દિવસથી વધવા માંડે છે.

પરસેવાનું બિન્દુ ગણી આપવા માટેનો દિવસ-સોમવારથી નક્કી થાય છે.

પરિશ્રમ એ તો આજના જમાનામાં હરવા ફરવા માટેનો પરવાનો છે. પરિશ્રમ કરીને માનવી ગમે તે ક્ષેત્રમાં સાહસ કરી શકે છે. એટલે સોમવાર આ પરિશ્રમને પહેલો સાદ દેનારો દિન છે.

જેમનું મન કાર્યમાં નથી, જેમનું ચિત્ત પ્રવૃત્તિમાં પડ્યું નથી, જેમને 'કાંઇક'

ફરવાની તાલાવેલી નથી, એમને માટે સોમવાર એ એક મામુલી દિવસ છે. એમને માટે સોમ, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ–બધા એકસરખા છે.

અને જેમના પર સામાજિક અન્યાય ઊતરી પડયો છે એવા બેકારોને માટે સોમવાર સૌથી મોટો નિઃશ્વાસ છે.

બીજાઓ આ દિવસે કામ પર જાય છે, બેકાર આ દિવસે જાહેર બાંકડા પર બેસી, જાહેર બાગની ગોંદરી ઉપર બેસી, શહેરની પગથી પર બેસી, બીજાઓને 'રોજી' માટે જતા આવતા જુએ છે. બેકારના દિલમાં સોમવારનો કાંટો સંઘરાઇ રહે છે.

શનિવારની સંધ્યા ગુલાબ વેરે છે; કારણ કે રવિવારની ફુરસદની એ યાદ આપે છે. પણ સોમવારનું પ્રભાત સોનું વેરે છે, કારણ કે એ ઘરસંસાર ચલાવી આપવા માટેની યાદ આપે છે, કામની યાદ આપે છે.

શનિવાર એ જો સુગંધ છે તો સોમવાર સોનું છે. જેઓને સોનામાં સુગંધ મેળવતા આવડે છે એમને દિવસની સારવાર કરતાં આવડે છે એમ કહેવું જોઇએ.

( "વંદેમાતરમ "માંથી )

---

# છાશયજ્ઞ

## એક ઉપકારી પ્રવૃત્તિ

એક ભાઇ લખી જણાવે છે:—

ઉમરેઠમાં ગયા ઓક્ટોબર, ૧૯૪૨ થી કેટલાક સેવાભાવી મિત્રો તરફથી તાજી અને મધુરી છાશ લોકોને પૂરી પાડવાની પ્રવૃત્તિ હાથ ધરાઇ છે. આ મિત્રોએ હાલ તુરત છએક ભેંસો આણેલી છે, જેનું સરેરાશ બે મણ દૂધ નીકળે છે. આ બધું દૂધ મોરવાય છે, અને રોજ તાજી પ્રમાણસર બનેલી છાશ, આશરે ૮ થી ૯ મણ જેટલી, ગામમાં છ સાત કેન્દ્રો મારફતે, ૧ પૈસાની બશેર લેખે અપાય છે. આનો લાભ રોજ આશરે ૧૫૦ કુટુંબો–એટલે ૫૦૦ થી ૬૦૦ માણસો લઇ રહ્યાં છે. આજની હડહડતી મોંઘવારીમાં આ છાશનો અખતરો ગામલોકને એક આવશ્યક અને ઉપયોગી ખોરાકની વસ્તુ પૂરી પાડે છે, એટલું જ નહિ, પણ તે ગામલોકના સ્વાસ્થ્યને પોષવામાં અને અનાજની તંગીના દિવસોમાં અનાજ વાપરવામાં કંઇક અંશે રાહત આપવામાં ફળીભૂત થયો છે. કાર્યકર્તાઓ તરફથી થોડી વધારે ભેંસો લાવીને પણ આ અખતરાને વિસ્તારવાનો વિચાર ચાલી રહ્યો છે. આ ઉપરાંત, ભેંસો માટે તલનો ખોળ જરૂરી હોવાથી, તલ ખરીદીને ચોખ્ખું તેલ વાજબી ભાવે પૂરૂં પાડવાની પ્રવૃત્તિ પણ તાજેતરમાં હાથ ધરાઇ છે. દૂધને મોરવવાને પરિણામે જે માખણ થાય છે, તેમાંથી ગામના દરદીને, જરૂર હોય તો, યોગ્ય ભાવે, તે પ્રથમ અપાય છે. એમ કરતાં, જે બાકીનું માખણ રહે છે, તેની તાવણી કરીને ચોખ્ખું ઘી બનાવાય છે, જે કાર્યકર્તાઓ પરસ્પરમાં કે અન્ય રીતે, બજાર કરતાં રૂા. ૧૦) જેટલા વધારાના ભાવે ખપાવીને, અખતરાને દીર્ઘાયુષી બનાવવાનો પ્રયત્ન સેવે છે. ગામના દુઝણાંવાળાઓ કેવળ દૂધ વેચે છે. એ સંજોગમાં આ અખતરો ગામને આશીર્વાદ સમાન થઇ પડયો છે.

( આ અખતરો ગામેગામ અજમાવવા જેવો છે. ઉત્સાહી જુવાનોએ જરૂર આ પ્રવૃત્તિ ઉપાડી લેવા જેવી છે.–તંત્રી )

# સાક્ષર શ્રી ડુંગરસી ધરમસી સંપટ

**આજે અગ્રગણ્ય ગુજરાતી સામયિકોમાં ઘણાં જ થોડાં એવાં હશે, જેમાં છપાયેલા કોઈ ને કોઈ લેખના લેખક તરીકે શ્રી. ડુંગરસી ધરમસી સંપટનું નામ નહિ હોય. એવા એક પ્રખર સાહિત્યકારનું અનેક વ્યવસાયોમાં રોકાયેલા રહેવા છતાં સાઠ વર્ષની બુઝર્ગ વયે પણ સતત ઉદ્યોગશીલ અને પ્રેરણાપ્રદ જીવન દરેક સાહિત્યરસિકે જાણવા જોગ હોવાથી તે અહીં આપ્યું છે.**—તંત્રી.

**કુળ-જન્મ**—તેમના પિતાશ્રીનું નામ શેઠ ધરમસિંહ વલ્લભદાસ અને માતાનું નામ રતનબાઇ, જ્ઞાતિ ભાટીયા ક્ષત્રિય, ગોત્રઃ અત્રિ, નુખ ( અટક ) સંપટ. કુળઃ નાનજી-આણી, ધર્મઃ વૈષ્ણવ. ધંધોઃ વ્યાપાર. જન્મસ્થાન કચ્છ—અંજાર છે.

તેમના પિતાશ્રી શેઠ અમરચંદ માધવજીની પ્રખ્યાત વ્યાપારી પેઢીમાં ભાગીદાર હતા. તેઓશ્રી પણ સાહિત્યના વ્યાસંગી અને શોખીન હતા અને એમનો પ્રિય વારસો તેમનામાં એટલે કે શ્રીમાન ડુંગરશીભાઇમાં ફાલ્યો ફૂલ્યો લાગે છે. તેમને બે ભાઇઓ છેઃ એકનું નામ શ્રી. સુંદરદાસ અને બીજાનું નામ લીલાધર. એક પુત્ર છે, જેમનું નામ શ્રી. મૂલરાજ છે. તેમને ત્યાં પણ બે પુત્રો છે અને બે પુત્રીઓ છે. વળી તેમને એક પુત્રી છે, જેમનું નામ ઇન્દિરાબાઇ છે. તેમને ત્યાં પણ એક પુત્ર અને પુત્રી છે. વેલાબાઇ નામનાં એક બહેન તેમને હતાં, જેમનો સ્વર્ગવાસ થયેલો છે. તેમને એક પુત્ર છે, જેમનું નામ શેઠ શામજી સુંદરદાસ છે તેઓ કલીકટમાં મોટા વ્યાપારી છે, અને હાલમાં ડિફેન્સ ઑફ ઇન્ડીઆ એક્ટ નીચે સરકારના મહેમાન બની વેલોર જેલમાં વસે છે.

તેમનો જન્મ સંવત ૧૯૩૮ ના અષાડ સુદી ૫ ને સોમવારે થયો છે એટલે એ હિસાબે ગણતાં તેમને સાઠ વરસ થયાં છે. એ કહેવું અસ્થાને નહિ લેખાય કે ઘણા માણસો સાઠ વરસે તો હતાશ થઇ જાય છે અને જીંદગીથી કંટાળે છે, જ્યારે શેઠ ડુંગરશીભાઇ સંપટ પ્રભુકૃપાએ અને તેમણે જાળવેલા આરોગ્યાદિના કડક નિયમપાલનને લીધે બિલકુલ તંદુરસ્ત છે, અને આજે ભલભલા જુવાનને હલાવી અને હઠાવી નાખે એવી અજબ શક્તિ ધરાવે છે; તેમનું મનોબળ મજબૂત છે.

**અભ્યાસ**—ગુજરાતી અભ્યાસ પૂરો કર્યા પછી તેઓ અંગ્રેજી કેળવણી માટે કલકત્તા ખાતે અંગ્રેજી શાળામાં દાખલ થયા હતા. અને સંજોગો મુજબ તેમણે ત્રીજા કલાસ સુધી અભ્યાસ કર્યો છે. તેઓ બાકીનાં વર્ષોમાં ઉત્તરોત્તર અંગ્રેજી અભ્યાસ વધારતા ગયા અને આજે તેઓ સારી રીતે અંગ્રેજી જ્ઞાન ધરાવતા થઇ ગયા છે. વળી અંગ્રેજીમાં લેખો પણ લખી પ્રગટ કર્યા છે. ઉપરાંત સારા સારા અંગ્રેજી લેખકોનાં પુસ્તકો તેમણે અભ્યાસની નજરે વાંચેલાં છે.

**ધંધાદિ પ્રવૃત્તિમાં પ્રગતિ**—સંવત ૧૯૫૯માં તેઓ ૨૧ વરસની ઉમ્મરે શેઠ અમરચંદ માધવજીની પેઢીની રંગુન ઓફિસમાં જોડાયા કે જ્યાં તેમના પિતાશ્રી ભાગીદાર

હતા અને તેઓ પેઢીનો વહીવટ કરતા હતા. તેમણે ધીમે ધીમે વ્યાપારમાં કુશળતા મેળવી અને તેમના પિતાજી નિવૃત્ત થતાં આ પેઢીના તેઓ ભાગીદાર બન્યા.

રંગુન, કલકત્તા, કરાંચી, કોલમ્બો, અકયાબ, અને મોલ્મીન ખાતે તેમણે પેઢીનું કામ ખંતપૂર્વક અને હોંશિયારીથી ચલાવ્યું. સાથે પોતાની સ્વમહેનતથી ધન પણ ઉપાર્જન કર્યું. સં. ૧૯૮૨ માં પોતાના પુત્ર અને ભાઇના નામથી કરાંચીમાં મૂળરાજ લીલાધરની કું. એ નામે કંપની સ્થાપી. કેટલાંક વર્ષો આ કંપની ઉપર જાતિ દેખરેખ રાખી વહીવટ કર્યા પછી તેઓશ્રી હાલમાં વ્યાપારાદિ વ્યવસાયમાંથી–જાતિ દેખરેખમાંથી નિવૃત્ત થયા છે, અને પોતાનો તમામ વખત ધર્મ ધ્યાન અને સાહિત્યસેવામાં તેમ જ અન્ય સામાજિક કાર્યોમાં પસાર કરે છે.

**પ્રવાસયાત્રા**—તેમણે આખા હિન્દુસ્તાનની મુસાફરી કરી છે. મૂળથી જ્ઞાન મેળવવાની આકાંક્ષા અને તેમાં મુસાફરી–યાત્રા કરવાનો યોગ મળવાથી તેમને ઘણું ઘણું જાણવા અને જોવાનું મળ્યું છે, અને એની અસર તેમના જીવન ઉપર થઇ છે. હિમાલયનાં ચારે યાત્રાનાં ધામો, અમરનાથની યાત્રા અને હિન્દમાં અન્ય સ્થળે આવેલાં હવા ખાવાનાં સ્થળોની તેમણે મુસાફરી કરી એ અપૂર્વ દૃશ્યોનો આનંદ મેળવ્યો છે. મુખ્યત્વે રીતે ગણાવતાં લંકા, બ્રહ્મદેશ, અને કાશ્મીર, બંગાળ, ગુજરાત, મધ્યપ્રાંત, રાજપૂતાના, બિહાર, મહારાષ્ટ્ર, મલબાર, મદ્રાસ, સંયુક્ત પ્રાંતો, સરહદ પ્રાંત, પંજાબ, ઓરિસા વગેરે દરેક પ્રાંતમાં તેઓ ફરી આવેલા છે.

**જાહેર પ્રવૃત્તિઓ**—ધંધાને અંગે આમ તેમને અનેક સ્થળોએ મુસાફરીઓ કરવી પડી છે તેમ સ્થાયી પણ રહેવું પડેલું છે. જ્યાં જ્યાં તેમને સ્થાયી રહેતાં સમય મળેલો ત્યાં ત્યાં તેમણે જાહેર કામકાજોમાં ઉલટભેર ભાગ લીધેલો છે. એ જાહેર કાર્યોમાં મુખ્યત્વે નીચે પ્રમાણે ગણાવી શકાય છેઃ—

પ્રમુખ—કોલંબો રાઇસ મરચંટ એસોસીએશન,
પ્રમુખ—કચ્છ વેપારી મહામંડળ,
સ્વાગતપ્રમુખ—૧૩ મી ગુજરાતી સાહિત્ય પરીષદ,
સભ્ય—કરાંચી બાયર્સ–શીપર્સ ચેમ્બર્સ,
ઉપપ્રમુખ—ઇન્ડીઅન મરચંટ એસોસીએશન-કરાંચી,
પ્રમુખ—ગુજરાતી સાહિત્ય સભા–કરાચી,
પ્રમુખ—કચ્છ સાહિત્ય સભા.

**લેખનવ્યવસાય**—તેમના શુભ હસ્તે ઘણાં પુસ્તકો તૈયાર થઇ પ્રસિદ્ધિ પામી લોકપ્રિય બનેલાં છે. ઘણાં પુસ્તકોની એકથી વધુ આવૃત્તિઓ પણ થઇ છે, હજુ બીજાં ઘણાં પુસ્તકો બને તેટલું લખાણ અન્ય પત્રોમાં છપાવલું તેમ જ અણછપાયલું તેમની પાસે છે, ઉપરાત નવું લખાયે જાય છે અને છપાયે જાય છે.

અત્યાર સુધીમાં જુદાં જુદાં પત્રોમાં તેમણે વિવિધ વિષયના બે હજાર લેખો લખેલા છે. જેમાં રાજકારણ, ધર્મકારણ, વ્યાપાર, સામાજિક પ્રશ્નો વગેરે બાબતો આવી જાય છે. તેમની એક લાંબી વાર્તા "કચ્છનો ક્રોમવેલ ફતેહમહમદ" એ નામે જાણીતા "શારદા" માસિકમાં આઠ વર્ષો થયાં નિયમિત છપાય છે, જે હજુ પણ કેટલોક સમય એ વાર્તા ચાલશે. આ એમની લેખનપ્રવૃત્તિ ઉપરાંત એમણે રચેલાં, અને બહાર પડેલાં પુસ્તકો નીચે મુજબ છેઃ—

હિમાલયનો પુણ્ય પ્રદેશ, ભાટીયા જ્ઞાતિમાં પ્રવર્તી રહેલી બેકારીનાં કારણો, ભાટીઆ વહાણવટું, કચ્છનું વેપારતંત્ર, સ્ત્રીઓનું આરોગ્ય, હિન્દની ગરીબાઇ, હિન્દમાં બેકારી, કેમ અને ક્યારે? હુન્નર અને ઉદ્યોગ, મહારાજ્યોની યુદ્ધશક્તિ, સંસ્કારલક્ષ્મી, હુંડીઆમણુ, જાપાન, પ્રતાપી પૂર્વજો, સિંગાપુર, ડચ ઇસ્ટ ઇન્ડીઝ, ઓસ્ટ્રેલીઆ વગેરે.

આ સિવાય બીજાં પુસ્તકો પણ છે. તેઓશ્રી દરમાસે ગુજરાતી વર્તમાનપત્રોમાં નિયમિત રીતે લેખો લખી મોકલે છે, જેની સંખ્યા ૪૫ લેખોની હાલ થાય છે. ( સાંભળવા પ્રમાણે તેઓ લેખો મોકલવામાં એટલા નિયમિત હોય છે કે ભાગ્યે જ એ સામયિકને એ લેખ મોડો મળ્યો હોવાના કારણે આવતા અંક પર મુલતવી રાખવો પડ્યો હોય. —તંત્રી )

તેઓશ્રી જે પત્રોમાં લખાણુ લખે છે તે પત્રોનાં મુખ્ય નામો નીચે પ્રમાણે છેઃ—

કલકત્તા ખાતેથી પ્રગટ થતા 'વેલફેર' શ્રી રામાનંદ ચેટરજીના તથા વૈદક મેગેઝીનમાં. લાહોરનાં તેમનાં ૩૮ લખાણો અંગ્રેજીમાં પ્રગટ થએલાં છે.

મુંબઇ : ગુજરાતી, મુંબઇ સમાચાર, સાંજવર્તમાન, પ્રવાસી, તેજછાયા, જીવનવિકાસ, ભાટિયા યુવક, ફોર્બસ સભાનું ત્રિમાસિક, વિમાજગત.

અમદાવાદ : સ્ત્રીબોધ, કુમાર, પ્રસ્થાન, બુદ્ધિપ્રકાશ, વૈદ્યકલ્પતરુ, યુગધર્મ, નવરચના, ઊર્મિ, આરામ સર્વોદય, બાલસખા, સંદેશ, ગુજરાત સમાચાર.

કરાંચી : મહાગુજરાત, પારસી સંસાર, અમન-ચમન, સિન્ધ ઓબઝરવર, હંસ, ઇન્ડીઅન મરચંટ જર્નલ, આરોગ્ય સિંધુ, આગેકદમ, વસુંધરા, આવતી કાલ.

કલકત્તા : વેલ્ફેર, અમૃતબઝાર, નવરોજ.

વડોદરા : નવચેતન, શારદા, આરોગ્ય, વ્યાયામ, સુવાસ, બાળક, બાલજીવન, ભારતવર્ષ, ( ત્રિમાસિક ).

વાચક સમજી શકશે કે તેમની પ્રવૃત્તિ કેટલી વિશાળ છે! આજના જમાનાના જુવાનનું તો આ નામાવલી વાંચીને મગજ જ ફરી જાય!

તેમણે વાંચી વિચારેલાં પ્રસિદ્ધ દેશી ભાષા સિવાયના લેખકોનાં અંગ્રેજી પુસ્તકોની સંખ્યા પણ સારા પ્રમાણમાં છે. મુખ્ય લેખકોમાં શેક્સપીઅર, ડીકન્સ, થેકરે, વેલ્સ, જવાહરલાલ, ગાંધીજી, બાઇરન વગેરે લેખકોનાં પુસ્તકો તેમણે વાંચેલાં છે.

**શ્રી ગલીઆરા પ્રાઇઝ**—રંગુનના આ સાહિત્યરસિક અને ધનિક ગૃહસ્થ સાહિત્ય-સંસારમાં જાણીતા છે. તેમણે સાહિત્યસેવકોની કદર કરવા માટે પોતાના તરફથી સોનાના ચાંદનું પારિતોષિક કાઢેલું છે, જે મેળવવાનું માન તેમને મળેલું છે.

**દિનચર્યા**—ભલભલા જુવાનને દિગ્મૂઢ બનાવી દે અને બીજાઓને પણ વિચાર કરતા કરી દે એવો એમનો દિનચર્યાનો ક્રમ છે. જો કે વિસ્તારભયના લીધે તેને વધુ વિસ્તૃત ન લખતાં સાદી રીતે આ નીચે આપ્યો છેઃ—

પ્રાતઃકાળે ૬ વાગે ઉત્થાન, ૬-૩૦ થી ૭ શીર્ષાસન. ૭ થી ૭॥ કસરત, ૭॥ થી ૮ તેલમાલીસ અને ઠંડા પાણીથી સ્નાન, ૮ થી ૯॥ ચાર માઇલ ફરવું, ૯॥ થી ૧૧ લેખન-પ્રવૃત્તિ ૧॥ થી ૪॥ પેઢી ઉપર જવાનું, જોડીઆ બજારમાં, ૪॥ થી ૫॥ ૩ માઇલ ફરવું, ૫॥ થી ૭॥ લેખન, ૮ થી ૮॥ ભોજન, ૮॥ થી ૯॥ વાચન, ૮॥ પછી શયન.

**પ્રિય આહાર**—દૂધ, શાકભાજી અને ફળો ઉપર તેમને ભારે શોખ છે; જ્યારે બીજો આહાર અલ્પ પ્રમાણમાં છે. ઉપર જે ભોજનના વખતમાં ૩૦ મિનિટ જણાવેલ છે તેનું કારણ આ જ છે.

**પ્રિય પુસ્તક**—તેમણે અનેક પુસ્તકો સાવંત વાંચ્યાં છે એટલું જ નહિ પણ ઘણાંયે પુસ્તકો વિચાર્યાં છે. પરન્તુ એમાં એમના જીવન ઉપર સ્થાયી અસર કરી શાંતિપ્રેરક પુસ્તક તો "શ્રીમદ્‌ભગવદ્‌ગીતા" છે. તેઓ હંમેશાં તેનો પાઠ કરે છે, મનન કરે છે. ઉપરાંત ઉપનિષદો અને તુલસીકૃત રામાયણ પણ વખતોવખત વાંચે છે અને વિચારે છે.

"પ્રીત ગુંજનઃ સંતોનાં ભજનો"

**જીવન આદર્શ**—પરમાત્માની ભક્તિ, શારીરિક આરોગ્ય, માનસિક પવિત્રતા અને લોકકલ્યાણ માટે પ્રાર્થના.

**સાર્વજનિક સખાવતો**—પ્રભુકૃપાએ તેઓ શ્રીમંત છે અને સાથે સાથે દિલના ઉદાર છે; તેમનાં કોમી દાન અને સાર્વજનિક હિત માટે કરેલ સખાવતોની નોંધ મુખ્યત્વે આ નીચે આપવામાં આવી છેઃ—

(૧) શ્રીમતી રતનબાઈ ધરમશી કન્યાશાળા અંજાર—શાળાનું મકાન બંધાવી આપેલું છે.

(૨) શેઠ ધરમશી વલ્લભદાસ હાઈસ્કૂલ અંજાર માટે મકાન બંધાવી આપવા રૂ. ૩૫૦૦૦ રોકડા આપ્યા છે.

(૩) શેઠ ચાંપસી વલ્લભદાસ હોમીઓપથી ફ્રી દવાખાનું અંજારમાં પોતાના ખર્ચે બાંધેલ છે, જ્યાં પાસ થયેલ ડૉકટરના કુશળ કારોબાર હેઠળ તે ચાલે છે.

(૪) અંજારમાં ગીતા મંડળ સ્થાપેલ છે, જ્યાં દરરોજ ગીતાજીની કથા થાય છે.

(૫) શેઠ વલ્લભદાસ દ્વારકાદાસ સંસ્કૃત પાઠશાળા અંજારમાં સ્થાપવામાં આવેલી છે, જ્યાં વિદ્યાર્થીઓ વગેરે સંસ્કૃતનું શિક્ષણ લઈ રહેલ છે. ગરીબ વિદ્યાર્થીઓ માટે ખાસ સ્કૉલરશીપો તેમના તરફથી આપવામાં આવેલી છે, જેનો આંકડો બે હજાર રૂપીઆ થાય છે.

એકંદરે આ કેળવણીવિષયક શુભ કામમાં તેમણે લગભગ એક લાખ રૂપીઆની સખાવતો કરી છે. સિવાય પ્રસંગે પ્રસંગે નાની મોટી બીજી સખાવતો પણ તેમણે કરેલી છે.

ગમરર થવા જેવું તો એ છે કે તેમના આ સર્વે શુભ પ્રયાસોમાં તેમના ભાઈઓ શ્રી. શેઠ સુંદરદાસ અને લીલાધર સંપૂર્ણ સહકાર આપે છે.

એક સુભાષિત છે કેઃ—

'चलं वित्तं चलं चित्तं चलं जीवित यौवने ।
चलाचलमिदं सर्व कीर्ति यस्य स जीवति ॥'

**બીજાં શુભ કાર્યોમાં સેવા**—૫૦૦૦, ૪૫ મી કોંગ્રેસ માટે ફંડ એકઠું કરી મોકલી આપેલું.

૨૦૦૦૦ કોંગ્રેસ તરફથી ખોલવામાં આવેલી હૉસ્પિટલ માટે તેમણે મિત્રો સાથે મળી પીસેક હજારનું મોટું ફંડ એકઠું કર્યું હતું.

૪૦૦૦ કચ્છ દુકાળ ફંડ માટે મેળવ્યા હતા. આ સિવાય નવચેતન, શારદા માટે ફંડ ખોલી સારી રકમ એકઠી કરી મોકલાવી અપાઇ છે.

સિંધ રેલ ફંડ અને કવેટા ધરતીકંપ માટે ફંડ ખોલી મદદ મોકલાવી હતી.

એઓશ્રીનું એક વિસ્તૃત જીવનવૃતાંત લખાય તો તેમાંથી ઘણું જાણવાનું મળે તેમ છે.

**ઉપસંહાર**—તેમનું સંક્ષિપ્ત જીવનવૃત્તાંત અહીં પૂરું કરતાં અમારી તે પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે કે સાક્ષર શ્રી શેઠ ડુંગરસી ધરમસી સંપટને સુખરૂપ જીવન પસાર કરાવે, દીર્ધાયુ બક્ષે. ઇતિ શિવમ્. **મંગળદાસ ભાઇદાસ દલાલ**

---

# સુરતનો વીર નાખુદો રતનચંદ

એકસો ત્રીસ વર્ષ પહેલાંની આ વાત છે. ઇ. સ. ૧૮૧૩ના જાન્યુઆરી માસમાં, સુરતની અદાલતમાં ચાલેલા એક મુકદ્દમામાં પડેલી એક જુબાની તથા અદાલતી ચુકાદામાંથી નીચેની કથા ફલિત થાય છેઃ—

એ જમાનામાં ફ્રેંચ અને વલંદા વેપારીઓ વહાણો લઇ હિંદના કિનારે ઊતરી પડતા અને હિંદમાંથી માણસોને પકડી ગુલામો તરીકે લઇ જતા. મધદરિયે ગયા પછી આ પકડેલા માણસો કાયદેસરના ગુલામો બની જતા.

ઇ. સ. ૧૮૧૨માં કચ્છમાં ભારે જબરો દુકાળ પડ્યો. એ કાળે મિસરના સુલતાન મહમદઅલી પાશાને માટે ગુલામ ખરીદવાને સુનરેકટ નામનો ફ્રેંચ સોદાગર સિંધમાં મજૂરી આપવાને બહાને પુરુષો, સ્ત્રીઓ ને બાળકોને વહાણ ઉપર ચડાવી દેતો. એવી રીતે એક વહાણ તો ભરાઇને ચાલ્યું પણ ગયું.

બીજા વહાણમાં રજપૂત કોમના ૧૨ રજપૂત મરદ, ૪૨ રજપૂત જાતની સ્ત્રીઓ ને ૪૮ છોકરાં હતાં. આ વહાણ કચ્છને કાંઠેથી ઉપડીને સુરત બંદરે ખોરાકીની ખરીદી કરવાને નાંગર્યું. જેને ગુલામ તરીકે પકડયા હતા તેમને કાંઇ છુટાં તો રાખવામાં આવે નહિ, છતાં તક મળતાં એમાંથી બાર વર્ષનો એક છોકરો ભાગી છૂટયો. ગુલામ નાસી જાય તો તેને પકડીને એના માલીકને જ સુપ્રત કરવો એવો કાયદો હતો; એટલે બે દિવસનો ભૂખ્યો છોકરો સંતાતો છુપાતો કયાંક પેટની પીડા શમાવવા માટે કામ જોવા લાગ્યો.

સુરત બંદરમાં એ વખતે કચ્છ મુંદ્રાનો વતની નામે રતનચંદ નાખુદો હતો ( કચ્છ મુંદ્રામાં આજે એના વારસદાર પણ હશે )—છોકરાએ એની પાસે જઇને ખાવાનું માગ્યું. રતનચંદે છોકરાને ખાવા આપ્યું. ખાતાં ખાતાં છોકરાએ રતનચંદને વાત કરી કે આપણા કેટલાક માણસોને પકડીને ગુલામ તરીકે પરદેશ લઇ જાય છે. બંદરમાં નાંગરેલા આરબ જહાજમાં એ સો છે. એમના ઉપર બહુ જુલમ થયો છે. પુરુષોને ઢોરની જેમ મારે છે, ઓરતોની લાજ લૂંટે છે ને છોકરાંઓને તો બે બે ત્રણ ત્રણ દિવસ ભૂખ્યાં રાખે છે.

છોકરાની વાત સાંભળીને રતનચંદનું માથું એકદમ ઉશ્કેરાઇ ગયું. પોતાના દેશના માણસો ઉપર આટલો જુલમ ! અને સીતમગર વહાણ અહીં એની આંખ સામે નાંગર્યું પડ્યું છે !

રતનચંદ તો છોકરાને લઈને પિયરસન સાહેબ ( આ પિયરસનનો હોદ્દો જણાતો નથી, પણ કોઈ વગદાર કે પછી મુખ્ય વહીવટી અમલદાર હશે એમ લાગે છે ) પાસે ગયો અને એમની પાસે પોતાના દેશવાસી ભાઈઓને છોડાવવાની મદદ માગી.

પિયરસન સાહેબે જવાબ આપ્યો: " કાયદાથી આપણે કંઈ કરી શકીએ નહિ. એ લોકોની પાસે ગુલામો પકડવાનો પરવાનો છે. વળી મિસરની સરકાર ને બ્રિટિશ સરકાર સાથે આપણો દેશ સારા સંબંધમાં છે. એટલે એમની પ્રજાજનોના કાયદેસર અધિકારના ભોગવટાની વચમાં આપણાથી વચ્ચે પડાય નહિ. "

રતનચંદ છોકરાને આંગળીએ પકડીને પાછો ફરતો હતો. એટલામાં પિયરસને કહ્યું: ' નાસી છૂટેલા ગુલામને પકડીને એના માલિકને સ્વાધીન કરવો જોઈએ. ' એમ કહીને છોકરાને પકડાવી દીધો. ને છોકરાની આજીજી, બૂમબરાડા, રોકકળ છતાં એને આરબ વહાણુ ઉપર મોકલાવી દીધો.

રતનચંદ સીધો બંદર ઉપર ગયો ને બંદરમાં ચાર પાંચ કચ્છી ખારવા હતા તેમને એણે એકઠા કર્યા. એકઠા કરીને કહ્યું: " આપણે છ છ ભાઈઓ અહીં જીવતા બેઠા છીએ, છતાં આપણી બેતાલીસ બહેનોની આજે લાજ લુંટાઈ જાય છે. ધિક્કાર છે આપણને ! ભાઈઓ, મૂછ મુંડાવી નાખો " ખારવાઓ એ સાંભળીને ઉશ્કેરાયા, રતનચંદ કહે તેમ કરવા તૈયાર થયા. રતનચંદે કોટવાલને અરજી કરી. પણ એની વાત કોઈએ સાંભળી નહિ.

આરબ વહાણુ તો પોતાનું કામ પતાવીને બે દિવસના રોકાણુ પછી ઉપડ્યું. એ દરમ્યાન વહાણુમાંથી ચીસો ને રોકકળ બહાર કાંઠે સંભળાતી હતી. ને ' રતનચંદ ' એ ચીસોનાં ઝેર પીતો પીતો કાંઠેજ બેઠો હતો. આરબ વહાણુ ઉપડયું ને દેખાતું બંધ થયું એટલે બંદરમાં એક કચ્છી વહાણુ હતું. એ વહાણે આરબ જહાજનો પીછો પકડયો.

સુરત બંદરથી બાર તેર માઈલને અંતરે રતનસિંહ આરબ વહાણને આંબી ગયો. મધદરિયે રતનસિંહ ને એના સાગરીતોએ ઝપાઝપી કરી. સારી જેવી મારામારી કર્યા પછી કેદીઓને એણે પોતાના વહાણુ ઉપર ચડાવ્યા. પોતાના બે સાગરીતો સાથે એણે એ બધાં માણસોને વગેસગે કરી દીધાં. એવાં કે એમાંથી કોઈકે રતનચંદનાં બે સાગરીતો ભારે તપાસ કર્યા છતાં પણ હાથ ન આવ્યાં.

આરબ જહાજે પાછા ફરીને મધદરિયે ચાંચિયાગીરી કરવાની રતનચંદ સામે ફરિયાદ કરી. રતનચંદ અને એના સાગરીતોને પકડવામાં આવ્યા. ઈ. સ. ૧૮૧૩ ના જાન્યુઆરી માસમાં એમની સામે સુરતની સદર અદાલતમાં મુકદ્દમો ચાલ્યો. મીસરના સુલતાન મહમદ પાશાએ પણ આ બનાવ માટે ને પોતાની મિલકતની આવી ગેરવલે કરવા માટે રતનચંદ સામે આંતરરાષ્ટ્રીય ધોરણે મદદ માગી.

રતનચંદ ને એના એક સાગરીત અણુને ફાંસીની સજા થઈ. બીજા બે સાગરીતોને જેલની સજા થઈ.

પણ સુલતાન મહમદ પાશાના શબ્દોમાં કહીએ તો " મારી અરજ ઉપર તત્કાલ ધ્યાન આપવામાં આવ્યું એ માટે હું અહેસાનમંદ છું; પણ મારા ગુલામોમાંથી કોઈ પણ ગુલામ મને પાછો મળી શક્યો નથી એ વાતનો મને ખેદ થાય છે. " *

—ગુણવંતરાય આચાર્ય

---

* " વંદેમાતરમ્ "માંથી.

# આવતા માસની કાર્યદિશા

૧ વેકેશનમાં મોટી ઉંમરના વિદ્યાર્થીઓની સહાયથી પ્રાંત, કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોનાં પુસ્તકોની મેળવણી કરી વ્યવસ્થિત ગોઠવી કમી કરાવવા જેવાં પુસ્તકોની યાદી તૈયાર કરી કમી કરાવવા તજવીજ કરવી.

૨ પ્રૌઢ શિક્ષણ દ્વારા તૈયાર થયેલા શિક્ષિતો તેમજ શાળામાંથી ભણી ઊઠી ગયેલાં બાળકોમાં વાચનપ્રચાર કરવા ઘટતા ઇલાજો તમામ સાર્વજનિક પુસ્તકાલયોએ ઘડી, તેમને જામીનગીરી સિવાય બાળોપયોગી પુસ્તકો આપવા તજવીજ કરે; જેથી ભણેલું ભૂલી ન જાય.

૩ કસ્બા પુસ્તકાલયોએ બીજા હપ્તાનાં બીલો જુન સુધીમાં મોડામાં મોડાં મોકલવાં.

૪ ત્રિમાસિક નિવેદનો તા. ૫ મી મે સુધીમાં જૂથ મંડળોએ એકત્રિત કરી મહાલ મંડળમાં મોકલવાં અને મહાલ મંડળોએ એ હકીકત ખાતા તરફ તા. ૧૫ મી પહેલાં મોકલવી. કડી મહાલ મંડળનો દાખલો બીજા મહાલ મંડળો લે. અને અરસપરસ સહકારથી કામ કરે. જો મહાલ મંડળનું કામ શિથિલ હોય તો પરભાર્યાં નિવેદનો મોકલો.

૫ 'પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોની દેખીતી ખોટ' અને બીજાં પુસ્તકાલયોના કાર્યના સ્વાનુભવના હેવાલો, આ માસના અંકમાંથી ખાસ વાંચો અને તે વિષે ચર્ચા કરો.

વડોદરા,
તા. ૯-૪-૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૨૫ સને '૪૨-૪૩

## વિષય

**કસ્બા પુસ્તકાલયોમાં જુદા જુદા વિષયોનાં પુસ્તકો ખરીદવા બાબત.'**

**સારાં પુસ્તકોની ઉણપ**

કસ્બા પુસ્તકાલયની તપાસણીમાં જણાયું છે કે પુસ્તકાલયોમાં ગુજરાતી ભાષા તેમ જ અને બીજી દેશી ભાષાનાં તેમજ અંગ્રેજી ભાષાનાં ઉપયોગી પ્રકાશનો તેમનાં પુસ્તકાલયોમાં ઘણાં ઓછાં ખરીદાય છે અને કેટલેક સ્થળે તો કસ્બા પુસ્તકાલયોની શરૂઆતમાં ખરીદાયેલાં અંગ્રેજી સારાં પુસ્તકો પછી ઘણાં વર્ષો સુધી તેમાં ઉમેરો થયો જ નથી. અને જે કંઈ ઉમેરો થાય છે તે કસ્બાની વધુ જ્ઞાન ધરાવનારી જનતાને પૂરતાં હોતાં નથી તેમજ દેશી ભાષાનાં જે પુસ્તકોની વધુ માગણી હોય તેની વધુ પ્રતો પણ ખરીદાતી નથી. જેથી પુસ્તકપસંદગી કરવા માટે નીચેની મહત્ત્વની સૂચનાઓ કરવામાં આવે છે. તેનો અમલ ચાલુ સાલથી કરવા અમે ગ્રંથપાલ, મંત્રી અને વ્યવસ્થાપકોનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ.

કસ્બાનાં પુસ્તકાલયોમાં પુસ્તકો વધુ પ્રમાણમાં ખરીદવા માટે નીચેની સૂચનાઓનો અમલ કરવો ઇષ્ટ છેઃ—

**પુસ્તકો વધુ પ્રમાણમાં વસાવવા માટે મહત્ત્વની સૂચનાઓ**

(૧) ગ્રંથપાલે પોતે એક ફાઈલ રાખવી અને તેમાં એક માસ પછી જૂનાં થયેલાં માસિકો, દૈનિકો અને સામયિકોમાં આવેલા અભિપ્રાયોવાળાં લખાણોની કાપલીઓ કાપી લઈ સંગ્રહ કરવો અને તેનો ઉપયોગ પુસ્તક પસંદ કરતી વખતે કરવો.

(૨) 'પુસ્તકાલય' માસિકમાં આવતા પરિચયવિભાગ, નવીન ફાલ તથા ખાતા તરફથી થતી ભલામણો અને પુસ્તકયાદીઓ જોવી અને પુસ્તકો પસંદ કરવાં.

(૩) મધ્યવર્તી પુસ્તકાલય ખાતાનાં વાર્ષિક નિવેદનો જે દરેક કસ્બાને મળે છે તેમાં મધ્યવર્તી પુસ્તકાલયે ખરીદેલી પુસ્તકયાદીઓ જોવી અને પુસ્તક પસંદ કરવાં.

(૪) આજ્ઞાપત્રિકામાં નવીન ખરીદાયેલાં પુસ્તકોની પ્રસિદ્ધ થતી યાદીઓ ઉપરથી પણ જરૂરી પુસ્તકો તારવવાં.

(૫) વાચકો તરફથી સૂચનાઓ આવે તેનો યોગ્ય વિચાર કરવો.

(૬) વર્તમાનપત્રો ખાતે થતો વધારાપડતો ખર્ચ કમી કરવાની ચોક્કસ નીતિનો અમલ કરવો.

(૭) વર્ષની શરૂઆતમાં પાછલા વર્ષ પરથી ઉપર પ્રમાણે થયેલી યાદીઓ પરથી પુસ્તક પસંદ કરી, આખા સમાજનો જુદા જુદા દષ્ટિકોણથી ખ્યાલ કરી ધર્મ, નીતિ, અર્થશાસ્ત્ર, સાહિત્ય, સમાજશાસ્ત્ર (રાજનીતિ)ને લગતાં પુસ્તકો તથા બાળકો અને સ્ત્રીઓને ઉપયોગી પુસ્તકો ભાષાવાર જરૂર પ્રમાણે ખરીદ કરવાં. જ્યાં સ્વતંત્ર મહિલા અને બાલપુસ્તકાલય ન હોય ત્યાં બાલોપયોગી પુસ્તકો ખરીદવા ખાતાની ૪-૯-૪૧ ની સૂચના નં. ૪, ૪૧-૪૨ પ્રમાણે પુસ્તકો વસાવવાં.

(૮) અધ્યયન વિભાગને ઉપયોગી એવાં અંગ્રેજી પ્રકાશનો પણ મોટા કસ્બા પુસ્તકાલયોએ જેવાં કે મહેસાણા, અમરેલી, જયસિંહરાવ લાયબ્રેરી, કડી, પાટણ, વિસનગર, સિદ્ધપુર, નવસારી, ગણદેવી, બીલીમોરા, પેટલાદ, વસો, ડભોઈ, સંખેડા, વ્યારા વગેરે કસ્બાઓએ અવશ્ય વસાવવાં તજવીજ કરવી. ( નાના કસ્બાઓએ મોટા કસ્બાઓ પાસેથી સહકારના ધોરણે જરૂરી પુસ્તકો વાંચવા માટે અમુક મુદત માટે મંગાવી પરત કરવાની યોજના પણ દાખલ થઈ શકે. )

(૯) પુસ્તકો ખરીદવામાં કોઇ વ્યક્તિ વિક્રેતા અગર જુદી જુદી સંસ્થાઓ તરફથી મંગાવતાં સંસ્થાને વિશેષ ખર્ચ થવા સંભવ છે. તો તેમણે શક્ય હોય ત્યાં તમામ પુસ્તકો પુસ્તકાલય સહાયક સહકારી મંડળ દ્વારા ખરીદવાથી જોઈતાં પુસ્તકો જે પ્રાપ્ય હશે તો સહેલાઇથી મળશે.

(૧૦) વ્યવસ્થાપક સમિતિની પુસ્તક પસંદ કરનાર સમિતિએ આગળ વધતા જતાં યુગનો ખ્યાલ રાખી બધાં જ હળવાં પુસ્તકો પસંદ ન કરતાં ચિરકાલ પર્યંત ઉપયોગી થઇ પડે એવું સાહિત્ય વસાવવા ધીરા પણ ચોક્કસ પ્રયાસો આદરવા વિનંતિ છે.

વડોદરા,<br>
તા. ૧૮-૩-૪૩

ઉ. મો. પટેલ<br>
મદદ-વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૨૬ સને '૪૨-૪૩

## વિષય

### ઊઠી ગયેલાં બાળકોમાં વાચનપ્રચાર વધારવા

ગામડાં અને કસ્બાઓની પ્રાથમિક શાળામાં હવે વાર્ષિક પરીક્ષાઓ પૂરી થઇ જવા આવી છે. છેલ્લાં દશ વર્ષથી આપણે વર્ગ ૪ અને તે ઉપરાંત ભણી ઉઠી ગયેલા બાળકોને વાચન આપવાની જોગવાઇ આપણાં પુસ્તકાલયોમાં રાખી છે. અને તે માટે યાદીઓ પણ સંપૂર્ણ રાખવા અમે પ્રાથમિક શાળાના મુ. શિ. તથા સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓને વિજ્ઞપ્તિ કરી છે. રા. મહાલ શાળાધિકારી સાહેબો પણ આ વિષે પોતાની ફેરણીમાં જાય ત્યારે આ બાબત ખાસ જોતા રહેતા હશેજ, જેથી પ્રાથમિક શિક્ષણમાં વર્ગ ૪ સુધી પહોંચેલા ઇસમો નિરક્ષરતામાં ડૂબતા અટકે. આ પ્રયાસો આપણે ચાલુ જ રાખવાના છે. ચાલુ વર્ષે પણ આ યાદીઓ સંપૂર્ણ કરી ઊઠી ગયેલાં બાળક નિદાન પાંચ વર્ષ સુધી પુસ્તકાલયનો ઉપયોગ કરે તેવા પ્રયાસો ખાસ કરવા દરેક શાળાના મુખ્ય શિક્ષક અને સા. પુસ્તકાલયના મંત્રીઓ મે. થી તજવીજ કરશે અને ઠરેલા ધોરણ પ્રમાણે પ્રત્યેક ગામડાના અને કસ્બાની તમામ પ્રાથમિક શાળાના મુખ્ય શિક્ષકો આવી યાદીઓ તુર્ત વાર્ષિક પરીક્ષા પછી સાર્વજનિક પુસ્તકાલયના મંત્રીઓને મોકલી આપશે.

જ્યાં બાળ અને મહિલા વિભાગો સ્વતંત્ર રીતે ચાલતાં હોય ત્યાં આ યાદીઓ તેમના તરફ કસ્બાના મુખ્ય શિક્ષકોએ મોકલવાની છે. અને તે ઉપરાંત પોતાની શાળામાં ફરતાં પુસ્તકાલયોની પેટીઓ દ્વારા બાળોપયોગી પુસ્તકો મંગાવી આ ઊઠી ગયેલાં બાળકોના સંપર્કમાં આ પુસ્તકો આપવાનાં છે.

આશા છે કે આ બાબતમાં જે પ્રયાસો ચાલુ છે તેને વધુ વેગ સ્થાનિક કાર્યકરો આપી લોકસમૂહની કેળવણીના ફેલાવામાં યોગ્ય ફાળો આપશે જ.

વડોદરા,
તા. ૧૯–૩–૪૩

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૨૭ સને ૪૨–૪૩

# વિષય

### ગ્રામ પુસ્તકાલયો માટે પુસ્તકાલય સહાયક સહકારી મંડળની હકીકત બાબત

વડોદરા રાજ્યનાં તમામ ગ્રામ પુસ્તકાલયોની લોકમદદ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં મોકલવા ઠરાવેલું છે, અને તેમને આપવાનાં તમામ સાહિત્યો પુસ્તકાલય મારફત ખરીદવા ઠરેલું છે. તે અંગે પુસ્તકાલય ખાતાની સાથે મંડળના કેટલાક કરારો થયા છે તે પ્રસિદ્ધ કરવામાં આવેલા છે. હમણાં હમણાં મોંઘવારી વધુ થવાથી મંડળના કરારોમાં નીચે પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યો છેઃ—

( ૧ ) પત્રો, માસિકોનો જે મનીઑર્ડર ચાર્જ થતો હોય તેની નીમે રકમ જે તે પુસ્તકાલયો પાસેથી લેવી.

( ૨ ) મંડળ દ્વારા જેમણે નાણાં પરત મંગાવી અગર લોકમદદ નહિ મોકલી પોતાને ત્યાં સાહિત્ય ખરીદે છે અગર મંડળદ્વારા પુસ્તક સાહિત્ય વગેરે ઈતર સાહિત્ય ખરીદવામાં મંડળને જેમાં પત્રવ્યવહાર, નાણાંનો હિસાબ વગેરે રાખવું પડે છે તેવા તમામ વ્યવહારમાં ઠરેલા ધોરણ પ્રમાણે પોતાની ૬¼ ટકાની હકસાઈ તેઓ માગી શકશે.

**પુસ્તકો પરભાર્યાં ખરીદાય તો પણ પુ. સ. સ. મંડળને ૬¼ ટકા હકસાઇ મળવા બાબત**

ઉપર પ્રમાણે જાહેરાત કરવાનું કારણ એ છે કે ચાલુ વર્ષે સસ્તા સાહિત્યની યોજનાઓનો લાભ કેટલાંક પુસ્તકાલયોએ લીધો અને તેનાં નાણાં મંડળને મળતી સરકાર પંચાયતની મદદમાંથી મંડળે મોકલ્યાં. તે પર મંડળે ૬¼ ટકા પ્રમાણે પોતાની હકસાઈ લીધાથી ચાણસ્મા તાલુકાનાં પુસ્તકાલયો તેમ જ મહાલ મંડળ તરફથી ફરીઆદ આવી હતી. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ એ પુસ્તકાલયોનો વહીવટ ચોકસાઈથી જળવાઈ રહે તે માટે પુસ્તકાલયો દ્વારા સ્થાપિત થયું છે. અને પુસ્તકાલય ખાતા તરફથી પુસ્તકાલયોને અપાતી મદદ ચોકસાઈથી ખર્ચાય અને નાનામાં નાના ગામડાને અને દૂર રહેલા ગામડાને જોઈતું પત્ર સામયિક, પુસ્તક કે ઈતર સાહિત્ય એક સ્થળેથી મળે અને તેનો વહીવટ એક જ સ્થળે ચોકસાઈથી રહે તે ખાતર જે ધોરણ લાગુ કરવામાં આવે તેમાં કોઈ પુસ્તકાલય પોતાનું પત્ર કે અમુક પુસ્તકો પરભાર્યાં ખરીદી લઈને તેનો અંદાજમાં સમાવેશ કરે તો તે પર પુસ્તકાલય મંડળ દ્વારા તેનો હિસાબ રહેતો હોય તો ઉપર જણાવ્યા પ્રમાણેની હકસાઈ લેવાને હકદાર છે. જો તે સાર્વજનિક પુસ્તકાલયે ખરચેલી રકમ સાથે મંડળને કંઈ સંબંધ ન હોય તો તેવાં નાણાંથી મંડળ સિવાય

ઇતર સ્થળેથી કોઇ આમ પુસ્તકાલય પોતાને જોઇતું સાહિત્ય વસાવે તો તે માટે મંડળને કંઇ આપવાનું રહેતું જ નથી. સબબ હવેથી જે પુસ્તકાલયો પોતાને ત્યાં જોઇતું સાહિત્ય પરભારે કરાવવા કે વસાવવા ઇચ્છતા હશે અને તેમાં તેમને ફાયદો થતો હશે તો પુસ્તકાલય ખાતુ તેવી પરવાનગી આપશે. પરંતુ મંડળને હિસાબો વગેરે રાખવા બદલ તેનું મહેનતાણું ખાતા તરફથી ઠરેલા ધોરણે આપવાનું છે તેની સૌ આમ પુસ્તકાલયોના મંત્રીઓ નોંધ લે એવી આશા છે.

વડોદરા,
તા. ૨૨–૩–૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૨૮ સને ૪૨–૪૩

## વિષય

### સાર્વજનિક પુસ્તકાલયોના ઇતર ઉપયોગ બાબત

કેટલાંક સાર્વજનિક પુસ્તકાલયો જેમનાં મકાનો સ્વતંત્ર છે અને વહીવટ સ્વતંત્ર રીતે ગ્રંથપાલ મારફત કરવામાં આવે છે ત્યાં આમ ઔષધાલયની પ્રવૃત્તિ ઉપાડવામાં આવે છે. જો કે આ પ્રવૃત્તિ પુસ્તકાલયો દ્વારા ઉપાડાય તો તેથી પુસ્તકાલય ખાતાને વાંધો નથી, પણ તે અંગે થનારો ખર્ચ પુસ્તકાલયમાં પડવો ન જોઇએ. તેની રકમ સ્વતંત્ર રીતે ઊભી થવી જોઇએ. અને તે એક ગૌણ અને પુસ્તકાલયની પ્રચારાત્મક ક્રિયા તરીકે થવું જોઇએ. આવી કોઇપણ પ્રવૃત્તિથી પુસ્તકાલયના વાચનકાર્યમાં કે તેના ફેલાવામાં અવરોધ થવો જોઇએ નહિ. અમને જાણવા મળ્યું છે કે એક સ્થળે પુસ્તકાલયનું મકાન દવાખાના જેવા સ્વરૂપમાં ફરી ગયું છે. કારણ પુસ્તકાલયનાં પુસ્તકો, કબાટો, વગેરેની વ્યવસ્થા રાખવા અને તેના વાચનના ફેલાવા કરતાં દવાઓ વહેંચવામાં જ ગ્રંથપાલ વધુ સમય ગાળે છે. ખરેખર, દવા કરવા પાછળ સેવાનો ઉચ્ચ આશય છે, પણ તે કાર્ય જ્યારે ગ્રંથપાલ પ્રધાનપણે કરવા માગે તો તેમણે પુસ્તકાલયનો વહીવટ બીજાઓને સોંપી દઇને દવાખાનાની સ્વતંત્ર વ્યવસ્થા કરવી ઘટે.

આશા છે કે હવેથી આવા પ્રસંગો નહિ બને અને પુસ્તકાલયોનો ઉપયોગ મુખ્યત્વે કરીને પુસ્તકાલય તરીકે થશે અને તેમાં ગામડાની જનતાને પૂરતું વાચન મળે, ઘેર ઘેર પુસ્તકો વાંચનાર વાચકો થાય અને તેમને જોઇતું પુસ્તક પુસ્તકાલયમાંથી સંતોષપૂર્વક લઇ જાય તેવી યોજનાઓનો અમલ થશે.

વડોદરા,
તા. ૨૨–૩–૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૨૯ સન ૪૨–૪૩

## વિષય

### પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોએ વર્તમાનપત્રો પાછળ ખર્ચ કમી કરવા બાબત

પ્રાંત અને કસ્બા પુસ્તકાલયો પોતાનાં પુસ્તકાલયોમાં વર્તમાનપત્રો પૈકી માત્ર દૈનિકોની એકથી વિશેષ પ્રતો ખરીદે છે. યુદ્ધકાળની મોંઘવારીને લીધે આ પત્રોનાં લવાજમોમાં લગભગ

ત્રણગણો વધારો થયો છે. આ માટે સંસ્થાઓએ જે પત્રો મોંઘવારી પહેલાં ખરીદાતાં હોય તેનાથી ત્રીજા ભાગનાં જ ખરીદી તેઓએ ચલાવી લેવું જોઈએ. સાર્વજનિક પુસ્તકાલયનાં નાણાં સાર્વજનિક દષ્ટિએ વપરાય તે અતિ મહત્ત્વનું છે. અને તેની અગત્ય તો આ યુદ્ધ કાળમાં વિશેષ છે, જેથી તમામ પુસ્તકાલયોની સમિતિઓને આ બાબતમાં વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે તેમણે પોતાનાં પત્રોમાં ઘટિત કાપકુપ કરવી. આ માટે અમે અગાઉ પણ સૂચના મૂકી છે તેની નોંધ મે. થી લેવાશે. જ્યાં અનિવાર્ય કારણે વધુ પ્રત ખરીદવી પડે તો તેનું પ્રત્યેક ઘેર લઈ જઈ વાચનાર પાસે જે લવાજમ ઠરાવ્યું હોય તેથી ત્રણગણું લવાજમ પહેલા કે બીજા વર્ગ માટે રાખવા તાત્કાલિક જે તજવીજ કરવા સરખી હોય તે કરવા વિનંતિ છે.

આશા છે કે આ બાબત સત્વરે તેને કસ્બા કે પ્રાંત પુસ્તકાલયો પોતે વિચારી યોગ્ય નિર્ણયો કરી લેશે અને સંસ્થાને અને જાહેર નાણાંને અતિવ્યયમાંથી બચાવી લેશે.

વડોદરા,
તા. ૧-૪-૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## વટહુકમ નં. ૫ સને ૧૯૪૨-૪૩

# વિષય

### સ્વતંત્ર મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયના આપ-લે વિભાગ તથા વાંચનાલયનો સમય નક્કી કરવા બાબત

તમામ મકાનવાળાં સ્વતંત્ર સાર્વજનિક ગ્રામ પુસ્તકાલયો જે પુસ્તકાલય ખાતાની દેખરેખ નીચે છે તેમણે પોતાના પુસ્તકાલયમાં પુસ્તક આપ-લેનો સમય નક્કી કરી તેનું બોર્ડ મોટા અક્ષરે બનાવી આપ-લે થતી હોય તે વિભાગમાં મૂકવું.

જે ગ્રામ પુસ્તકાલયો સ્વતંત્ર મકાનવાળાં હોય તેમણે દરરોજ બે કલાક પુસ્તક આપ-લે કરવા માટે પુસ્તકાલય ખુલ્લું રાખવું જોઈએ અને વાંચનાલય પણ તેટલો જ વખત ખુલ્લું રાખવું. કારણ ત્યાં સ્વતંત્ર ગ્રંથપાલ સિવાય બીજો નોકર હોતો નથી. આ સમય સ્થાનિક સમિતિઓએ નક્કી કરવાનો છે. આ સમય દરમ્યાન કોઈ પણ જાતની ગેરકાયદે પ્રવૃત્તિની તજવીજ ન થાય તે જોવાનું કાર્ય ગ્રંથપાલનું રહેશે અને તે બાબત મંત્રીએ એમની દેખરેખ રાખવી અને વખતોવખત જરૂર પડે ઘટતા ઇલાજ લેવા.

વડોદરા,
તા. ૩-૪-૧૯૪૩

પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

## વટહુકમ નં. ૬ સને ૪૨-૪૩

# વિષય

### કસ્બા પુસ્તકાલયનો આપ-લે વિભાગનો સમય નક્કી કરવા બાબત

કસ્બા પુસ્તકાલયોનાં વાંચનાલયો પૂરતા ૭ કે આઠ કલાક હમેશાં ખુલ્લાં રહે છે; કારણ તે માટે સિપાઈથી વ્યવસ્થા હોય છે. પરંતુ પુસ્તકાલયના આપ લે વિભાગમાં ગ્રંથપાલને સ્થળ અને પરિસ્થિતિ પ્રમાણે લાયકાતના પ્રમાણમાં પૂરતો પગાર મળવા છતાં

પુરેપુરા ૭ કલાક કામ થતું નથી. આ તમામ પરિસ્થિતિ જોઇ આપ-લે વિભાગની વ્યવસ્થા રાખવાનું નીચે પ્રમાણે સૂચવવામાં આવે છે. તે પ્રમાણે દરેક કસ્બા અને પ્રાંત પુસ્તકાલયે તજવીજ રાખવી.

(૧) સ્થાનિક જરૂરીઆત પ્રમાણે ગુરૂવાર કે બીજા અનુકૂળ દિવસે અઠવાડીઆમાં એક દિવસ આપ-લે વિભાગ બંધ રાખવો.

(૨) અઠવાડીઆમાં અર્ધો દિવસ મુદત થઇ ગયેલાં પુસ્તકો મેળવવાના કાર્યમાં તથા પુસ્તકોની ગોઠવણી માટે વ્યવસ્થામાં આપી તે સમયે આપ-લે બંધ રાખવાની વ્યવસ્થા રાખવાનું નક્કી કરવું.

(૩) દરરોજ સ્થાનિક જરૂરીઆત પ્રમાણે નિદાન સવારસાંજ બે કલાક પુસ્તક આપ-લેનું કામ અવશ્ય ગ્રંથપાલે કરવું જોઇએ. અને સાંજનો પુસ્તકોની તારીજ તથા હિસાબ લખવા માટે પુસ્તકાલયમાં એક કલાક વધુ બેસી કામ કરવું જોઇએ. સવારના એક કલાક આપ-લે ઉપરાંત મંત્રીના જણાવ્યા પ્રમાણે દફતરી કામ, લોકમદદ વગેરે મેળવવાના કામ માટે રાખવો.

(૪) પુસ્તકાલયના વાચનાલયના સમય દરમ્યાન તેમજ આપ-લેના સમયમાં ગેરકાયદે પ્રવૃત્તિ ન થાય તે જોવાની ગ્રંથપાલ અને સિપાઇઓની ફરજ રહેશે.

ઉપર પ્રમાણે સમય નક્કી કરી કામનું વ્યવસ્થિતાપણું તથા પુસ્તકાલયની યોજનાની વાચકોને અનુકૂળતા થાય તે માટે આ વટહુકમનો તા. ૧-૫-૪૩થી બીનચૂક અમલ કરવાની તજવીજ કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોના મંત્રીઓએ મેંથી કરવી.

વડોદરા
તા. ૩-૪-૪૩.

પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદ-વ્યવસ્થાપક.

---

## વટહુકમ નં. ૭ સને '૪૨-૪૩

# વિષય

### ગ્રંથપાલો તેમ જ સિપાઇઓના જામીન લેવા બાબત

કસ્બા, પ્રાંત અને મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયોનાં પુસ્તકોની જવાબદારી ગ્રંથપાલને સોંપાતી હોવાથી તેમ જ જ્યાં સિપાઇનો પગારખર્ચ પડતો હોય ત્યાં સિપાઇ પુસ્તકાલયના સમય દરમ્યાન હાજર રહેતો હોવાથી બંને નોકરોની જવાબદારી પુસ્તકાલયનાં પુસ્તકો તેમ જ ઇતર સરસામાન સાચવવાની છે જ. છતાં કેટલેક સ્થળે આનો અમલ થયેલો જણાતો નથી. સબબ આથી તમામ કસ્બા, પ્રાંત અને મકાનવાળાં ગ્રામપુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે પુસ્તકાલયનાં પુસ્તકો સુરક્ષિત રહે અને વાંચવા આપેલાં પુસ્તકો વખતસર પરત મંગાવવામાં ઢીલ ન થાય અને પુસ્તકો ગુમ થવાનો વખત ન આવે તે માટે જામીનનું નીચે પ્રમાણે ધોરણ નક્કી કરવામાં આવે છેઃ—

(૧) પ્રાંતના પુસ્તકાલયના ગ્રંથપાલનો જામીન નિદાન રૂ. ૫૦૦) પાંચસોનો લેવો જોઇએ.

(૨) કસ્બાના પુસ્તકાલયના ગ્રંથપાલનો જામીન નિદાન રૂ. ૨૦૦) બસોનો લેવો જોઇએ.

(૩) મકાનવાળા ગ્રામપુસ્તકાલયના ગ્રંથપાલનો જામીન નિદાન રૂ. ૧૦૦) સોનો લેવો જોઇએ.

(૪) જ્યાં સિપાઇનો ખર્ચ પડતો હોય ત્યાં તેનો જામીન નિદાન રૂ. ૫૦) પચાસનો લેવો જોઇએ.

ઉપર પ્રમાણેનો અમલ તા. ૧-૫-૪૩ થી કરવા જે તે પુસ્તકાલયના મંત્રીએ તજવીજ કરવાની છે અને જે તે ગ્રંથપાલની જવાબદારી તમામ પુસ્તકોની વર્ષમાં એક વખત મેળવણી કરી યોગ્ય વ્યવસ્થા રાખવાની છે. અને સિપાઈએ પણ પુસ્તકો ચોરાય નહિ તેવી કાળજી રાખવાની છે. જામીનખતો જે તે પુસ્તકાલયના દફતરે કાળજીથી સંભાળી રાખવાનાં છે.

આશા છે કે પુસ્તકાલયના મંત્રીઓ આ બાબતમાં વેળાસર તજવીજ કરી પુસ્તકાલયોની વ્યવસ્થા કરશે.

વડોદરા, તા. ૩-૪-૪૩ | મું. ત્રિ. શાહ | ઉ. મો. પટેલ મદદ. વ્યવસ્થાપક

---

## જાહેરાત નં. ૧૧ સને ૧૯૪૨-૪૩

## વિષય

### કડી મહાલ મંડળની એકધારી સારી સેવાની નોંધ લેવા બાબત

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને સ્થપાયે આજે લગભગ વીસ વર્ષ થવા આવ્યાં. મહાલ મંડળો અને પ્રાંત મંડળોની વ્યવસ્થાસરની કામગીરી છેલ્લાં દશ વર્ષથી શરૂ થઇ છે. છેલ્લાં પાંચ વર્ષથી મહાલ મંડળોની કામગીરીઓ ઘણે સ્થળે અમે જોઇ છે. અને તેમાં કડી, ચાણસ્મા, પાટણ, વિસનગર, સિદ્ધપુર, ગણદેવી, કરજણ, ડભોઇ વગેરે મહાલ મંડળો પોતાનું કાર્ય સુંદર રીતે કરી રહ્યાં છે. રાજ્યનાં કેટલાંક મહાલ મંડળો પોતાની કામગીરી વ્યવસ્થિત રીતે પાર ઉતારી શકતાં નથી; જ્યારે કડી મહાલ મંડળે કામ ઉત્તમ રીતે કર્યું છે, એટલું જ નહિ પણ આ સ્થળે તેના સેવાભાવી મંત્રી શિક્ષક શ્રી. મફતલાલ રણછોડભાઇ દવેની નોંધ લેતાં અમને આનંદ થાય છે. ત્રિમાહી નિવેદનો પોતે આખા મહાલનાં ભેગાં કરી વ્યવસ્થિત રીતે એક આંકડી હકીકત મોકલે છે. પેટલાદ, વડોદરા, નવસારી, અમરેલી એ મહાલ મંડળોએ આ બાબતમાં ખાસ વિચાર કરવા જેવો છે. પોતાના પ્રચારક્ષેત્રમાં આવેલાં પુસ્તકાલયો જાહેર નાણું મેળવી જ્ઞાનપ્રચારનું કાર્ય કેમ કરે છે તેની માહિતી પુસ્તકાલય ખાતાને નિયમથી દર ત્રણ માસે મોકલવા ઠરેલું છે; તે કાર્ય ક્રુનેહભરી રીતે શિક્ષકો સાથે મમતાથી કામ લઇ ભાઇશ્રી મફતલાલે પૂરું કર્યું છે. અમને ખાતરી છે કે આ પ્રમાણે તમામ મહાલ મંડળો પોતાના તાલુકાનાં ત્રિમાહી નિવેદનોની વિગતો અમને પૂરી પાડશે. રા. મફતલાલના મંત્રીપદ નીચે ચાલતું કડી મહાલ મંડળ દર વર્ષે પોતાની પરિષદ બોલાવે છે, પુસ્તકાલય ખાતાની સૂચનાનુસાર પોતાનું કાર્ય રજૂ કરે છે અને મુશ્કેલીઓ પણ રજૂ કરે છે. તેમ જ પુસ્તકવાચનમાં પણ વધારો થાય તેવા પ્રયાસો શિષ્ટ વાચન દ્વારા કરે છે, દફતરની વ્યવસ્થા બરોબર કરાવે છે, વર્ગીકરણ પણ પૂરું કરાવે છે; શાળાવાળા દરેક ગામે પુસ્તકાલયો ઉઘાડવાનું મહત્વનું કાર્ય પણ તેમના સહકારથી જ પૂરું પડયું છે.

આશા છે કે રાજ્યનાં તમામ મંડળો પોતાનું નિયત કાર્ય સફળતાપૂર્વક બજાવશે અને પુસ્તકાલયોની ટકાવારીના ઠરેલા ધોરણે ખર્ચ કરવાની નીતિ, વર્તમાનપત્રો કરતાં પુસ્તકો વસાવવામાં વિશેષ ખર્ચ કરવાની નીતિ, બાળકોને માટે પુસ્તકો, રમતગમતનાં સાહિત્યો તથા પુસ્તકાલયમાં સ્વચ્છતા અને સુઘડતા વધારવાનાં સાધનો ખરીદવામાં અને શિષ્ટ વાચન વગેરે યોજનાઓ દ્વારા પુસ્તકાલયોને વધુ લોકપ્રિય બનાવશે.

મહેસાણા, તા. ૨૪-૩-૪૩ | ઉ. મો. પટેલ મદદનીશ વ્યવસ્થાપક

પુસ્તકાલય ખાતુ — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો માટે પુસ્તકોની ભલામણની યાદી નં. ૫ સને ૧૯૪૨-૪૩

| અ. નં. | વર્ગ | પુસ્તકનું નામ | પ્રકાશક વા કર્તા | કિંમત |
|---|---|---|---|---|
| ૧ | ण | *હિન્દનું નાણાવટું | મહેતા જયંતીલાલ હ. વડોદરા | ૩–૮–૦ |
| ૨ | भ | પરાગ | માંકડ ભગવાનલાલ લ. રાજકોટ | ૨–૦–૦ |
| ૩ | त | ધરતીનું ધોવાણ અને તેની અટકાયત | અનુવાદક: જાની ડાહ્યાભાઇ હરગોવિંદ; પ્રકાશક ખેતીવાડી ખાતુ, વડોદરા | ૧–૭–૦ |
| ૪ | त | ખાતરોની માહિતી અને ખેતીની સુધારણા | પટેલ સોમાભાઇ કીશાભાઇ સુણાવ | ૧–૦–૦ |
| ૫ | (ઑ) ज्ञ | ગુરૂ ગોવિંદસિંહ | દવે નવનીતરામ, પ્રકાશક: બાલોદ્યાન કાર્યાલય, વડોદરા | ૦–૮–૧ |
| ૬ | भ | ચંદ્રને | મહેતા ભગીરથ મુંબઇ | ૦–૩–૦ |
| ૭ | U | *Baroda by Decades 1871–1941 | Shah M. H. Baroda | 2–0–0 |
| ૮ | ય | શ્રીમતી સીતા | એન. એમ. ઠક્કરની કું. મુંબાઇ | ૩–૦–૦ |
| ૯ | ज्ञ | શિવાજી છત્રપતિ | સ. સા. કાર્યાલય, અમદાવાદ | ૨–૪–૦ |
| ૧૦ | ज्ञ | દત્ત અને પરશુરામ | સ. સા. વ. કાર્યાલય અમદાવાદ | ૨–૦–૦ |
| ૧૧ | य | આપણી ગ્રામ સંસ્થાઓ | મણિલાલ પ્ર. વ્યાસ, વડોદરા શ્રી સયાજી ગ્રામવિકાસમાળા પુ. ૪ થું | ૦–૨–૦ |

ઉ. મો. પટેલ
મદદ–વ્યવસ્થાપક

* કસ્બા પુસ્તકાલયોએ ખાસ ખરીદવું.

અમદાવાદ

તા.

પ્રિય અશ્વિન,

ગુજરાતી સાહિત્યમાં હવે લોકો પહેલાં કરતાં વિશેષ વાંચતા થયા છે એ વાત જેવી તેવી નથી.

પણ હું તો તને એક પુસ્તક વિષે લખવાની છું. હમણાં જન્મભૂમિએ તે વિષે બહુ વખાણ કર્યાં. આથી ત્રણ રૂપિયા ખર્ચી વી.પી.થી પુસ્તક મંગાવ્યું. ત્રણ ચાર વાર વાંચ્યું પણ હું હજી પણ ધરાઇ નથી. આ પુસ્તક તું મંગાવી જરૂર વાંચજે. જુવાનો માટે ઉત્તમ પુસ્તક એ છે. તું નામ જાણવા આતુર થઇ ગયો નહિ? તીર્થસલિલ. મૂલ્ય ૨–૮–૦ છે.

પછી એ પ્રકાશનસંસ્થાનાં બીજાં પુસ્તકો પણ મેં લેયાં. યુદ્ધનાં બંને પ્રકાશનો 'પાસિફિક' અને 'જાપાન' વાંચ્યા પછી મને યુદ્ધમાં ખૂબ સમજણ પડવા લાગી છે. શ્રી. પાઠકની "દ્વિરેફની વાતો" પણ ત્રીજા ભાગમાં કોઈ જુદી જ તરેહની છે. 'ગીતાંજલિ'માંનાં કાવ્યો મેં દસેક વાજાં સાથે બેસાડ્યાં છે અને તેમાં તને તો ખૂબ જ મઝા પડશે. અને આ યુદ્ધ ચાલે છે તેને અંગે કવિવર ટાગોરે લખેલું 'પૂર્વ અને પશ્ચિમ' પણ ઘણું જ સારું છે. ગુરુદેવનાં હું કેટલું વખાણ કરનારી? તું આ પુસ્તકો તારા મિત્રોને વાંચવા ભલામણ કરજે. આ સંસ્થાનો પત્તો ધી મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ. સર ફીરોજશાહ મહેતા રોડ, મુંબઈ–૧ છે.

લી.

તારી અનુ.

# મહાગુજરાતનાંજ પ્રકાશનો

## ઘેર ઘેર કેમ વંચાય છે?

—**જાપાન** : જે હિંદને સીમાડે આવ્યું લે. ડુંગરશી સંપટ ૦–૧૨–૦

—**નિઃસંતાન** : જગતશ્રેષ્ઠ વાર્તાકારોની ઉત્તમ વાતો. શ્રી. રા. વિ. પાઠકની પ્રસ્તાવના સાથે ૨–૦–૦

—**પૂર્વ અને પશ્ચિમ** : પૂર્વ સારું કે પશ્ચિમ એ ચર્ચા વર્ષોથી ચાલ્યા કરે છે. જેમાં ગુરુદેવે સરસ ચર્ચા કરી છે. ૧–૧૨–૦

—**તીર્થસલિલ** : ૧૯૪૨નું શ્રેષ્ઠ પ્રકાશન, જેમાં ગાંધીજી, શ્રી. અરવિંદ, ટાગોર, રોમારોલાં અને રસેલ જીવનના પ્રશ્નોની રસભરી વાતો કરે છે. ૨–૮–૦

—**દ્વિરેફની વાતો** : ભાગ. ૩ જો. વાચકોએ જે ઉત્તમ વાર્તાઓને ખૂબ વખાણી લે. રામનારાયણ વિ. પાઠક ૧–૧૨–૦

—**પાસિફિક** : યુદ્ધપ્રકાશનોમાં જે ગુજરાતભરમાં વખણાયું ૦–૧૨–૦

—**ગીતાંજલિ અને બીજાં કાવ્યો** : વિશ્વસાહિત્યમાં શ્રેષ્ઠ સ્થાન 'ગીતાંજલિ'એ મેળવ્યું ૧–૪–૦

—**પરાજિત પ્રેમ** શ્રી. ભોગીલાલ ગાંધી.

હવે પછી :

—'જીવનનાં વમળ': શ્રી. ગટુભાઈ ધ્રુવ કૃત

—**ફ્રાન્સની શ્રેષ્ઠ વાર્તાઓ**

લખો માહિતી માટે—

**સારાભાઈ ચોકસી, મેનેજિંગ ડિરેક્ટર**

**ધી મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ.**

સર ફીરોજશાહ મહેતા રોડ, મુંબઇ ૧

આ પુસ્તકો પોણી કિંમતે મેળવવાં હોય તો ગ્રાહક થાવ.

તમારા પુસ્તકાલયમાં આ પુસ્તક આવ્યું ?

સંપત્તિ અને સૌંદર્ય જેના પગ પાસે આળોટતાં હતાં
છતાં પણ
તેના તરફ નજર પણ નહિ ફેંકતાં સામાજિક
વડિલશાહી સામે ક્રાંતિનો મંત્ર પુકારનાર

**નારીજીવનની કથા**

એટલેજ **દિલના ડંખ**

**સ્ત્રી એ અર્ધાંગના છે,**
**વાસના પોષવાનું રમકડું**
**નહિજ.**

એવા આપણા જીવનમાં વણાયેલા સામાજિક
પ્રસંગો વડે મઢાયેલ નવલકથા
કિં. રૂ. અઢી ટ. ખ. ચાર આના જુદા.
સુંદર કવર જેકેટ સાથે આજે જ મંગાવો.

---

આધુનિક લડત એટલે રાષ્ટ્રીય લડતની અજોડ નવલકથા દરેકે વાંચવી જોઇએ.

સને ૧૯૩૦–૩૧ ના હિંદના સ્વાતંત્ર્ય સંગ્રામની ઘટનાઓથી ભરપૂર સુરેખ નવલ.

**સુરેખા**

લેખક : જેઠાલાલ ત્રિવેદી
પ્રસ્તાવના : રમણલાલ દેસાઈ

કિં. રૂ. અઢી

---

મુકુટમણિ અવંતીસમ્રાટ વિક્રમાદિત્યના રોમાંચક જીવનકાર્યોની સુરેખ ને સુંદર સુલલિત વસ્તુગૂંથણી અહીં રજૂ થઇ છે તે

**સમ્રાટ વિક્રમ–અવંતિપતિ**

નવોજ ઇતિહાસ લઇને આવે છે. કયો ભારતવાસી સંવતના સ્રષ્ટા વિક્રમને નથી જાણતો ? એનાં થોડાંક પાત્રો જ તમોને ઓળખાવી દેશે. પરદુઃખભંજન વિક્રમ, બળનો અવતાર વેતાળ, સાધ્વી સરસ્વતી, આગના ગોળા જેવાં કાલિકાચાર્ય, દેવદમની, ગંગલી ઘાંચણ વગેરે...કિં. રૂ. અઢી.

---

વડોદરા રાજ્યના દરેક પુસ્તકાલયમાં જૂનું ગૃહલક્ષ્મીના સંસ્કાર પાઠતું માસિક પત્ર અવશ્ય હોવું જોઇએ.

**૮૭ મા વર્ષમાં પ્રવેશતું**

**સ્ત્રીબોધ અને બાળક**

**એકજ લવાજમમાં બે માસિકપત્રો**

**૧૯૪૩નો પહેલો અંક બહાર પડી ગયો છે. તેમાં જુદા જુદા વિષયો આપવામાં આવ્યા છે. જેવાં કે—વિવિધ વાર્તાઓ, સ્ત્રીસમાચાર, વાર્તા, નાટિકા, સ્ત્રીઓના ગુપ્ત રોગો વગેરે બાળક વિભાગમાંઃ કાકા કાલેલકર, મોંઘીબહેન, તારાબહેન, વગેરે જાણીતા બાળલેખકોની વાર્તાઓ, પાઠ, કવિતા વગેરે આપેલ છે.**

ગ્રાહક થઇ જૂના માસિકને મદદ કરશો.
**પુસ્તકાલય સ. સ. મંડળને તુરત ગ્રાહક થવા માટે લખો.**

---

**આજકાલ બંગાલી અનુવાદો ખૂબ ગમે છે તે નવલકથાઓ વગેરે**

| | |
|---|---|
| **શરતચંદ્ર** (બળવાનું છાયાચિત્ર) | ૨–૮ |
| **ઈલા** (છેલ્લી ઢબની નવલ) | ૧–૮ |
| **રાધારાણી** (બંકિમચંદ્ર) | ૦–૮ |
| **ધર્મપાલ** (બૌદ્ધ જમાનાની નવલ) | ૨–૦ |
| **નારાયણી** (બળવાના વખતની નવલ) | ૨–૦ |
| **સુવાસચંદ્ર** (શરદબાબુ) | ૨–૮ |
| **વૃંદાવન** ,, | ૨–૦ |
| **બિન્દુ** ,, | ૦–૮ |
| **અરેબિયન નાઇટ્સ** (રામાનંદ ચેટરજી) | ૪–૦ |

---

રા. કનૈયાલાલ મુનશી તથા રા. રમણલાલ દેસાઇએ ઇનામ લાયક ગણેલી, ચાલુ જમાનાની નવલકથા—

**રશ્મિ**

ચાર કલર ચિત્રો
કનુ દેસાઇનાં
પાકું બાઇન્ડિંગ, કિં. રૂ. અઢી.

---

**લખો—જીવનલાલ અમરશી મહેતા, પીરમશા રોડ, ગાંધી રોડ, અમદાવાદ**
**જીવનલાલ એન્ડ સન્સ, લજપતરાય રોડ, વીલાપારલા ( મુંબઇ )**

# હાથ એ આરસી છે.

જેમ આપણે આરસીમાં આપણો ચહેરો સ્પષ્ટ જોઈ શકીએ છીએ

તેમ

હાથની રેખા જોવાથી આપણું ભવિષ્ય સંપૂર્ણ અને સચોટ બતાવી ભાવિનું માર્ગદર્શન કરે છે.

આપના ભવિષ્યની આગાહી માટે ખરીદો

# હાથની ભાષા

૨૫૦ ઉપરાંત ચિત્રો, સુંદર કવર જેકેટ સાથે કિંમત રૂા. ૫-૦-૦
વી. પી. ખર્ચ ૦-૮-૦ જુદું.

---

ઋષિ-મુનિઓની ગુપ્ત વિદ્યાનો ગુપ્ત ખજાનો તે

# શરીર સામુદ્રિક

જે વાંચવાથી ભૂત, ભવિષ્ય, અને વર્તમાનકાળનું જ્ઞાન થાય છે.
મૂલ્ય રૂપિયા ત્રણ. વી. પી. ખર્ચ છ આના.

---

## તદ્દન નવાં જ બહાર પડેલાં પુસ્તકો

| | |
|---|---|
| **વારસદાર**<br>મૂલ્ય રૂપિયા ત્રણ. | **મોક્ષદા**<br>મૂલ્ય રૂપિયા ત્રણ. |
| **પતિમંદિર**<br>મૂલ્ય રૂપિયા પોણાબે. | **શારદ્‌વાણી**<br>મૂલ્ય રૂપિયા બે. |

# શ્રી હરિહર પુસ્તકાલય

બુકસેલર્સ અને પબ્લિશર્સ, ટાવર રોડ, સુરત.

## આ પુસ્તકની ઉત્તમતાનાં પ્રમાણપત્રો :

૧. વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ શાળાઓમાં ઇનામ અને પુસ્તકાલયો માટે અને પુસ્તકાલય ખાતાએ તમામ પુસ્તકાલયો માટે આ પુસ્તકના ત્રણે ભાગ મંજુર કર્યા છે.
૨ મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ સ્કૂલોની વિદ્યાર્થીઓની લાયબ્રેરીઓ માટે આ પુસ્તકના ત્રણે ભાગ મંજુર કર્યા છે.
૩ આ પુસ્તકના પહેલા અને બીજા ભાગની ૨૫ (પચીસ) નકલો વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરે અને ૧૧ (અગીઆર) નકલો અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ઉત્તેજન માટે ખરીદી છે.
૪ આ પુસ્તક માટે 'કચ્છ હુન્નરઉદ્યોગ' પ્રદર્શનમાંથી પ્રમાણપત્ર (Certificate of Merit) મળ્યું છે.
૫ આ પુસ્તકના પહેલા ભાગને આણંદમાં મળેલી બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદે સારાં પુસ્તકોમાં ગણ્યો છે.
૬ આ પુસ્તકની ઉત્તમતા માટે અનેક સુપ્રસિદ્ધ સામયિક પત્રોએ સારામાં સારા અભિપ્રાયો આપ્યા છે.



## આ પુસ્તકની ઉત્તમતાના થોડાક અભિપ્રાયો

...દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક હોવુંજ જોઇએ એટલુંજ નહિ પરંતુ તે વિશેષ વંચાય એવી પેરવી મંત્રીઓએ કરવી જોઇએ... **'પુસ્તકાલય' માસિક (વડોદરા)**

...ઘરગથ્થુ હુન્નરોનાં આ જાતનાં દેખાતાં પુસ્તકો આપણે ત્યાં ઘણાં બહાર પડયાં છે, અને હજીયે ગમે તેવી જાહેરાતોનાં ચોકઠાં સાથે બહાર પડશે, પરંતુ આ પુસ્તકની વિશેષતા તેમાં મૂકેલા પ્રયોગોજ માત્ર નથી પણ જુદા જુદા વિષયોના સારા અને અનુભવી લેખકો પાસે લખાવેલા લેખોને સંગ્રહીને આ પુસ્તકને વિવિધતાભર્યું બનાવવામાં આવ્યું છે તે છે.... **'રવિવાર' સાપ્તાહિક (મુંબઇ)**

...થોડા ખર્ચે જો કોઇ ભાઇને આજીવિકા મેળવવા માટે પ્રયત્નો કરવા હોય, તો આ પુસ્તક જોઇ જવા જેવું છે...કારણકે ઓછી મૂડીએ જાતમહેનત કરીને પૈસા કમાઇ શકાય છે...

**'શિક્ષણ અને સાહિત્ય' માસિક, (અમદાવાદ).**

...વર્તમાન જીવનમાં રહીને કેટલાક હુન્નરો કરીને, માણસ પોતાના પેટ પૂરતું મેળવી શકે—એવા પ્રકારના નુસખા આ ગ્રંથમાં બતાવવામાં આવ્યા છે. છતાં લેખક-સંગ્રાહકે આમાં કેટલીક વ્યવહારૂ અને બીજાં પુસ્તકોમાં ભાગ્યે મળે તેવી ઉપયોગી હકીકતો નોંધી પુસ્તકને ઉપયોગી બનાવ્યું છે. પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે; તેમાંથી સૌ સૌની રુચિ પ્રમાણે કંઇ ને કંઇ મળ્યા વગર રહેશે નહીં.

**'ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી' (અમદાવાદ)**

...આવાં પ્રજા ઉપયોગી પુસ્તકોને રાજ્યે અને ઉદ્યોગોના પ્રચાર માટે ઊભી થયેલી સંસ્થાઓએ ઉત્તેજન આપી, ગ્રામઉદ્યોગને સજીવન કરવામાં સાથ અને સહકાર આપવો જોઇએ.

**'ગ્રામજીવન' માસિક (વડોદરા)**

**વધુ ખાતરી માટે બીજા અભિપ્રાયોની પત્રિકા મફત મંગાવો.**

૧૧. નાક કાન વિંધાવવા વિષે ગાંધીજીના વિચારો સમજાવી તે પર તમારો મત દર્શાવો.
૧૨. ‘ બે ત્રાજવાં ’વાળા લેખમાં પુનર્લગ્ન સંબંધમાં ગાંધીજીએ રજૂ કરેલા વિચારો વિષે શું જાણો છો ?
૧૩. ‘ વૃદ્ધલગ્ન વિરુદ્ધ બાળલગ્ન ’ એ લેખનો સારાંશ આપી તે બાબતમાં તમારા પોતાના વિચાર પણ છૂટથી લખો.
૧૪. નીચેના વિષે શું જાણો છો ?
(૧) રજસ્વલાની મર્યાદા (૨) ઇમામ સાહેબ અબ્દુલ કાદર બાવઝીર. (૩) ‘ કસાઇ બાપ ’ વાળો પ્રસંગ.
૧૫. ‘ દંપતીધર્મમાં મર્યાદા ’ એ લેખમાં પુછાયલા પ્રશ્નનો સાર આપી એ પ્રશ્ન પૂછવાને લેખક કેમ પ્રેરાયા તે સમજાવો, તથા ગાંધીજીએ પ્રકટ કરેલો ખુલાસો લખો.
૧૬. ‘ બહિષ્કાર કે અસહકાર ’ની મહાત્મા ગાંધીજીએ બાંધેલી મર્યાદાનો ખ્યાલ આપો.
૧૭. ‘ વીસમી સદીની સતી ’વાળો કિસ્સો વર્ણવી તે બાબતમાં ગાંધીજીના વિચારોની સમાલોચના કરો.

---

### વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## જાહેરાત નં. ૨ સન ૪૨–૪૩

### વિષયઃ—મહાલ અને પ્રાંત મંડળને મળનારી ફાળવણી બાબત.

“ **પુસ્તકાલય** ” માસિકના મે સન ૧૯૩૮ ના અંકમાં પૃષ્ઠ ૩૧૪ ઉપર, પ્રસિદ્ધ થયેલી જાહેરાત નં. ૨ પ્રમાણે, રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મહાલ અને પ્રાંત મંડળને ચાલુ સાલે મળનારી ફાળવણીની રકમ. જે તે પ્રાંતનાં મંડળો તરફ, ફેબ્રુઆરી ’૪૩ આખર સુધીમાં મોકલી આપવામાં આવશે. મહાલ મંડળોએ પોતાની ફાળવણી મેળવવા સારૂ પોત-પોતાનાં પ્રાંત મંડળો તરફ ગત વર્ષનાં અહેવાલ-હિસાબ મોકલી તેની સાથે ફાળવણીની માગણી કરવી. અને તે પછી પ્રાંત મંડળોએ જે તે મહાલ મંડળોને, તેમની ફાળવણી, એપ્રિલ ’૪૩ આખર સુધીમાં મોકલાવી આપવા તજવીજ કરવી.

જે તે મહાલનાં પુસ્તકાલયો તરફથી લવાજમની આવેલી રકમ અને તે ઉપરથી મંડળના બંધારણ પ્રમાણે પ્રાંત અને મહાલ-મંડળોને મળનારી ફાળવણીની રકમ નીચે પ્રમાણે છેઃ—

**વડોદરા પ્રાંત**

| | મહાલવાર લવાજમની રકમ | ફાળવણીની મળનારી રકમ | | મહાલવાર લવાજમની રકમ | ફાળવણીની મળનારી રકમ |
|---|---|---|---|---|---|
| ૧ કરજણ | ૮૭–૦-૦ | ૪૮-૧૫-૦ | ૭ વડોદરા | ૮૧–૦–૦ | ૪૫–૯–૦ |
| ૨ ડભોઇ | ૫૧–૦–૦ | ૨૮-૧૧-૦ | ૮ વાઘોડીઆ | ૩૩–૦–૦ | ૧૮–૯–૦ |
| ૩ તિલકવાડા | ૧૦–૦–૦ | ૫-૧૦-૦ | ૯ શિનોર | ૫૭–૦–૦ | ૩૨–૧–૦ |
| ૪ પાદરા | ૮૮–૦–૦ | ૪૮–૮–૦ | ૧૦ સંખેડા | ૫૬–૦–૦ | ૩૧–૮–૦ |
| ૫ પેટલાદ | ૧૫૨–૦–૦ | ૮૫–૮–૦ | ૧૧ સાવલી | ૪૨–૦–૦ | ૨૩-૧૦-૦ |
| ૬ ભાદરણ | ૫૧–૦–૦ | ૨૮-૧૧-૦ | | ૭૦૮–૦–૦ | ૩૯૮–૪–૦ |

## મહેસાણા પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ આતરસુંબા | ૧૫–૦–૦ | ૮–૭–૦ | ૭ પાટણ | ૫૭–૦–૦ | ૩૨–૧–૦ |
| ૨ કડી | ૫૪–૦–૦ | ૩૦–૬–૦ | ૮ મહેસાણા | ૬૪–૦–૦ | ૩૬–૮–૦ |
| ૩ કલોલ | ૫૩–૦–૦ | ૨૯–૧૩–૦ | ૯ વિજાપુર | ૮૧–૦–૦ | ૪૫–૯–૦ |
| ૪ ખેરાળુ | ૫૮–૦–૦ | ૩૨–૧૦–૦ | ૧૦ વિસનગર | ૫૮–૦–૦ | ૩૨–૧૦–૦ |
| ૫ ચાણસ્મા | ૬૦–૦–૦ | ૩૩–૧૨–૦ | ૧૧ સિદ્ધપુર | ૭૨–૦–૦ | ૪૦–૮–૦ |
| ૬ દહેગામ | ૩૦–૦–૦ | ૧૬–૧૪–૦ | ૧૨ હારીજ | ૫–૦–૦ | ૨–૧૩–૦ |
| | | | | ૬૦૭–૦–૦ | ૩૪૧–૭–૦ |

## અમરેલી પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ અમરેલી | ૭૦–૦–૦ | ૩૯–૬–૦ | ૪ દામનગર | ૨૧–૦–૦ | ૧૧–૧૩–૦ |
| ૨ કોડીનાર | ૨૪–૦–૦ | ૧૩–૮–૦ | ૫ ધારી | ૨૭–૦–૦ | ૧૫–૩–૦ |
| ૩ ખાંભા | ૬–૦–૦ | ૩–૬–૦ | ૬ રતનપુર | ૮–૦–૦ | ૪–૮–૦ |
| | | | | ૧૫૬–૦–૦ | ૮૭–૧૨–૦ |

## નવસારી પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| કામરેજ | ૫૪–૦–૦ | ૩૦–૬–૦ | ૫ મહુવા | ૨૭–૦–૦ | ૧૫–૩–૦ |
| ગણદેવી | ૪૧–૦–૦ | ૨૩–૧–૦ | ૬ માંગરોળ | ૨૮–૦–૦ | ૧૫–૧૨–૦ |
| નવસારી | ૬૮–૦–૦ | ૩૮–૪–૦ | ૭ વ્યારા | ૧૮–૦–૦ | ૧૦–૨–૦ |
| પલસાણા | ૩૩–૦–૦ | ૧૮–૯–૦ | ૮ સોનગઢ | ૫–૦–૦ | ૨–૧૩–૦ |
| | | | | ૨૭૪–૦–૦ | ૧૫૪–૨–૦ |

## ઓખામંડળ પ્રાંત

| | | |
|---|---|---|
| ૧ ઓખામંડળ | ૨૧–૧૨–૦ | ૧૨–૩–૯ |
| | ૨૧–૧૨–૦ | ૧૨–૩–૯ |

## કુલ : પાંચે પ્રાંતનું

| પ્રાંતનું નામ | લવાજમની કુલ રકમ | રાજ્ય મંડળના ફાળે જતી રકમ | પ્રાંત મંડળના ફાળે જતી રકમ | મહાલ મંડળોના ફાળે જતી રકમ |
|---|---|---|---|---|
| ૧ વડોદરા પ્રાંત | ૭૦૮– ૦–૦ | ૧૭૭– ૦–૦ | ૧૩૨–૧૨–૦ | ૩૯૮– ૪–૦ |
| ૨ મહેસાણા પ્રાંત | ૬૦૭– ૦–૦ | ૧૫૧–૧૨–૦ | ૧૧૩–૧૩–૦ | ૩૪૧– ૭–૦ |
| ૩ અમરેલી પ્રાંત | ૧૫૬– ૦–૦ | ૩૯– ૦–૦ | ૨૯– ૪–૦ | ૮૭–૧૨–૦ |
| ૪ ઓખામંડળ પ્રાંત | ૨૧–૧૨–૦ | ૫– ૭–૦ | ૪– ૧–૩ | ૧૨– ૩–૯ |
| ૫ નવસારી પ્રાંત | ૨૭૪– ૦–૦ | ૬૮– ૮–૦ | ૫૧– ૬–૦ | ૧૫૪– ૨–૯ |
| | ૧૭૬૬–૧૨–૦ | ૪૪૧–૧૧–૦ | ૩૩૧– ૪–૩ | ૯૯૩–૧૨–૯ |

વડોદરા,
તા. ૨૦–૧–'૪૩

રામભાઇ કા. પટેલ
મંત્રી, વડોદરા રાજ્ય પુ. મંડળ

# વડોદરામાં ગુજરાતી ચિત્રકલાનો સત્કાર

ગુઇ તા. ૮મી જાન્યુઆરીએ વડોદરા રાજ્ય તરફથી ગુજરાત કલાસંઘના કલાકારોનાં ચિત્રોનું એક પ્રદર્શન સ્ટેટ મ્યુઝીઅમ અને ચિત્રાલયના મકાનમાં શ્રીમંત મહારાજા સાહેબના હસ્તે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. તેમજ આ નવીન કલાને રાજ્ય તરફથી આશ્રય અને ઉત્તેજન મળે એવી શુભેચ્છા દર્શાવી ગુજરાતની ચિત્રકળાના ઇતિહાસમાં એક નવો પ્રસ્તાવ કર્યો હતો. આ પ્રસંગની પાછળ ને. ના. દીવાન સાહેબ અને મે. રા. રા. વિદ્યાધિકારી શ્રી. જ્યોતીન્દ્ર મહેતા તેમજ ચિત્રાલયના કયુરેકટર શ્રી. દેવકરનો ભારે ઉત્સાહ હતો. તે ઉપરાંત પ્રો. મંજુલાલ મજમુદારે ૧૧મા સૈકાથી લઇ ૧૮મી સદી સુધીની ગુજરાતી ચિત્ર-કળાની અસલ પ્રતો ગોઠવી આજની ચિત્રકળા સાથે ક્રમબદ્ધ ઇતિહાસ રજૂ કર્યો હતો તે પ્રદર્શનનું વિશેષ આકર્ષણ હતું. પ્રદર્શન તા. ૧૯મી સુધી ખુલ્લું રાખવામાં આવ્યું તે દરમિયાન વડોદરાની પ્રજાએ ટોળાબંધ હાજરી આપી અતિશય રસ બતાવ્યો હતો. ગુજરાતના કલાકારો માટે એ પ્રસંગ ગૌરવ લેવા યોગ્ય બન્યો હતો.

પ્રદર્શનને અંગે કયુરેટર તરફથી એક સચિત્ર કેટલોગ પ્રસિદ્ધ થયું હતું તેની પ્રસ્તાવનામાં બહુ વિદ્વત્તાપૂર્ણ વિવેચનથી પશ્ચિમ હિંદની ચિત્રકળાની તવારિખ વર્ણવી હતી.



૧. પ્રદર્શનના મુખ્ય પ્રયોજકો, ને. ના. દિવાન સાહેબ, મે. રા. રા. વિદ્યાધિકારી શ્રી. મહેતા સા૦, શ્રી. દેવકર અને કલાકારો.

૨. શ્રી. રવિશંકર રાવળ, શ્રી. મહારાજા સાહેબને પ્રદર્શન બતાવે છે.

નવીન ચિત્રકળા વિષે તેમાં લખ્યું છે કે સૈકાઓનો ચિત્રકળાનો વારસો પામ્યા છતાં આ યુગના આરંભમાં રાજા રવિવર્માએ પશ્ચિમની કળાની અસરથી પ્રેરાઇને ચિત્રો પ્રચાર્યાં. તેની છાયામાં આવ્યા સિવાય કોઇ પણ ચિત્રકાર નહોતો અને કળાસર્જનના દરેક પ્રયત્નમાં યુરોપના કલામંદિરોની ટુકડા ભીખ ઉપર હિંદનો કલાકાર નિર્વાહ કરવા મથામણ કરતો. પરંતુ રાષ્ટ્રના સમાજ અને લોકજીવનમાંથી પ્રેરણા લઈ સ્વતંત્રપણે પોતાનાં કલાસર્જન કરતાં તે અચકાતો અને યુરોપી સિદ્ધાંતવાળા ટીકાકારોથી ડરતો. પરંતુ બંગાળમાં હેવલ અને અવનીંદ્રનાથે એ સાંકળો તોડી નાખી, રાષ્ટ્રીય સ્વરૂપની કળાનું મંડાણ બાંધ્યું. ત્યારપછી કળામાં અજન્તા, રાજસ્થાની, મુઘલ અને લોકરૂઢિની કળાનો વિચાર અને આદર

## મહેસાણા પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ આતરસુંબા | ૧૫-૦-૦ | ૮-૭-૦ | ૭ પાટણ | ૫૭-૦-૦ | ૩૨-૧-૦ |
| ૨ કડી | ૫૪-૦-૦ | ૩૦-૬-૦ | ૮ મહેસાણા | ૬૪-૦-૦ | ૩૬-૮-૦ |
| ૩ કલોલ | ૫૩-૦-૦ | ૨૯-૧૩-૦ | ૯ વિજાપુર | ૮૧-૦-૦ | ૪૫-૯-૦ |
| ૪ ખેરાળુ | ૫૮-૦-૦ | ૩૨-૧૦-૦ | ૧૦ વિસનગર | ૫૮-૦-૦ | ૩૨-૧૦-૦ |
| ૫ ચાણસ્મા | ૬૦-૦-૦ | ૩૩-૧૨-૦ | ૧૧ સિદ્ધપુર | ૭૨-૦-૦ | ૪૦-૮-૦ |
| ૬ દહેગામ | ૩૦-૦-૦ | ૧૬-૧૪-૦ | ૧૨ હારીજ | ૫-૦-૦ | ૨-૧૩-૦ |
| | | | | ૬૦૭-૦-૦ | ૩૪૧-૭-૦ |

## અમરેલી પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ અમરેલી | ૭૦-૦-૦ | ૩૯-૬-૦ | ૪ દામનગર | ૨૧-૦-૦ | ૧૧-૧૩-૦ |
| ૨ કોડીનાર | ૨૪-૦-૦ | ૧૩-૮-૦ | ૫ ધારી | ૨૭-૦-૦ | ૧૫-૩-૦ |
| ૩ ખાંભા | ૬-૦-૦ | ૩-૬-૦ | ૬ રતનપુર | ૮-૦-૦ | ૪-૮-૦ |
| | | | | ૧૫૬-૦-૦ | ૮૭-૧૨-૦ |

## નવસારી પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ કામરેજ | ૫૪-૦-૦ | ૩૦-૬-૦ | ૫ મહુવા | ૨૭-૦-૦ | ૧૫-૩-૦ |
| ૨ ગણદેવી | ૪૧-૦-૦ | ૨૩-૧-૦ | ૬ માંગરોળ | ૨૮-૦-૦ | ૧૫-૧૨-૦ |
| ૩ નવસારી | ૬૮-૦-૦ | ૩૮-૪-૦ | ૭ વ્યારા | ૧૮-૦-૦ | ૧૦-૨-૦ |
| ૪ પલસાણા | ૩૩-૦-૦ | ૧૮-૯-૦ | ૮ સોનગઢ | ૫-૦-૦ | ૨-૧૩-૦ |
| | | | | ૨૭૪-૦-૦ | ૧૫૪-૨-૦ |

## ઓખામંડળ પ્રાંત

| | | |
|---|---|---|
| ૧ ઓખામંડળ | ૨૧-૧૨-૦ | ૧૨-૩-૯ |
| | ૨૧-૧૨-૦ | ૧૨-૩-૯ |

## કુલ : પાંચે પ્રાંતનું

| પ્રાંતનું નામ | લવાજમની કુલ રકમ | રાજ્ય મંડળના ફાળે જતી રકમ | પ્રાંત મંડળના ફાળે જતી રકમ | મહાલ મંડળોના ફાળે જતી રકમ |
|---|---|---|---|---|
| ૧ વડોદરા પ્રાંત | ૭૦૮-૦-૦ | ૧૭૭-૦-૦ | ૧૩૨-૧૨-૦ | ૩૯૮-૪-૦ |
| ૨ મહેસાણા પ્રાંત | ૬૦૭-૦-૦ | ૧૫૧-૧૨-૦ | ૧૧૩-૧૩-૦ | ૩૪૧-૭-૦ |
| ૩ અમરેલી પ્રાંત | ૧૫૬-૦-૦ | ૩૯-૦-૦ | ૨૯-૪-૦ | ૮૭-૧૨-૦ |
| ૪ ઓખામંડળ પ્રાંત | ૨૧-૧૨-૦ | ૫-૭-૦ | ૪-૧-૩ | ૧૨-૩-૯ |
| ૫ નવસારી પ્રાંત | ૨૭૪-૦-૦ | ૬૮-૮-૦ | ૫૧-૬-૦ | ૧૫૪-૨-૯ |
| | ૧૭૬૬-૧૨-૦ | ૪૧૧-૧૧-૦ | ૩૧૧-૪-૩ | ૯૯૩-૧૨-૯ |

વડોદરા,
તા. ૨૦-૧-'૪૨

રામભાઇ કા. પટેલ
મંત્રી, વડોદરા રાજ્ય પુ. મંડળ

તેમાં હંમેશ હોવાં જોઇએ. અને માનવીનાં અંતરને તે પ્રકાશવાન કરવાને સહાય કરતાં પણ હોવાં જોઇએ. મનુષ્યના આત્મા અને મગજને સરસ રીતે ખીલવીને સાહિત્ય, જગતમાં છુપાયલાં સૌંદર્યને ખડું કરે છે. વિચારો, ભાષા અને વસ્તુની સુન્દરતા જ સુંદર સાહિત્યનાં અંગે ગણાવી શકાય એમ છે. ભૂતકાલનાં સ્વપ્નો અને ભવિષ્યના આદર્શોને નજર સમક્ષ લાવવામાં સાહિત્ય જ પોતાનો હિસ્સો આપી શકે એમ છે. સાહિત્ય માણસને ઉમદા અને પવિત્ર જીવન તરફ પ્રેરે છે. કોઇ પણ વસ્તુ અંગે તાત્કાલિક અસર કરવામાં સાહિત્ય વધુ ફાળો નોંધાવે છે. માનસિક ચિંતાઓ અને ગમગીનીઓને દૂર કરવામાં સંગીન સાહિત્યનું વાચન જે અસર નીપજાવે છે તે ખરે જ અદ્વિતીય હોય છે. માણસના અનુભવને વધુ અનુભવી બનાવવામાં સાહિત્યનો સાથ રહે છે. સાહિત્ય કોઇ અમુક પ્રકારના માણસોને જ અસર કરવાનો હક્ક ધરાવતું નથી, પણ ગમે તે શોખ અને વિષયનો પ્રેમ ધરાવનારને સંતોષવાની તેનામાં શક્તિ સમાયેલી છે. સાહિત્યના અમર સર્જકો ટાગોર, શેલી, કાલિદાસ, શેક્સપિયર, ' ઇકબાલ ' વગેરે બધાજ જીવનઘડતરના મહાન ઘડવૈયાઓ પૂરવાર થઇ ગયા છે. દરેકની તેમની શકિત અનુસાર કાંઇ ને કાંઈ વિશિષ્ટતા હતી. કલા અને સાહિત્ય બંને હંમેશાં સાથે જ સંકળાયલાં હોય છે. વહેતા સમયને શબ્દદેહ આપવામાં જગતના એ બે જ મહાન સર્જકો ગણી શકાય.

ડો. ઝાએ, સાહિત્યનાં જુદાં જુદાં અંગોનો સુંદર પરિચય કરાવ્યો હતો. પ્રગતિવંત સાહિત્યની હાલના સાહિત્યમાં શરૂઆત થઇ છે, અને તે ખૂબ જોશભેર પણ કરી શકે. ગઇ કાલનું અને આજનું સાહિત્ય બહુ ભારે તફાવતો બતાવે છે. સમાજના એક ચોક્કસ અંગને છતું કરવાની શકિત સાહિત્યમાં બહુ સરસ રીતે છુપાયલી છે. સુંદરતા અને સહૃદયતા જ કલાવંત સાહિત્યને સર્જાવવામાં સાથ આપી શકે એમ છે.

---

# મિથ્યા કાળક્ષેપ

મનુષ્યજીવનમાં જે કંઇ અમૂલ્ય તત્ત્વો છે, એમનો નાશ ન થાય એવી સમાજવ્યવસ્થા રચવા એ (બર્ટ્રાન્ડ રસેલ નામનો વિદ્વાન) આગ્રહ કરે છે. આજકાલના લોકો ઝટ દોડતી રેલ્વે, તાર, ટપાલ ઇત્યાદિથી ખૂશ થઇ ગયા છે; પરંતુ એવી ઝડપી મદદોમાં ખરું સુખ આપવાની તાકાત નથી, એ વાત એમને ગળે ઉતારવી મુશ્કેલ છે. નરકમાંથી સ્વર્ગ તરફ ચડવાનો જો માર્ગ હાથ લાગે તો પછી ત્યાં પહોંચતાં વાર લાગે કે ગતિ ધીમી હોય તો એ હરકત નથી; પરંતુ ઝડપી રેલ્વે જેવાં કોઇ સાધનથી સ્વર્ગમાંથી નરકમાં પડવાનું હોય તો એ નરી ઝડપથી શું ન્હાયા ? અને એજ પ્રમાણે બહુ સાધનો એકઠાં કર્યાં હોય અને કૉચ, ખુરશી, ટેબલ, ગાદીતકિયા, ચક્ર, પડદા, ગાલીચા, મોટરો ઇત્યાદિ વસ્તુઓના ઢગ ભર્યા હોય તો માત્ર એનાથી પણ જીવનનો ખરો આનંદ મળી શકે એમ નથી. અત્યંત ગરીબાઇ અટકાવવી જોઇએ પરંતુ જેમની પાસે બહુ છે, તેમના વસ્ત્રાલંકારમાં અને સાધનસંપત્તિમાં વધારો કર્યા કરવો એ મિથ્યા કાળક્ષેપ કર્યા જેવું છે.

( ડૉ. હરિપ્રસાદ કૃત ' સ્વાધ્યાય 'માંથી )

# સાચી ધર્મભાવના

**શ્રીમંત અને મધ્યમ વર્ગનાં હજારો કુટુમ્બોની સ્ત્રીઓ શાસ્ત્રીઓ, પુરાણીઓ જોષીઓ, કથાકારોના વાચાળપણા અને સ્વાર્થી કપટજાળમાં લપટાઇ જઇ વ્રત, બાધાઆખડી, પૂજાઓ અને પારાયણો, અનુષ્ઠાનો અને રુદ્રીઓ, શતચંડીઓ અને હોમહવનોને નામે કુટુંબના કમાનાર પુરુષવર્ગનાં પરસેવાની કમાઇના ધનનો કેવળ વ્યય કરી રહી છેઃ પોતાના ઘરની અને ગૃહવ્યવસ્થાની, બાળકો અને કુટુંબીજનની કાળજી અને વ્યવસ્થાનું અતિ મહત્ત્વનું કાર્ય ચૂકી, આ સ્વાર્થી તકસાધુઓની પાછળ સમય અને ધનનો દુર્વ્યય કરી રહી છે. આ જાતની કહેવાતી ધાર્મિકતામાં અનેક શ્રીમંતો અને મધ્યમવર્ગનાં સ્ત્રીજનો મોટાઈ માને છે અને પરસ્પર સ્પર્ધા કરે છે. એ બ્રાહ્મણો, સાધુબાવા-વૈરાગીઓ, શાસ્ત્રીઓ, પુરાણીઓ, કથાકારોને દાનદક્ષિણા આપવામાં કેટલી બધી ચડસાચડસી ચાલે છે ? મંદિરોમાં શાંત, સ્વસ્થ ચિત્તથી એકાંતમાં ધ્યાન ધરવાને બદલે કેટલો રઘવાટ, દોડાદોડી અને ધક્કામુક્કી આપણી સ્ત્રીઓ રોજ સહન કરે છે ? આ બધાં સાચી ધાર્મિકતાનાં ચિહ્નો છે ? આ માત્ર ધર્મઘેલછા નથી ? અત્યારે આપણી સ્ત્રીઓનો મોટો ભાગ આ પ્રમાણેની ધર્મઘેલછામાં જ પડેલો છે, એમ મને લાગે છે.**

મહાકવિ પ્રેમાનંદનું ' સુદામાચરિત ' તો તમે સહુએ વાંચ્યું જ હશે-કદાચ ઘણીવાર વાંચ્યું હશે. હમણાં થોડા વખત ઉપર અમુક કારણસર મારે એ ફરી વાંચવાનો પ્રસંગ આવ્યો. વાંચતાં વાંચતાં સુદામાની પત્ની સુદામાને શ્રીકૃષ્ણ પાસે દ્વારકા જવાની સૂચના કરે છે તે ભાગ વાંચતાં હું વિચારે ચઢયો. મને લાગ્યું કે પુરુષને યોગ્ય માર્ગદર્શન કરાવનારી, બધાં ફાંફાં મારવાં રહેવા દઇ ભગવાનને શરણે જવાનો ધર્મમાર્ગ પુરુષને બતાવનારી સંસારમાં સ્ત્રી જ છે, એ સત્ય હકીકતનું સૂચન સુદામાની પત્નીના દાખલાથી થાય છે. કુટુંબજીવનની મુશ્કેલીઓ, સંસારની ઉપાધિઓ, ચિત્તની વ્યથા અને અશાન્તિ એ બધું એક જ માર્ગે દૂર થઇ શકે છેઃ ભગવાનનું અનન્ય શરણ. આ માર્ગ ભક્ત સુદામાને પણ સુઝયો ન હતો, તે તેની પત્નીએ તેને સુઝાડયો. પત્નીને આપણા પ્રાચીન ગ્રન્થોમાં સહધર્મચારિણી કહી છે, પરન્તુ એ સહધર્મચારિણી હોવા ઉપરાંત સદ્ધર્મમાર્ગપ્રેરક પણ છે એમ સુદામાની પત્નીના દૃષ્ટાન્ત ઉપરથી સાબિત થાય છે. પુરુષો ધંધોરોજગાર, વેપારઉદ્યોગ, નોકરીચાકરી અને બીજી અનેક ઉપાધિઓમાં, તેમ જ ખાવુંપીવું, હરવું ફરવું, મોજશોખ વગેરેમાં પડેલા હોવાથી તેમને ધર્મ કે ધ્યાન કાંઇ સાંભરતું નથી. કુટુંબની સ્ત્રીઓ પોતાના આત્માના શ્રેયને અર્થે તેમ જ પોતાના કુટુંબના વિપથગામી પુરુષવર્ગના કલ્યાણને અર્થે ધર્મધ્યાન, પાઠપૂજા, દેવદર્શન, વ્રત, ઉપવાસ, તીર્થ, સ્નાન વગેરે કરે છે. એ-રીતે હિન્દુસમાજનું ધર્મધારણ સ્ત્રીઓ ઉપર રહેલું છે, એમ જણાય છે. પુરુષો તો માર્ગ ચૂકયા છે, ભાન ભૂલ્યા છે. સ્ત્રીઓએ સમાજના ધર્મધારણને ટકાવી રાખ્યું છે.

આમ વિચાર કરતે કરતે મને એક બીજો વિચાર સુઝયોઃ આપણી સ્ત્રીઓ જેને ધર્મ માને છે, જે ક્રિયા અને આચારને ધર્મ સમજે છે, તે ખરેખરો ધર્મમાર્ગ છે ખરો ?

આપણી સ્ત્રીઓનો મોટો ભાગ જેને ધર્મ કહે છે અને માને છે તે વસ્તુતઃ શું છે ? દેવદર્શન, વ્રત, તીર્થસ્નાન, ઉપવાસ, બાધાઆખડી, શુકનઅપશુકન, જોષીઓએ બતાવેલાં શુભાશુભ મુહૂર્તનું અનુસરણ, બ્રાહ્મણ, સાધુસંત, બાવાજતિજોગીને દાનભોજનદક્ષિણા, પાઠપૂજા, કથાશ્રવણ વગેરે. આ બધા પોતે જ વાસ્તવિક રીતે ધર્મ છે કે ધાર્મિકતા માટેનાં માનેલાં ? ખરી રીતે ધર્મ તો જીવનને સર્વ રીતે ઉન્નત કરનાર અને પ્રેરક બળ છે. નિત્યવ્યવહારમાં સંસારનાં નાનાં મોટાં કાર્યમાં, સંકટ અને વિપત્તિને પ્રસંગે જે ઉન્નતાવસ્થા, સાચી શાંતિ, અક્ષુબ્ધ ચિત્ત રખાવી શકે એ ધર્મ છે. ધર્મ એ તો ચેતનવંતી અને હૃદયની સૌથી ઉન્નતવૃત્તિ છે, આત્માનું અમરત્વ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન છે, વિશ્વના આદિકારણનો સાક્ષાત્કાર કરવાનો પ્રયાસ છે, માનવહૃદયની ઊંડામાં ઊંડી અને પ્રાચીનમાં પ્રાચીન સમયથી ચાલતી આવતી અંતરની તીવ્ર પિપાસા છે. ધર્મને કોઈ કોમ કે સંપ્રદાય, બાહ્યાચાર કે વિધિનિષેધ, ગ્રંથ કે શાસ્ત્ર, આચાર્ય કે મંદિર સાથે સંબંધ નથી. એને કોઈ પ્રકારની ચિઠ્ઠી ( 'લેબલ' ) કે નામાભિધાનની આવશ્યકતા નથી, મનુષ્યહૃદયની હલકી મનોવૃત્તિને તો એમાં લેશમાત્ર પણ સ્થાન નથી.

ધર્મનું આ પ્રમાણેનું સત્ય સ્વરૂપ સ્વીકારવામાં આવે તો ઉપર જણાવેલા જે બાહ્યાચારોમાં આપણી સ્ત્રીજનતાનો મોટો ભાગ પડેલો જણાય છે તે વાસ્તવિક રીતે ધર્મ–ધાર્મિકતાસૂચક છે ? દેવદર્શન અને વ્રત–ઉપવાસ કરનારી આપણી અસંખ્ય સ્ત્રીઓને ચિત્તની શાંતિ, વ્યવહારમાં ઋજુતા, ક્ષમાશીલતા, વિશાળ હૃદય અને સહિષ્ણુતા વિશેષ પ્રમાણમાં પ્રાપ્ત થયેલાં જણાય છે ? દાનદક્ષિણા આપનાર, તીર્થસ્થાન વગેરે કરનાર સ્ત્રીઓ પોતાનાં કુટુંબીજન પ્રત્યે ઓછી ક્રોધાવેશવાળી, પુત્રવધૂઓને ઓછો સંતાપ આપનારી, કૌટુમ્બિક ઝઘડામાં ઓછી પડેલી, આડોશ–પાડોશમાં વિશેષ સમભાવ દર્શાવનારી, બીજાની નિન્દા અને કુથલીમાં ઓછો ભાગ લેનારી આપણા અનુભવમાં આવી છે ? ઉપર જણાવેલા બાહ્યાચાર જેને ધર્મ ગણવામાં આવે છે અને જે પાળનારને ધાર્મિક ગણવામાં આવે છે, તેને પરિણામે નિત્યજીવનમાં–વ્યવહારમાં–કોઈ પ્રકારની વિશેષ ઉન્નત વૃત્તિ, વિશેષ વિશાળ હૃદય, વિશેષ સહિષ્ણુતા, વિશેષ સેવાભાવ, હૃદયની વિશેષ કોમળતા જો જણાતી ન હોય તો એ બધા બાહ્યાચારોનું શું પ્રયોજન છે ? ધાર્મિક જીવનપ્રાપ્તિને અર્થે એનો શો ઉપયોગ છે ?

અત્યારે આપણી આસપાસ નજર કરતાં આપણને શું જણાય છે ?

મોટી વયની સ્ત્રીઓની આ જાતની ધર્મઘેલછાનું એક અનિવાર્ય પરિણામ એ આવ્યું છે કે અત્યારનાં ઊછરતાં યુવક યુવતીઓ ધર્મ–સાચા ધર્મ–પ્રત્યે વિમુખ થઈ ગયાં છે. કુટુંબમાં શાંત ગંભીર ધાર્મિક વાતાવરણને બદલે ઉપર જણાવેલી ધાર્મિક ઘેલછાને પરિણામે તેના પ્રત્યાઘાતરૂપે–આજનાં યુવકયુવતીઓ ધર્મ પ્રત્યે બેદરકાર બન્યાં છે.

વાસ્તવિક રીતે ધર્મ એ તો જીવન છે. એ કાંઈ માન્યતા, સિદ્ધાંત કે આચાર નથી. જીવનની પ્રત્યેક ક્ષણે, વ્યવહારના પ્રત્યેક નાના મોટા પ્રસંગે આપણને જે બળ–અંતરની જે પ્રેરણા–સત્ય માર્ગનું દર્શન કરાવી ઉન્નતિને પંથે પ્રયાણ કરાવવામાં સહાયભૂત થાય છે એ બળ અને એ પ્રેરણા એ સાચો ધર્મ છે. એવું બળ અને એવી પ્રેરણા ઉપર જણાવેલી ધર્મઘેલછાથી કોઈને પ્રાપ્ત થયેલાં જાણવામાં નથી.

ધર્મઘેલછાને પરિણામે અનેક ભોળી, નિર્દોષ સ્ત્રીઓ દુષ્ટ, પાપી માણુસોના ફંદામાં ફસાઈ ગયેલીના દાખલા તમારાથી અજાણ્યા છે ? મહંતો અને મહારાજો, જોગીઓ અને જતિઓની શોધમાં અથડાતા મૂર્ખ, ધર્મઘેલછાવાળાં સ્ત્રીપુરુષોને પંજાબ તરફના એક મુસલમાન ઉઠાઉગીરે વૈષ્ણવ આચાર્ય બની ઠગ્યાં હતાં એ થોડા માસ ઉપર ગુજરાતમાં બનેલો કિસ્સો તમે છાપાંમાં વાંચ્યો હશે. આવા તો અનેક કિસ્સા બને છે, પણ બધા જાહેરમાં આવતા નથી.

આવી ધર્મઘેલછાવાળાં માણુસોની એવી માન્યતા હોય છે કે એકાદ ક્રિયાથી, એકાદ વ્રત કે યજ્ઞયાગ અગર અનુષ્ઠાનથી, એકાદ આચાર્ય કે મહન્તની સેવા કરવાથી, જીવનની બધી મુરાદો અને મનોવાંછનાઓ ફલિભૂત થઈ જશે ! આ લોકમાં સુખ–વૈભવ અને પરલોકમાં મોક્ષ બન્ને સાધી શકાશે ! પરંતુ આ કેવળ ભ્રમ છે. ધાર્મિક જીવન–સાચી ધાર્મિકતા–જે આત્માની ઉન્નતિ માટે આવશ્યક અંગ છે અને જેને પરિણામે જ આત્મા મોક્ષગતિને પામે છે, તે તો જીવનભરની સાધનાને અંતે પણ વિરલ છે. એ કાંઈ પૈસા વડે ખરીદવાથી કે થોડાં વ્રત, તીર્થ, દાન, સ્નાન કરવાને પરિણામે સહેલાઈથી મળી જનારો પદાર્થ નથી. એ તો ચિત્તની કાયમની ઉન્નત સ્થિતિને પરિણામે જ પ્રાપ્ત થાય છે.

ધર્મનાં બાહ્ય ચિહ્નો, જે પ્રત્યેક ધર્મમાં વિધવિધ રીતે ગણાવવામાં આવેલાં છે, તે પોતે ધર્મ નથી-ધાર્મિકતા સાધ્ય થવા માટે પૂરતાં સાધન પણ નથી. એ ચિહ્નોની પાછળ રહેલી ભાવના, એ ચિહ્ન ધારણ કરનારની મનોવૃત્તિ મુખ્ય અગત્યની છે. એવી મનોવૃત્તિ ન હોય, એની પાછળ રહેલી ભાવના ભુલાઇ ગઇ હોય તો એ ચિહ્નો તો કેવળ જડ છે. એવી મનોવૃત્તિ અને ભાવના સિવાય એ ચિહ્નોનો ઉપયોગ તે તેનો દુરુપયોગ છે, એટલું જ નહિ પણ તે મહાવિનાશકારી પરિણામ ઉત્પન્ન કરે છે. અપૂર્વ ક્ષમાશીલતા, અદ્ભુત શાન્તિ અને સંપૂર્ણ સહિષ્ણુતાના પ્રતીક સમો ઇસુ ખ્રિસ્તનો ક્રૉસ હાથમાં લઇ, લશ્કરને મોખરે એવો ક્રૉસ રાખી, યુરોપના યોદ્ધાઓ મધ્યયુગમાં માનવસંહાર કરવા નીકળતા હતા ! મહાત્મા ગાંધીજીની છબી અને રાષ્ટ્રીય ધ્વજ મોખરે રાખી તોફાની ટોળાં એકબીજાને છરા અને પથરા મારે, છરા ચલાવી દે તો અહિંસાના એ પરમ ઉપાસકનાં ચિહ્નોનો કેવો દુરુપયોગ થયો ગણાય ? એ જ પ્રમાણે, ધાર્મિક ઘેલછાને પરિણામે, ધર્મનાં ચિહ્નોને ઓથે, અનેક પ્રકારના અત્યાચાર આપણા જીવનમાં થઇ રહ્યા છે તે આપણું સમાજજીવન જોતાં જરૂર જણાશે.

આ પ્રકારની ધર્મઘેલછા એ માત્ર અજ્ઞાનનું પરિણામ નથી. એ તો સ્વાર્થી, લોભી, મહંતો, શાસ્ત્રીઓ, પુરાણીઓ અને કર્મકાંડી બ્રાહ્મણોએ ઇરાદાપૂર્વક પોતાના સ્વાર્થ ખાતર કરેલા પ્રચારનું સીધું પરિણામ છે. ચિત્તશુદ્ધિ, ઉન્નત મનોવૃત્તિ, વિશાલ હૃદય અને નૈસર્ગિક સંસ્કારોનું ઊર્ધ્વીકરણ કરવાની કષ્ટમય સાધના કર્યા સિવાય સહેલાઇથી બાહ્યચિહ્નો અપનાવી લેવાથી ધાર્મિકતાનું બિરુદ મેળવી શકાય એવી ભ્રમજનક છેતરપિંડીનો એ પ્રયત્ન છે.

જીવનના બીજા અનેક વિષયોની માફક ધર્મની બાબતમાં પણ સમતોલપણું, સપ્રમાણતા, ધીર ગંભીર વિચારપૂર્વક વર્તનની આવશ્યકતા છે. ધર્મઘેલછા એ એક પ્રકારનો ઉન્માદ છે, અને હરેક પ્રકારનો ઉન્માદ હાનિકારક છે.

આપણી અસંખ્ય સ્ત્રીઓની આ જાતની ધર્મઘેલછા જોઇને મારા ચિતમાં થતી વ્યથા તમારી સમક્ષ મેં રજૂ કરી છે. કોઇને માઠું લગાડવાનો કે કોઇ ઉપર આક્ષેપ કરવાનો મારો ઇરાદો નથી. પરંતુ સ્ત્રીઓ પોતે સત્યધર્મ ધારણ કરનાર છે, એટલું જ નહિ પણ વિપથગામી પુરૂષવર્ગને સદ્ધર્મપ્રેરક બળ છે, તેની શક્તિ આ પ્રમાણે ધર્મઘેલછાને માર્ગે વેડફાઇ જતી જોવાથી તેને ચેતવવાનો આ મારો નમ્ર પ્રયાસ છે.* ગં. ગો. ધ્રુ.

# ફૂલેલો રૂપિયો

સંગ્રામની ડમરી ચઢી છે ને જગતને માથે એક ભીષણમાં ભીષણ આંધી છવરાઇ રહી છે. આઝાદ પ્રજાઓ પણ જ્યાં ભારે આફતમાં ઊતરી પડી છે ત્યાં ગુલામ જનતાઓના ભાવ પૂછવાને તો કોણ નવરૂં પડયું છે ?

હિંદુસ્તાન હિંદીઓનો પોતાનો નથી. હિંદુસ્તાનનું રાજતંત્ર હિંદીઓના હાથમાં નથી. અને ભારતી મૈયાના અર્થકારણનાં અતિ નાજુક સૂત્રો પણ હિંદુસ્તાનનાં ઘરનાં માનવીઓની હાથમાં આજ વસતાં નથી.

### કંગાલિયતમાં થયેલો વધારો

અનેકવિધ વિપત્તિઓ આમાંથી ઉપસ્થિત થઇ છે. અને હિંદુસ્તાનની ગુલામીના ઘણુથી રાષ્ટ્રની કંગાલિયતનું પાતાળ ફાટી જ પડયું છે.

અને આ કંગાલિયતમાં વધારો કરનારા આપણા ચલણના ફુલાવા સામે, રાષ્ટ્રની દશે દિશાઓમાંથી, કાળો પોકાર આજે સંભળાઇ રહ્યો છે.

લડાઇની આવશ્યકતાઓને પરિણામે સરકારે આપણા રૂપિયાનો રાક્ષસી ફુલાવો આજે ઉપસ્થિત કર્યો છે. કરોડો રૂપિયાની નોટ રાષ્ટ્રમાં ઠલવાઇ પડી છે–અને, હજુ પણ, ઠલવાતી જ રહી છે. રૂપિયો વધ્યો છે. પણ રૂપિયાની આ કળિને નૈસર્ગિક રીતે વિકસાવવામાં આવી નથી. રૂપિયાની કળીનો વિકાસ એક કૃત્રિમ ગરમીએ કર્યો છે.

અને એટલે, ઉઘડેલાં ફૂલમાંથી, તેની નૈસર્ગિક ગુલાબીનો ભભકતો રંગ છેક અદશ્ય પડ્યો છે. વિકસેલું ફૂલ કૃત્રિમ છે, કુદરતી નથી. અને એટલે તેમાં કુદરતી સુવાસ વસતી નથી. અને સુવાસ–વિહોણો રૂપિયો રાષ્ટ્રનું ભૂષણ નથી, રાષ્ટ્રનું આકર્ષણ પણ નથી.

### નોટો...વધુ અને વધુ નોટો

સરકારને માલ ખપે છે. માલની ખરીદીને માટે સરકારને રૂપિયો ખપે છે. ટંકશાળ ચાલે છે ને છપાયલી નોટ માલની ખરીદી કરે છે. બેફામ બહાર પડેલી આ નોટો જનતામાં ફરતી બને છે. અને ધનલોભી સોદાગરો, એ નોટોનો ઉપયોગ, સંગ્રહ અને વધુ સંગ્રહમાં કરે છે. કાચી વસ્તુઓનાં બજારોમાં તેઓની રમઝટ બોલતી જણાય છે. સાધનહીન જનતા તેઓની ઘાણીમાં પડે છે, લોહી નીચોવાઇને હાડકાંઓ દળાતાં જણાય છે, દેશ ભાંગે છે, રાષ્ટ્ર પાયમાલ બને છે અને રૂપિયાના ફુલાવામાંથી ધરતી પર મહાન અનિષ્ટો ત્રાટકી પડે છે.

* તા. ૬–૨–૪૩ ના " જ્યોતિર્ધર "માંથી.

ચલણના અસાધારણ ફુલાવાથી જગતની ઘણી પ્રજાઓ પાયમાલ થઇ છે. અને છતાંય, હિંદુસ્તાનની થતી અને થનારી પાયમાલી દ્વારા, ચલણના ફુલાવાઓની ઘણીક જગપ્રસિદ્ધ ચેતવણીઓ પણ, સદંતર, ઉવેખાતી જ જણાય છે.

હિંદુસ્તાનના ચલણમાં ફુલાવો થયો છે, પણ ફુલેલા રૂપિયાની કરોડોની સંખ્યા સામે હિંદુસ્તાનના વેપારઉદ્યોગનો સંગીન વિકાસ તો જરાય આવ્યો જ નથી. એટલે રૂપિયાના ફુલાવાથી ફુલાવાનું કારણ પરાધીન રાષ્ટ્રને જરાય મળતું નથી.

### ચારેકોરથી બજાવાતી ચેતવણીની ભેરી

આનંદની વાત છે કે, હિંદના અર્થકારણના અભ્યાસીઓના દિલમાં ચલણના ફુલાવાનો એક આકરો ઉત્પાત, આજકાલ, ઉપસ્થિત થયો છે.

ચેતવણીની ભેરી, સરકાર સામે, આજે, ચારેકોરથી, બજાવાતી જણાય છે.

...પણ અમને દહેશત છે કે, હિટલર અને ટોજોની યાંત્રિક તોપોએ રોકેલા સરકારના કાન હિંદુસ્તાનમાં બજતી ચેતવણીની ભેરીઓ સાંભળવાને તો, આજે, નવરાજ નથી.

રૂપિયા ! તારા ફુલાવાનું વિરાટ સ્વરૂપ હિંદુસ્તાનના પરાધીન રાષ્ટ્રને કેવું અને કેટલું કંપાયમાન કરે છે ?

અને રૂપિયા ! તારી કાયામાંથી ઉડી ગયેલા નૈસર્ગિક રણકારને જીવતો જોવાની કેવી અને કેટલી ઝંખના ભારતવર્ષનાં દિલમાં આજે જાગ્રત થઇ છે !*

---

## વ્રતચારી

વ્રતચારી યોજનાનો હેતુ મનુષ્યના મનને અને શરીરને સમાન રીતે કેળવીને તેનું જીવન શિસ્તમય અને આનંદમય બનાવવાનો છે. વ્રતચારી શિક્ષણનું ધ્યેય મનુષ્યના આત્મા અને શરીરને સરખાં તેજસ્વી બનાવવાનું છે. આત્મા અને શરીર નિરંતર સમાન પ્રગતિ કરે, એકબીજાને પ્રગતિમાં વિઘ્નરૂપ ના થાય અને જીવનને દરેક રીતે સંપૂર્ણ બનાવે એ વ્રતચારી યોજનાનું ધ્યેય છે. "વ્રતચારી" શબ્દનો અર્થ 'આદર્શ વ્રત ગ્રહણ કરનાર' એમ થઇ શકે. સાચા વ્રતચારીએ સમસ્ત જીવનને એક મહાન વ્રત સમાન ગણવાનું હોય છે. એ મહાન વ્રતના પાંચ નાના ભાગ કરવામાં આવ્યા છેઃ – જ્ઞાન, મહેનતમજૂરી, સત્ય, સંપ અને આનંદઃ એક સાચો વ્રતચારી આ પાંચ વ્રત નિરંતર પાળવાની પ્રતિજ્ઞા લે છે. વ્રતચારીનું અંતિમ ધ્યેય આદર્શ શહેરી બનવાનું હોય છે. પોતાનું શરીર કસરત અને રમતોથી કરીને સુદૃઢ બનાવવાનું, પોતાની બુદ્ધિને શિક્ષણથી તીવ્ર બનાવવાની અને પોતાના આત્માની ઉન્નતિ કરવાની ફરજ વ્રતચારીની ગણાય છે. વ્રતચારી યોજનામાં બાળકો, યુવકયુવતીઓ અને સ્ત્રીપુરુષો જોડાઈ શકે છે. ન્યાતજાતનો કે ધર્મનો ભેદભાવ વ્રતચારી યોજના માન્ય કરતી નથી. વ્રતચારી યોજના એવી રીતે ઘડવામાં આવી છે કે એમાં જોડાવાથી બધા ધર્મના, બધી જાતના લોકો ભેગા મળીને રચનાત્મક કાર્ય કરતાં શીખે. દુનિયામાં કોઇ કામ

* તા. ૨૮-૧-૪૩ ના "વંદેમાતરમ્"માંથી

હલકું નથી એવી ભાવના—એટલે કે જેને અંગ્રેજીમાં Dignity of Labour કહે છે એ વ્રતચારીઓને ખાસ શીખવવામાં આવે છે.

કેટલીક રીતે વ્રતચારી પ્રવૃત્તિ "Boy Scouts" અને "Girl Guides"ની પ્રવૃત્તિને મળતી આવે છે. એ બે પ્રવૃત્તિ પશ્ચિમના દેશોમાંથી આવેલી ને તેથી કેટલીક રીતે આપણા દેશને અનુકૂળ થતી નથી. દાખલા તરીકે ઉનાળાની સાંજે Camp Fire સળગાવીને તેની આજુબાજુ સ્કાઉટસ અને ગાઈડસ બેસે તે આપણા ગરમ દેશમાં અત્યંત બેહુદું લાગે છે. વ્રતચારી પ્રવૃત્તિ આ દેશમાં જ યોજાઇ છે એટલે તે બધી રીતે દેશને અનુકૂળ પડે એવી છે અને તેમાં પશ્ચિમનું આંધળું અનુકરણ નથી. વ્રતચારીનાં વ્રતને જીવનમાં અમલમાં મૂકવા માટે બીજા સોળ "પણ" અને સત્તર "મના" ( મના એટલે અમુક વસ્તુ કરવાની મનાઇ ) લેવાનાં હોય છે. એ સોળ "પણ"માં સહુથી મહત્ત્વનાં ત્રણ છે:—(૧) કોઈ પણ જાતનું પ્રમાણિક કામ કરવામાં નાનમ નથી; (૨) તંદુરસ્ત અને સ્વચ્છ રહેવું; (૩) હંમેશ પ્રફુલ્લ ચહેરો રાખવો અને આનંદી સ્વભાવ રાખવો. નાનાં છોકરાં વ્રતચારી થાય છે તેમને છો-બ્રાસ ( છો-છોટાં-ન્હાનાં અને બ્રાસ-વ્રતચારી ) કહેવામાં આવે છે. છો બ્રાસને ગ્રહણ કરવાનાં જુદાં બાર વ્રત હોય છે.

વ્રતચારી યોજના મુખ્ય પાંચ વ્રતો પોતાના અનુયાયીઓ પાસે કેવી રીતે ગ્રહણ કરાવે છે તે જોઇએ. પહેલું વ્રત જ્ઞાન મેળવવાનું છે. મોટે ભાગે શાળાઓ અને કૅાલેજોમાં ભણતાં યુવકયુવતીઓ અને છોકરાંઓ વ્રતચારી યોજનામાં જોડાય છે એટલે જ્ઞાન તો મેળવતાં જ હોય છે. બીજું વ્રત મહેનત મજૂરીનું છે. ઉનાળાની રજામાં અને દુર્ગાપૂજાની રજામાં વ્રતચારીઓને ગામડાં સાફ કરવા માટે, ગામડાંમાં રચનાત્મક કામ કરવા માટે બંગાળમાં તળાવના પાણીમાં એક જાતના નુકસાનકારક વેલાઓ હોય છે તે Water hyacinth કાઢવા માટે, ગામડાંમાં રસ્તાઓ બનાવવા માટે અને શહેરો પાસે શાક અને ફળની વાડીઓ બનાવવા માટે લઈ જવામાં આવે છે. વ્રતચારીઓ આ બધાં કામ ભેગા મળીને કરે છે તેથી તેમને સેવા કરવામાં ખૂબ આનંદ મળે છે. ત્રીજું વ્રત સંપનું છે. ભેગા મળીને કામ કરવાથી, રમતો રમવાથી, ભેગાં નૃત્ય કરવાથી અને ભેગાં મળીને ઉજાણીઓ કરવાથી આપોઆપ સંપ આવી જાય છે. ચોથું વ્રત સત્યનું છે. આ વ્રત શીખવવું સહુથી અઘરૂં છે. વ્રતચારીઓના ઉપરીઓ સત્યનું પાલન કરે તો જ સત્યની કિંમત તેમના અનુયાયીઓ શીખી શકે. છેલ્લું વ્રત આનંદનું છે. આ વ્રતનું પાલન સંપૂર્ણ રીતે વ્રતચારીઓ કરે છે તે મેં નજરે જોયું છે. વ્રતચારીઓ માટે રમતગમતની પુષ્કળ યોજના હોય છે. તેઓ ખર્ચાળ વિદેશી રમતો રમતા નથી, પણ આપણા જ દેશની જૂની રમતો જેમાં આનંદ અને કસરત ખૂબ મળે એવી રમતો રમે છે. વળી વ્રતચારીઓને લોકગીતો અને લોકનૃત્યો શીખવવામાં આવે છે. લોકગીતો એવાં સહેલાં હોય છે કે સંગીતનું ખાસ જ્ઞાન ન હોય તો પણ બધા ગાઈ શકે; અને લોકનૃત્ય એવાં હોય છે કે તેમાં કલા અને કસરતનો સુંદર સુયોગ છે. જેણે જેણે આવાં વ્રતચારીઓનાં લોકનૃત્યો જોયાં છે તેમણે તેની મુક્તકંઠે પ્રશંસા કરી છે. રમતગમત અને ગીતનૃત્યથી વ્રતચારીનાં જીવન આનંદમય બને છે એ નિઃસંશય છે અને આવો આનંદ ક્ષણિક નથી રહેતો. એ આનંદની અસર જીવનના બીજા વિભાગમાં પણ જણાય છે. વ્રતચારીઓ એમ માને છે કે આનંદમાંથી જિંદગી ઉત્પન્ન થાય છે અને આનંદ ઉપર જ જીવન રચાયનું

છે. તેઓ એમ પણ માને છે કે જે માણસનું જીવન આનંદમય અને શિસ્તમય નથી તે માણસનું જીવ્યું વૃથા છે. તાલબદ્ધ સંગીત સાથે કસરત અથવા નૃત્ય કરવાથી જીવન શિસ્તમય અને આનંદમય બને છે, એમ બ્રતચારીઓ માને છે; તેથી તેમની પ્રવૃત્તિમાં સંગીત અને નૃત્યને ખૂબ મહત્ત્વ અપાય છે.

બ્રતચારીઓને પોતાની જાત પ્રત્યેની ફરજ ઉપરાંત બીજાં પ્રત્યેની ફરજ પણ બજાવવાની હોય છે. તેમની સમક્ષ ગામડાંની સેવાનો આદર્શ નિરંતર રાખવામાં આવે છે, એટલું જ નહિ પણ ગામડાંમાં લઇ જઇને તેમની પાસે રચનાત્મક કામ પણ કરાવવામાં આવે છે.

બ્રતચારી થતી વખતે નીચે પ્રમાણે પ્રતિજ્ઞાઓ લેવાની હોય છે: ( આ પ્રતિજ્ઞાઓ બંગાળના બ્રતચારી માટે છે; દરેક પ્રાંત પોતાને માટે એ પ્રમાણે પ્રતિજ્ઞા ઘડી શકે ):— (૧) હું બંગાળને ચાહું છું, ભારતને ચ્હાઉં છું અને જગત આખું મને ગમે છે. હું બંગાળની સેવા કરીશ, ભારતની સેવા કરીશ અને આખા જગતની સેવા કરીશ. (૨) પાંચ બ્રતચારીનાં વ્રત હું ગ્રહણ કરીશ: " બ્રતચારી " શબ્દમાં રહેલા ચારે અક્ષરનો અર્થ છે: બ્ર એટલે બ્રત ( વ્રત ) ત એટલે તરુણતા. લંબાણથી કહીએ તો એનો અર્થ એવો થાય કે યુવાવસ્થાને જીવન્ત બનાવવી. પછી ચા એટલે ચાઇ ( એટલે બંગાળીમાં ઇચ્છવું ) લંબાણમાં સમજાવીએ તો એનો અર્થ એમ થાય છે કે સશક્ત શરીર અને ઉદાર મનની ઇચ્છા રાખવી. રી એટલે રીતિમત એટલે કે નિયમાનુસાર. બ્રતચારીએ પોતાનાં વ્રત નિયમસર પાળવાનાં એટલે તેનું બધું કામ રીતિમત હોવું જોઇએ.

બ્રતચારીનાં " સોળ પણ " અને " સત્તર મના " વિષે લખું તો તો બહુ લંબાણ થઇ જાય. એમાં કેટલાંક સારાં છે; તે વિષે ટુંકાણમાં લખું છું. બ્રતચારીનું નિત્યકર્મ આ પ્રમાણે છેઃ—(૧) રમવું, (૨) કસરત કરવી અને નૃત્ય કરવું, (૩) મહેનતમજૂરી કરવી, બીજાંની સેવા કરવી. બ્રતચારીએ ભૂખ લાગ્યા સિવાય ખાવું નહિ, ખીચડી ભાષા (અડધી બંગાળી ને અડધી અંગ્રેજી) બોલવી નહિ, કોઈ જાતનો બગાડ કરવો નહિ; વગેરે " સોળ પણ " અને " સત્તર મના "માં આવે છે.

આ પ્રવૃત્તિના પ્રણેતા શ્રી. દત્ત મોટા અમલદાર હતા અને એમને ગામડાંઓમાં ફરવું પડતું તેથી પોતાની બ્રતચારી પ્રવૃત્તિનો એ બહોળો ફેલાવો કરી શકયા હતા. સરકારી કોલેજો અને નિશાળોના વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકો છૂટથી બ્રતચારી પ્રવૃત્તિમાં જોડાયા છે. તેમજ ખાનગી શાળાઓ, રાષ્ટ્રીય શાળાઓ, વકીલોનાં મંડળો, કલબોનાં સભ્યો અને બીજાં અનેક શહેરીઓ બ્રતચારી પ્રવૃત્તિમાં જોડાયા છે. હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી બધાં જ એમાં સામેલ થયેલ છે. સ્ત્રી બ્રતચારીઓનું દળ જુદું હોય છે. પરંતુ બન્નેની પ્રવૃત્તિઓ સરખી જ હોય છે.

વડોદરાના સ્વ. મહારાજા સયાજીરાવ ગાયકવાડે તથા નિઝામે શ્રી. દત્તને પોતાના રાજ્યમાં આમંત્રણ આપ્યું હતું અને ત્યાં એમણે બ્રતચારીનાં નૃત્યો, કસરતો, સંગીત વગેરે કરી બતાવ્યાં હતાં.*

**સૌદામિની મહેતા**

---

* તા. ૬-૨-૪૩ ના " જ્યોતિર્ધર "માંથી

# આવતા માસની કાર્યદિશા

૧ તા. ૭-૧-૪૩ સુધી પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં આવેલી લોકમદદનાં વર્તમાનપત્રો તા. ૧૫-૨-૪૩ થી શરૂ થશે; માટે એ બાબત લખાપડી કરશો નહિ.

૨ પુસ્તકો મોકલવાનું કાર્ય ચાલુ સાલે શરૂ થઇ ગયું છે. એ લોકમદદ જમા થયા પ્રમાણે અને અમે કરી આપેલી વ્યવસ્થા પ્રમાણે મંડળ મોકલશે. અંદાજપત્રમાં જે પુસ્તકાલયોએ **યાદી હવે પછી મોકલીશું એમ જણાવ્યું હોય તેઓ યાદી એક માસમાં મોકલી આપે; નહિ તો ખાતાએ પસંદ કરેલાં પુસ્તકો મળશે. માટે તમારૂં અંદાજ જોઇને ખાતરી કરો. ગઇ સાલનાં પુસ્તકો ન મળવાથી યાદી બાકી રાખી હોય અને હજીયે પુસ્તકો ન મળ્યાં હોય તો બન્ને સાલ માટેની રકમથી બેવડી યાદી મોકલો.**

૩ તમારા પુસ્તકાલયનાં પુસ્તકો વિષયવાર ગોઠવો. અને વ્યવસ્થા સારી રાખી કબાટ પર કે આજુબાજુ ગંદકી હોય તે દૂર કરો.

૪ કમી કરવા પાત્ર પુસ્તકો કેવાં હોઈ શકે તે માટે આ માસની સૂચના વાંચો અને કમી કરવા પાત્ર ઘણાં પુસ્તક મોટા જથામાં તમારાં કબાટોમાં ખડકાયાં હોય તે કમી કરાવવા મે. થી તજવીજ કરો.

૫ તહેવારો પાળવા સંબંધે આ માસની સૂચના વાંચો અને તેનો અમલ કરી બોર્ડ બનાવી પુસ્તકાલયમાં રાખો.

૬ જૂથમંડળો પોતાનું કાર્ય વ્યવસ્થિત કરે અને જ્ઞાનપ્રચારના કાર્યમાં પોતાનો ફાળો આપે.

વડોદરા,
તા. ૨૫-૧-૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૨૨ સને '૪૨-૪૩

## વિષય

**કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલો-નોકરોને મોંઘવારી એલાવન્સ આપવા બા**

જ્યાં પુસ્તકાલયોમાં માત્ર ગ્રંથપાલ કે સિપાઇ તરીકે નોકરી કરતા હોય અને ' રીતે નોકરીમાં રોકાયલા ન હોય તેવા ગ્રંથપાલોને મોંઘવારીની અસરને લીધે કંઇક ર આપવાનું કેટલાંક પુસ્તકાલયો તરફથી માગણી થાય છે. તો જણાવવામાં આવે છે કે પુસ્ લયનું વ્યવસ્થાપક મંડળ ચાલુ સાલથી પોતાના નોકરોને માસિક રૂપિયા ત્રણથી વધુ એવું મોંઘવારી ભથ્થુ પોતાના અંદાજમાં સાધી શકશે અને તેના ખર્ચની સવડ. પ્રમાણેના કોઈપણ રીતે ગોઠવી શકશેઃ—

(૧) વર્તમાનપત્રો ખાતે ખર્ચ કમી કરીને.
(૨) પસ્તીવેચાણની રકમમાંથી ( જેનું ઉત્પન્ન ઘણું સારૂં છે )
(૩) અગર પુસ્તકાલયની ફિરકોળ જરૂરીઆતોમાં કાપ મૂકાને.

ઉપરની સૂચનાનો અમલ લાગતાંવળગતાં પુસ્તકાલયોના વ્યવસ્થાપકો પોતાના ગ્રંથ કે નોકરોની માગણી પ્રસંગે યોગ્યાયોગ્ય વિચાર કરી કરશે એવી આશા છે.

વડોદરા,
તા. ૨૨-૧-૪૩

ઉ. મો. પટેલ
મદદ-વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૨૩ સને ૧૯૪૨-૪૩

## વિષય

**સાર્વજનિક પુસ્તકાલયોમાં તહેવારની રજાઓ પાળવા બાબત**

**જૂના તહેવારોની યાદી રદ કરી નવેસર યાદી તૈયાર કર્યા બાબત**

ગામડામાં કામ કરનારા ગ્રંથપાલો તેમ જ કસ્બામાં કામ કરતા ગ્રંથપાલોની સંબંધમાં આવતાં ગ્રામ પુસ્તકાલયમાં ૨૦ દિવસ તહેવારની પાળવામાં આવે છે તેમાં ફેરફાર કરવા અને મધ્યવર્તી પુસ લયમાં આપ-સે વિભાગમાં જે પ્રમાણે રજાનું ધોરણ છે લાગુ કરવાની ઘણા ગ્રંથપાલો માગણી કરે છે. સ્થાનિક સ્થિતિ અને કાર્યકરોની અડચણોનો એકંદરે વિચાર ! તા. ૨૧-૨ ૨૭ ના રોજ કરવામાં આવેલી સરક્યુલર નં. ૩૬ તા. ૨૧-૨-૨૭ માં જણા

---

તા. ક. ગયા-માસમાં પ્રસિદ્ધ થયેલી છેલ્લી સૂચનાનો નંબર ' ૧૮ ' છપાયો છે તેનો નંબર " ૨૧ " સુધારી લેવો; અને ડિસેમ્બર માસની સૂચના નં. ' ૧૯ ' જે પત્રોની ભલામણુ છે તેને " ૨૦ " નંબર આપવો.

વેલું તહેવારોનું લીસ્ટ રદ કરી નીચે પ્રમાણે રજાઓ પાળવા સંબંધે નવેસર તહેવારોનું લિસ્ટ પ્રસિદ્ધ કરવામાં આવે છે.

(૧) દેવઊઠી એકાદશી ૧, (૨) દેવદીવાળી, ૧, (૩) હીરક મહોત્સવ દિન ૧, (૪) શ્રીમંત મહારાજા સાહેબના જન્મોત્સવના તહેવારો જે પ્રમાણે ઠરે તે ૫, (૫) ઉત્તરાયણ ૧, (૬) વસંતપંચમી (પુસ્તકાલય પર્વણીદિન) ૧, (૭) મહોરમ ૧, (૮) શિવરાત્રિ ૧, (૯) શ્રીમંત મહારાજા સા૦ના તખ્તનશીનનો દિવસ ૧, (૧૦) હુતાશની ૨, (૧૧) ગુડી પડવો ૧, (૧૨) રામનવમી ૧, (૧૩) ચૈત્રી પૂર્ણિમા ૧, (૧૪) અક્ષયતૃતીયા ૧, (૧૫) અષાઢી એકાદશી ૧, (૧૬) શ્રાવણી ૨, (૧૭) શીતળા સપ્તમી ૧, (૧૮) જન્માષ્ટમી ૧, (૧૯) ગોકુલાષ્ટમી ૧, (૨૦) ગણેશચતુર્થી ૧, (૨૧) દુર્વાષ્ટમી ૧, (૨૨) અનંતચૌદશ ૧, (૨૩) સર્વપિતૃ અમાવાસ્યા ૧, (૨૪) દશરા ૧, (૨૫) માણેકઠારી પૂર્ણિમા ૧, (૨૬) દિવાળીના તહેવારો ધનતેરસથી બીજ સુધી ૪, (૨૭) લોકોની અનુકૂળતા પ્રમાણે બીજા સ્થાનિક તહેવારો ૫.

**દરવર્ષે મંત્રીએ કરવાની તજવીજ**

ઉપર પ્રમાણેના તહેવારો જે તારીખે આવતા હોય તે તારીખો નક્કી કરી દર વર્ષે રજાઓનું એક બોર્ડ પુસ્તકાલયના આપ-લે વિભાગમાં અગર શાળામાં હોય તો પુસ્તકો આપ-લે કરવાનું કામ જ્યાં થતું હોય તે ઓરડામાં જાહેર જનતાની જાણ માટે તૈયાર કરાવી પોતાની સહીથી મૂકવું અને તે પ્રમાણે ગ્રંથપાલને કામ કરવા સૂચવવું.

**વાચનાલય બાબત**

વાચનાલય વિભાગ જ્યાં સિપાઈ કામાકી હોય ત્યાં તહેવારના દિવસે બંધ રાખવાનું નથી, પણ નિદાન ગામડાંઓમાં એક કલાક અને કસ્બાઓમાં ત્રણ કલાક સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે નક્કી કરી ખુલ્લો રાખવો. અને આ પ્રમાણે નક્કી કરેલા સમયની જાહેરાત ઉપરની સૂચનામાં સ્પષ્ટ બતાવવી.

સદરહુ વટહુકમનો અમલ સને ૧૯૪૨-૪૩ થી કરવાનું ઠરાવવામાં આવે છે તો તે સદરહુ વટહુકમનો અમલ પ્રમાણે તમામ સાર્વજનિક પુસ્તકાલયોએ પોતાની વ્યવસ્થામાં ચાલુ સાલથી કરવો. ઘટતો ફેરફાર કરવા તજવીજ કરવી.

વડોદરા,
તા. ૨૧-૧-૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૨૪ સને ૪૨-૪૩

# વિષય

### નિરૂપયોગી પુસ્તકો, માસિકો કમી કરવા બાબત

સાર્વજનિક પુસ્તકાલયોની તપાસણીમાં જણાયું છે કે કસ્બાઓ અને ગામડાંઓમાં વ્યવસ્થાપકો તરફથી પુસ્તકાલયમાંથી જીર્ણ થતાં-નિરૂપયોગી થતાં પુસ્તકોને દૂર કરવામાં ઘણી શિથિલતા થાય છે; બલ્કે કેવળ પ્રમાદથી કે સંગ્રહી રાખવાની વૃત્તિથી નકામાં પુસ્તકો કબાટોમાં રાખવામાં આવે છે. આને પરિણામે નીચેની પરિસ્થિતિ ઊભી થાય છે:—

(૧) કબાટોનું સાહિત્ય વધારવું પડે છે. (૨) નવીન પુસ્તકો જે તે વિષયવાર ગોઠવવાથી સાથેનાં જીર્ણ કે નબળાં પડી ગયેલાં પુસ્તકની અસર નવીન પુસ્તક પર પડે છે. (૩) જીવજંતુ વધી

પડવાનો ભય ઊભો થાય છે. (૪) સાફસૂફી બરાબર થતી નથી. (૫) નિરુપયોગી પુસ્તક વધી જાય છે. (૬) વાચકને પુસ્તક પસંદ કરવામાં અગવડ ઊભી કરે છે. (૭) પુસ્તકાલ મને વ્યવસ્થા બેડોળ બને છે. (૮) જુદા જુદા વિષયનાં નવીન પુસ્તકો ખરીદવા અભિરુચિ

ઉપરની પરિસ્થિતિ આપણે અવશ્ય ટાળવી જોઇએ. આ લખનારે ઘણાં પુસ્તકાલ ઘણી અને ભેટ લેતાં જોયું છે કે પુસ્તકાલય તરફ વ્યવસ્થાપકો પૂરતી કાળજી રાખતા નથ શરીર, આપણાં ઉપસ્કરો વગેરે આપણે હંમેશ સાફસૂફ કરીએ છીએ અને પુસ્ પુસ્તકો જે અર્વાચીન યુગમાં જાહેર જનતાને મફત વાચન માટે મુકાયેલાં હોઇ નિદા પાંચ પચીસ વખત ફરવાથી એક બે વર્ષમાં કાઢી નાખીએ તે તરફ આપણે કેવળ રાખીએ એ શોભતું નથી. જેથી નિદાન વર્ષમાં બે વખત મંત્રી અને ગ્રંથ પુસ્તકાલયની તમામ ફાઇલો જોઇ જવી જોઇએ. નિદાન ગ્રંથપાલે તો આવાં પુસ્ત કરવાની યાદી દર માસે તૈયાર કરી કમી કરાવવાં જોઇએ. પુસ્તકાલયના સંચાલક મહત્ત્વનું કાર્ય છે. આપણાં પુસ્તકાલયોને જનતાને આકર્ષક બનાવવાં હોય તો વસ્તુઓ વ્યવસ્થિત ગોઠવવી જોઇએ. જરૂરતું પુસ્તક હોય, પાનાં પૂરેપૂરાં હોય, પાન ન થયાં હોય, અને બંધાવવાથી સારી સ્થિતિમાં નિદાન એક બે વર્ષ ચાલે તેવું પુસ્ત તો તેવાં પુસ્તકો જુદાં કાઢી દર વર્ષે બંધાવવાં જોઇએ. આશા છે કે આ બાબ વ્યવસ્થાપકો ઘટતું કરશે.

સાર્વજનિક પુસ્તકાલયોમાંનાં પુસ્તકો કમી કરવાની સત્તા વ્યવસ્થાપક મં કરવામાં અપાઇ છે. અને આમાં સત્તાનો પ્રશ્ન જ નથી; કારણ, કોઇ પણ ગ્રંથપાલ કે પુસ્તકાલયને નિરુપયોગી વસ્તુઓ જુદી કાઢી પોતાના વ્યવસ્થાપક મંડળ આગળ રજૂ તો તે પોતે અભિપ્રાય આપી ખાતામાં મોકલી કમી કરાવી શકે છે. તેનું પત્રક **સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિના એકીકરણ (૧૯૪૨) પૃષ્ઠ ૭૪ ઉપર આપી** વ્યવસ્થાપકો પુસ્તકો કમી કરવાનાં કારણો માટે સ્પષ્ટ નોંધ કરી શકે તે માટે નીચેનાં ણોએ પુસ્તકાલયમાંથી પુસ્તકો કમી કરવા પુસ્તકાલયના વ્યવસ્થાપકો ભલામણ કરી શકશે:

(૧) ઉધાઇ લાગવાથી, (૨) ફાટી જવાને લીધે નિરુપયોગી થવાથી, (૩) પાનાં ખરડ થવા ઉપયોગમાં ન આવે તેવું હોવાથી, (૪) પુસ્તકનાં પાનાં વચ્ચેથી કે આગળ પાછળ નીકળી જવા (૫) વાચકોને માટે ઉપયોગનું ન જણાય તો, (૬) એક પુસ્તકની અનેક પ્રતો હોવાથી વધારા નિરુપયોગી પ્રતો, (૭) પુસ્તક ખોવાઇ જવાથી (કિંમત વસુલ લેવા અગર નિયમભંગ માટે ઘ તજવીજ વ્યવસ્થાપકોએ કરવી.) (૮) પુસ્તક પર પ્રતિબંધ મુકાયો હોય તો તે કારણે, (આ પ્રસ પુસ્તક સ્થાનિક પોલિસ અધિકારીને સુપ્રત કરી દેવું અગર પુસ્તકાલય ખાતામાં મોકલી દેવુ (૯) પુસ્તકનો દેખાવ અને સ્વરૂપ બેડોળ થઇ ગયેલું હોય, (૧૦) ચેપી રોગ - ઉત્પન્ન કરે તે સ્થિતિમાં આવી ગયું હોય તો તે કારણે, (૧૧) માસિકો અધુરા નંબરો હોય તો તે (૧૨) જૂન માસિકો ભૂલથી ચઢી ગયાં હોય તો તે. (૧૩) પુસ્તકનો દેખાવ.

આશા છે કે પુસ્તકાલયના સંચાલકો ઉપરનાં કારણો ધ્યાનમાં રાખી પુસ્તકાલયમાંથી પુસ્તકો વિપુલ પ્રમાણમાં કમી કરવા પાત્ર હોય તો તે દૂર કરશે. અને તે માટે વધુ સારાં અને જરૂરી પુસ્તકો દર વર્ષે વધુ ને વધુ ખરીદી જનતાને ઉપયોગી થાય તેવું સાદુ-સરળ. તેમજ ઉચ્ચ અને શિષ્ટ સાહિત્ય પોતાની અનુકૂળતા પ્રમાણે વસાવવા પ્રયાસો કરશે.

વડોદરા,
૨૫-૧-૪૩

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

…દાવાદ

તા.

પ્રિય અશ્વિન,

ગુજરાતી સાહિત્યમાં હવે લોકો પહેલાં કરતાં વિશેષ વાંચતા થયા છે એ વાત જેવી તેવી નથી.

પણ હું તો તને એક પુસ્તક વિષે લખવાની છું. હમણાં જન્મભૂમિએ તે વિષે બહુ વખાણ કર્યાં. આથી ત્રણ રૂપિયા ખર્ચી વી. પી. થી પુસ્તક મંગાવ્યું. ત્રણ ચાર વાર વાંચ્યું પણ હું હજી પણ ધરાઇ નથી. આ પુસ્તક તું મંગાવી જરૂર વાચજે. યુવાનો માટે ઉત્તમ પુસ્તક એ છે. તું નામ જાણવા આતુર થઇ ગયો નહિ ? તીર્થસલિલ. મૂલ્ય ૨–૮–૦ છે

પછી એ પ્રકાશનસંસ્થાનાં બીજાં પુસ્તકો પણ મેં જોયાં. યુદ્ધના બંને પ્રકાશનો 'પાસિફિક' અને 'જાપાન' વાંચ્યા પછી મને યુદ્ધમાં ખુબ સમજણ પડવા લાગી છે. શ્રી. પાઠકની "દ્વિરેફની વાતો" પણ ત્રીજા ભાગમાં કોઈ જુદી જ તરેહની છે. 'ગીતાંજલિ'માંનાં કાવ્યો મેં દસેક વાજાં સાથે બેસાડ્યાં છે અને તેમાં તને તો ખૂબ જ મઝા પડશે. અને આ યુદ્ધ ચાલે છે તેને અંગે કવિવર ટાગોરે લખેલું 'પૂર્વ અને પશ્ચિમ' પણ ઘણું જ સારું છે. ગુરૂદેવનાં-હું કેટલું વખાણ કરનારી ? તું આ પુસ્તકો તારા મિત્રોને વાંચવા ભલામણ કરજે. આ સંસ્થાનો પત્તો ધી મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ. સર ફીરોઝશાહ મહેતા રોડ, મુંબઈ–૧ છે.

લી.

તારી અનુ.

## આ પુસ્તકની ઉત્તમતાનાં પ્રમાણપત્રો :

૧. વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ શાળાઓનાં ઇનામ અને પુસ્તકાલયો માટે અને પુસ્તકાલય ખાતાએ તમામ પુસ્તકાલયો માટે આ પુસ્તકના ત્રણે ભાગ મંજુર કર્યા છે.

૨ મુંબઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ સ્કૂલોની વિદ્યાર્થીઓની લાયબ્રેરીઓ માટે આ પુસ્તકના ત્રણે ભાગ મંજુર કર્યા છે.

૩ આ પુસ્તકના પહેલા અને બીજા ભાગની ૨૫ (પચીસ) નકલો વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરે અને ૧૧ (અગીઆર) નકલો અમદાવાદની ગુજરાત વર્નાકયુલર સોસાયટીએ ઉત્તેજન માટે ખરીદી છે.

૪ આ પુસ્તક માટે 'કચ્છ હુન્નરઉદ્યોગ' પ્રદર્શનમાંથી પ્રમાણપત્ર (Certificate of Merit) મળ્યું છે.

૫ આ પુસ્તકના પહેલા ભાગને આણંદમાં મળેલી બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદે સારાં પુસ્તકોમાં ગણ્યો છે.

૬ આ પુસ્તકની ઉત્તમતા માટે અનેક સુપ્રસિદ્ધ સામયિક પત્રોએ સારામાં સારા અભિપ્રાયો આપ્યા છે.

ઘેરબેઠાં પૈસા કમાવા આજેજ મ

કચ્છ વેપારી મંડળના પ્રમુખ,

શ્રી. ડુંગરશી ધરમશી સંપટે લખેલા

"આમુખ" સાથે

# નફાકારક હુન્નરો

ભાગ ૧—૨—૩

નિષ્ણાતો અને અનુભવીઓએ લખેલ

વિવિધ ભરોસાપાત્ર હુન્નરોથી ભરપૂર ગ્ર

૭૫૦ પાનાં, ઉમદા જાડા એંટિક કાગળ, શાસ્

શુદ્ધ સુંદર છપાઇ અને આકર્ષક ગેટઅપ

**કિંમત ૭ (સાત) રૂપિયા**

(વી. પી.થી ટપાલખર્ચ 13 આના જુદું)

મંગાવવા માટે લખો:—

**સંચાલક : શ્રી લક્ષ્મી પુસ્તકમાળ**

નંબર ૩ ચોક બજાર,

પોરટ સિબુગરા (અંજાર-કચ્છ).

## આ પુસ્તકની ઉત્તમતાના થોડાક અભિપ્રાયો

...દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક હોવું જ જોઇએ એટલું જ નહિ પરંતુ તે વિશેષ વંચાય એવી પેરવી મંત્રીઓએ કરવી જોઇએ...

'પુસ્તકાલય' માસિક (વડોદરા)

...ઘરમેળુ હુન્નરોનાં આ જાતનાં દેખાતાં પુસ્તકો આપણે ત્યાં ઘણાં બહાર પડયાં છે, અને હજીયે ગમે તેવી જાહેરાતોનાં ચોકઠાં સાથે બહાર પડશે, પરંતુ આ પુસ્તકની વિશેષતા તેમાં મૂકેલા પ્રયોગોજ માત્ર નથી પણ જુદા જુદા વિષયોના સારા અને અનુભવી લેખકો પાસે લખાવેલા લેખોને સંગ્રહીને આ પુસ્તકને વિવિધતાભર્યું બનાવવામાં આવ્યું છે તે છે...

'રવિવાર' સાપ્તાહિક (મુંબઇ)

...થોડા ખર્ચે જો કોઇ વ્યક્તિને આજીવિકા મેળવવા માટે પ્રયત્નો કરવા હોય, તો આ પુસ્તક જોઇ જવા જેવું છે.કારણકે ઓછી મૂડીએ જાતમહેનત કરીને પૈસા કમાઇ શકાય છે...

'શિક્ષણ અને સાહિત્ય' માસિક, (અમદાવાદ).

...વર્તમાન જીવનમાં રહીને કેટલાક હુન્નરો કરીને, માણસ પોતાના પેટ પૂરતું મેળવી શકે—એવા પ્રકારના નુસખા આ ગ્રંથમાં બતાવવામાં આવ્યા છે. છતાં લેખક-સંપાદકે આમાં કેટલીક વ્યવહારૂ અને બીજાં પુસ્તકોમાં ભાગ્યે મળે તેવી ઉપયોગી હકીકતો નોંધી પુસ્તકને ઉપયોગી બનાવ્યું છે. પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે; તેમાંથી સૌ સૌની રુચિ પ્રમાણે કંઇ ને કંઇ મળ્યા વગર રહેશે નહીં.

'ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી' (અમદાવાદ)

...આવાં અતિ ઉપયોગી પુસ્તકને રાજ્યે અને ઉદ્યોગોના પ્રચાર માટે ઉભી થયેલી સંસ્થાઓએ ઉત્તેજન-આપી, ગ્રામઉદ્યોગને સજીવન કરવામાં સાથ અને સહકાર આપવો જોઇએ.

'ગ્રામજીવન' માસિક (વડોદરા)

**વધુ ખાતરી માટે બીજા અભિપ્રાયોની પત્રિકા મફત મંગાવો.**



પુસ્તક ૧૮ મું | માર્ચ-૧૯૪૩ | અંક ૩ જો

# પુસ્તકાલયોને સ્થાનિક સંસ્થાઓની મદદ

—તંત્રીસ્થાનેથી

ગઈ તા. ૧૬-૨-૪૩ ના રોજ મળેલી વડોદરા રાજ્ય ધારાસભાની બેઠકે અ વર્ગ તેમજ બ વર્ગ સુધરાઈ નિબંધ સુધારવાના મુસદ્દાને બહાલી આપી પોતપોતાની સ્થળ-સીમામાં આવેલાં પુસ્તકાલયોને મદદ આપવાનું ધોરણ ઠરાવ્યું છે. અને પુસ્તકાલયોને મદદ આપવાને લગતો ઠરાવ પસાર કર્યો છે.

એ જ રીતે સ્થાનિક પંચાયત નિબંધની કલમ ૨૬ માં રકમ " ઝ " દાખલ કરી રાજ્યનાં સાર્વજનિક ગ્રામ પુસ્તકાલયોને પણ ઉપરના ધોરણે મદદ આપવાની નીતિનો સ્વીકાર કર્યો છે.

આ બાબત અમે " પુસ્તકાલય " માસિકના ઑકટોબર '૪૨ ના અંકમાં તંત્રીસ્થાનેથી આ ઠરાવ પસાર થવાની જરૂરી અગત્યનો ઉલ્લેખ કર્યો હતો. તદનુસાર એ ઠરાવનો સ્વીકાર થવાથી શ્રી. સરકારે નિયત કરેલી આ નીતિ માટે જનતા અનુગૃહિત થશે. કારણ કે અનેક વેળા આવી સ્થાનિક સુધરાઈ-પંચાયતોની મદદ મળવાનું ઐચ્છિક ધોરણ છતાં પુસ્તકાલયોને એ સંસ્થાઓ તરફથી મદદ નહિ અપાવાના નકારો સાંભળવા મળતા હતા. વળી એ મદદ મળવાની આશા પર મદાર બાંધી પુસ્તકાલયો પોતાનાં વાર્ષિક અંદાજો બનાવતાં અને છેવટે તે ન મળતાં નાસીપાસ થતાં.

હવે આ મદદ પુસ્તકાલયોને આપવાનું ધારાસભાએ સ્વીકાવાથી પુસ્તકાલયોને જે મદદ માટે કેટલીક વાર છેવટ સુધી ઘડભાંગ થયા કરતી હતી તે હવે ટળી જશે અને પોતાનાં બજેટો યથાવત્ બનાવી તે મુજબ ખર્ચ કરી શકશે.

આ સ્થળે અમે ઉપર્યુક્ત સંસ્થાઓના વ્યવસ્થાપક સભ્યોને વિનંતિ કરીએ છીએ કે, તેઓ શહેર, કસ્બા કે ગામના હિતાર્થે વિવિધ સદરે રકમો ખર્ચવાની જોગવાઈ રાખે છે તેમ પુસ્તકાલયો માટે અમુક રકમ-બને તેટલી વધુ રકમ-નિયત કરવામાં પાછી પાની કરશે નહિ. કારણ કે શહેર, કસ્બા કે ગામની શારીરિક તંદુરસ્તી જાળવવા અને વિકસાવવા પાછળ જેમ તેઓ ખર્ચ કરે છે, બાળકોના શિક્ષણ માટે પણ પોતાનો ફાળો આપે છે, તેમ પોતાના જ શહેર, કસ્બા કે ગામનાં લોકો ભણેલું ભૂલી ન જાય અને ઉત્તરોત્તર જ્ઞાનવૃદ્ધિ-વિકાસ કરતા રહે તે માટેની ઉત્તેજના માટે તેઓ જરૂર, આ પ્રવૃત્તિમાં બનતો વધુ ફાળો આપતા રહેશે.

# : : : : કવિ શ્રી. ઉમાશંકર જોષી

હૈયું ન શું'જી ઉઠતું તુજ મર્મ રે, તો
જાજે બળાવી પગઠોકરથી જ મૈયા !
—કવિતાને ( ગંગોત્રી )

**પરિચય :**

Truth is stranger than fiction—સત્ય કલ્પનાથી પણ ચમત્કારિક હોય છે, એ ઉક્તિ આપણા સાહિત્ય માટે પણ વાજબી છે. આજથી દસ વરસ પહેલાં ગુજરાતનો વિવેચકવર્ગ, ન્હાનાલાલ કે ઠાકોર પછી એનું સ્થાન લેનાર કવિઓના અભાવ માટે એ દર્શાવતો હતો. 'ન્હાનાલાલ પછી ગૂજરાતને બીજો કવિ નહિ મળે' એમ એ કહેતા હતા; પણ, આજે એ કથન ખોટું ઠર્યું છે. આજે તો જ્યાં નજર નાખો ત્યાં કવિઓ જ દેખાય છે. છેલ્લા દશ વર્ષમાં ગૂજરાતમાં અનેક કવિઓ પાકયા છે ને કવિઓના અભાવ માટે ટીકા કરનારા વિવેચકો 'કવિઓનો રાફડો ફાટયો' છે, એવી મતલબનું કહીને સ્વર્ગે સીધાવ્યા છે. આ નવીન કવિઓમાં અગ્રણી છે: શ્રી. ઉમાશંકર જોષી ને સુન્દરમ્.

ઉમાશંકર જોષીનો જન્મ ઇડર પાસે બામણા ગામમાં ૧૯૧૧માં થયો. એમનાં માતાપિતાએ એમને અભ્યાસ કરાવ્યો. નાનપણમાં એમણે ઇડરની આસપાસનો પ્રદેશ સારી રીતે જોયેલો: એની અસર આજે એમની સાહિત્યકૃતિઓમાં છે. એ મેટ્રીકમાં અમદાવાદ સેન્ટરમાં પ્રથમ અને મુંબઇ યુનિવર્સિટીમાં ત્રીજે નંબરે પાસ થયા. પછી રાષ્ટ્રીય ચળવળમાં કૉલેજ છોડી ગૂજરાત વિદ્યાપીઠમાં જોડાયા. ત્યાંથી લડતમાં જોડાયા ને વીરમગામ સંગ્રામ સમિતિમાં નિયુક્ત થયા. ત્યાંથી એ પકડાયા ને નવ માસની સજા થઇ. છૂટયા પછી ફરીથી એ એક વાર વીસાપુર જેલમાં જઇ આવ્યા. અહીં એમણે ટૂંકાં—એકાંકી નાટકો તેમ જ કેટલાંક સુંદર કાવ્યોનું સર્જન કર્યું. લડત બંધ રહ્યા પછી એમણે ફરીથી અભ્યાસ શરૂ કર્યો. એમના અભ્યાસકાળ દરમિયાન જ એમણે 'વિશ્વશાંતિ' નામનું ખંડકાવ્ય લખ્યું. અર્થશાસ્ત્ર લઇને બી. એ. થયા; પછી અભ્યાસ મૂકી દીધો. વળી મિત્રોના આગ્રહથી એમ. એ. માં ગુજરાતી લઇ પ્રથમ વર્ગ મેળવ્યો. આજ સુધીમાં એમના ચાર કાવ્યગ્રંથો—'વિશ્વશાંતિ', 'ગંગોત્રી', 'નિશીથ', 'ગુલે પોલાંડ' (ભાષાંતર), એક નાટકસંગ્રહ—'સાપના ભારા', બે વાર્તાસંગ્રહો—'શ્રાવણી મેળો', 'ત્રણ અર્ધું બે ને બીજી વાતો', નવલકથા—'પારકાં જણ્યાં' ને વિવેચન—'અખો : એક અધ્યયન'.

ગૂજરાત સાહિત્ય સભાએ એમની સાહિત્યસેવાની કદર કરી ૧૯૩૯માં એમને રણજિતરામ સુવર્ણચંદ્રક એનાયત કર્યો છે.

હાલ તેઓ ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના સંશોધનવર્ગના અધ્યાપક તરીકે કામ કરે છે

**કવિતા :**

એમના આજ સુધીના ત્રણ ગ્રંથોમાંથી એમની કવિ તરીકેની પ્રતિષ્ઠા સ્થાપિત થ ચૂકી છે. એમની કવિતામાં વિશ્વનાથ ભટ્ટે ગણાવેલ " જનતાપ્રેમ, પ્રયોગશીલતા, વૈવિધ્યવાસન

# અને એમની કૃતિઓ : : : : : :

આત્મસાક્ષાત્કારની ઇચ્છા, વાસ્તવદર્શન અને દીનજનો પ્રત્યેનું વાત્સલ્ય " પ્રેરક બળો છે. એ નવી કવિતાના અગ્રણી છે છતાં બીજા કવિઓમાં નવી કવિતાના જે દોષો છે એ એમનામાં નથી. ક્ષુદ્ર વિષય પર એ કાવ્યો લખે છે ખરા, પણ એમાંથી એ ભવ્યતા તારવે છે. એમની દૃષ્ટિ સંકુચિત નથી, પણ વિશાળ છે એ નીચેની લીટીઓમાંથી સમજાશે.

" વિશાળે જગવિસ્તારે નથી એક જ માનવી,
પશુ છે, પંખી છે, પુષ્પો, વનોની છે વનસ્પતિ ! "

વિષયવર્તુલ અને વિચારદર્શન ઉપરથી આપણે કવિની કલાનું માપ કાઢી શકીએ. એ જોવા માટે એમના સંગ્રહો વિહંગદૃષ્ટિએ જોઈ લઈએ.

માણસે અનેક વાર શાંતિ યાચી અનેક વાર એ માટે યત્ન કર્યા, છતાં એ ત્યાંનો ત્યાં રહ્યો. બુદ્ધે, ઇશુ ખ્રિસ્તે, કૉન્ફ્યુશિયસ વગેરેએ શાંતિનો બોધ આપ્યો; પણ માનવજાત હતી ત્યાં ને ત્યાં રહી. એ મંત્રનો સાંભળનાર તો એક ગાંધી નીકળ્યો. આમ ગાંધીજી આજે શાંતિનો મંત્ર ઝીલી દુનિયાના હૃદયસમ્રાટ બન્યા છે. એડવીન આરનોલ્ડ એશિયાના હૃદયસમ્રાટ બુદ્ધ માટે લખે, નરસિંહરાવ એનું ભાષાંતર કરે તો ઉમાશંકર આ એશિયાના હૃદયસમ્રાટ ઉપર શા માટે કાવ્ય ન લખે ? આ કાવ્ય ૭ ખંડમાં વહેંચાયેલું છે ને તેમાં કવિ એક પછી એક વિચાર મૂકતા આવે છે. એમણે ભાવ પ્રમાણે છંદપલટા યોજ્યા છે ને જેમાં મહાકાવ્ય રચી શકાય એવી સામગ્રી છે એ નરપુંગવના જીવનનો એક કોણ આ કાવ્યમાં રજૂ થયો છે. આ કાવ્યથી નરસિંહરાવભાઈએ મુગ્ધ થઈ 'વસંત'માં લંબાણપૂર્વક એની સમાલોચના કરી હતી; એ જ એની ઉત્તમતાનો પુરાવો છે.

'૩૦ થી '૩૩ ના ગાળામાં લખાયેલાં કાવ્યો એમણે 'ગંગોત્રી'માં સંગ્રહ્યાં. આજે એની બે આવૃત્તિ થઈ છે. ગંગોત્રીમાં કવિનાં ૧૧૫ કાવ્યોનો સંગ્રહ છે. આ બધાં કાવ્યોમાં દેશભક્તિ, પીડિતોનાં દુઃખો, વિશ્વની એકતા, કલાકારોનાં જીવન, ક્ષુદ્ર વસ્તુઓ વગેરે કાવ્ય-વિષયો છે. ઉમાશંકરને માત્ર હિંદપ્રેમી બનીને જ અટકી જવું નથી; એમને તો આખી દુનિયાના માણસો ખભેખભા મિલાવીને ચાલે એવી સ્થિતિ જોઇએ છે. '**વિશ્વશાંતિ**' '**વિશ્વમાનવી**' '**ઝંખના**' વગેરે કાવ્યોમાં આ ભાવના વ્યક્ત થાય છે. આજની રાજકીય પરવશતાથી કવિ અકળાયા છે ને એ મૂંઝવણ, એ વેદના '**ગુલામ**' '**જઠરાગ્નિ**' '**એક ચુસાયેલા ગોટલાને**' '**આત્મટહુકે**' '**ભાવના**' '**ઉરમાળ**' '**વળતાં પાણી**' વગેરે કાવ્યોમાં વ્યક્ત થાય છે. રશિયન સમાજવાદની અસરથી એમણે ક્ષુદ્ર વિષયદર્શન કરાવતાં કાવ્યો ને પીડિતજનોનાં દુઃખ વર્ણવતાં કાવ્યો લખ્યાં છે. બીજા પ્રકારનાં કાવ્યોમાં ઉમાશંકરનું ખરું કવિત્વ વિલસ્યું નથી; એમાં કાંઈક ફિક્કાશ લાગે છે. એ ખરા ખિલે છે કવિ અને કવિતા વિશેનાં કાવ્યોમાં, કેન્દ્રમાં એમની કલ્પનાને એ સળકાવી મૂકે છે. '**સોનાધાળી**' લોકગીતની ઢબે લખાયેલું એક સુંદર ખંડકાવ્ય છે તો '**કલાનો શહીદ**' હીરાને અંજલિ અર્પતું ને '**મોચી**' એ આજની અસમાન સામાજિક રચના

ઉપર પ્રકાશ ફેંકતું, દીનજનો પ્રત્યે માયા દર્શાવતું ને સ્થાપિત હિતો પ્રત્યે અસંતોષ પ્રગટાવતું ખંડકાવ્ય છે. '**ધોબી**', '**નવો નાટકકાર**', '**ઇનામનો વહેંચનાર**', '**હરીફ**', '**મોચી**' વગેરે કાવ્યોમાં હાસ્યની આળી સરણી સાથે કરુણાનું વહેન વહે છે. માત્ર સુકોમળ સૌન્દર્યમાં નહિ રાચતાં કવિ પ્રકૃતિના ભયાનક સ્વરૂપને સ્તવે છે ને એનાં કાવ્યો કવે છે. '**કટાક્ષદર્શન**', '**સિન્ધુદર્શન**', '**કટાક્ષકવિ**', '**સુખરકન્દરા**', વગેરે. આમાં કવિ અંધકારમાં પણ સૌન્દર્ય નિહાળે છે. ગાંધીજીના જીવનની કવિ પર મોટી અસર છે તે '**મૃત્યુનો યાત્રી**' અને '**બાણુપથારી**'-એ કાવ્યો પરથી જોઇ શકાય છે.

શ્રી. ઉમાશંકરનું છંદપ્રભુત્વ અને શબ્દપસંદગી—'ગંગોત્રી'માં પણ આદર માગી લે તેવાં છે. આજે સર્વમાન્ય અને અતિપ્રચલિત પૃથ્વીનો તેમણે પ્રયોગ કર્યો છે, પણ બીજા કવિઓની જેમ તેનો અતિરેક થવા નથી દીધો. 'આત્મટહુકે' જેવા કાવ્યમાં-પૃથ્વીમાં જે કર્કશતા બીજા કવિનાં કાવ્યોમાં જોવામાં આવે છે તેને બદલે સરળતા અને ગતિ લાવી શક્યા છે. 'યુગદૃષ્ટા'માં સ્રગ્ધરા જેવા છંદને પ્રવાહિત રીતે વાપરી શક્યા છે. આ ઉપરાંત ઉપજાતિ, વસંતતિલકા, શિખરિણિ, મંદાક્રાન્તા, દ્રુતવિલંબિત, શાર્દૂલવિક્રીડિત, ઝૂલણાંકી વગેરે છંદોનો પ્રયોગ પણ કર્યો છે.

માત્ર છંદબદ્ધ કવિતામાં નહિ રાચતાં કવિએ કેટલાંક ગેય કાવ્યો પણ આપ્યાં છે. અને એ ગેય કાવ્યોમાં પણ એ સફળ થયા છે એ '**રામ મઢી**,' '**બારણે બારણે બુદ્ધ**,' '**મિમાંસા**,' '**મારે અંબોડલે**' વગેરે કાવ્યો પરથી જોઇ શકાય છે.

ગુજરાતને આ સંગ્રહ અર્પણ કરતાં '**સમયની ભવ્ય આરામગાહે**' નામના કાવ્યમાં જે ભાવના એમણે વ્યક્ત કરી છે એની નોંધ લઇને અટકીએ.

"હું યે મારી અવધ અરધી કે પૂરી જિંદગીની
માણી, પુષ્પો વિખરી કાવ્ય ને કલ્પનાનાં,
ચૂંટેલાં કો ક્ષણુલક્ષણુનાં ઇંદ્રચાપોથી મીઠાં
કેવાં સ્હોશે ક્ષણ, સમયની ભવ્ય આરામગાહે !"

**નિશીથ** કવિની પરિણિત પ્રજ્ઞાનું ફળ છે. એમાં વિષયની વિપુલતા વધી છે. વિષયદર્શનનો પટ વિસ્તાર પામ્યો છે ને 'ગંગોત્રી'માં ક્યાંક ક્યાંક દેખાઇ આવતી શિખાઉ વૃત્તિ કે ઉપદ્રક વૃત્તિ દૂર પામ્યાં છે. છંદોવિધાનમાં એમણે વધારે કુશળતા સાધી છે. ને એમાં એ નવા નવા પ્રયોગો કરી ગુજરાતી કવિતાસાહિત્યને વિકસાવવામાં સારો એવો હિસ્સો આપે છે. ગંગોત્રીમાં વ્યક્ત થયેલી 'વિરાટ' માટેની ઝંખના અહીં વધારે વિરાટતા પામી *નિશીથ*,' '*વિરાટપ્રણય*,' '*અનંતબ્રહ્મ*' વગેરે અપ્રતિમ કાવ્યો ગુજરાતને મળ્યા છે. '*નિશીથ*'માં એ સૃષ્ટિના ઉપર નૃત્ય કરતા આકાશી નટની કલ્પના કરે છે ને એ કટાક્ષદર્શનમાં ભવ્યતા નિહાળી એને સંબોધન કરી કહે છેઃ

"મારા દેશે શાશ્વતી શર્વરી કો, નિદ્રાઘેરાં લોચનો લોક કેરાં,
મૂર્છા છાયાં સોણુલાં લોકહૈયાંઃ તે સર્વ સ્વપ્નીરવ નૃત્યતાલે
ન જાગશે ધોનટ હે વિરાટ ?"

'ગંગોત્રી'ની માફક આમાં પણ કવિ અને કવિતા વિશે કાવ્યો છે. ક્ષુદ્ર વિષય-દર્શનનાં કાવ્યો છે; પણ ' ગંગોત્રી ' કરતાં આમાં એ વધારે સફળ થયા છે. આમાં એ માત્ર પ્રચારક નથી રહ્યા પણ સામા પક્ષે જઈ આજે પીડિતોનાં ગીતો લખાવા માટે લખે છે એની સામે ફરિયાદ પણ નોંધાવી લે છે. ' ગંગોત્રી ' કરતાં ' નિશીથ 'માં એમનું વલણ ગેય કાવ્યો તરફ વધારે છે, એ આ સંગ્રહમાં આપેલ ઓગણીસ-વીસ સુંદર ગેય કાવ્યોમાંથી જોઈ શકીએ છીએ. આમાં પણ **' મોટી ગુજરાત, ' ' પુનમ મારી એમે ઉગી, ' ' છેડલો ઉડે પવનમાં, ' ' અંબોડલે '** લોકગીતના જેવાં લાગતાં **' સાયરનો ગોઠિયો ' ' ગાણું અધુરું મેલ્ય માં '** વગેરે કાવ્યો લોકપ્રિય થયાં છે. કવિ મૃત્યુથી નહિ ડરતાં એને આવકાર આપે છે. 'નિશીથ'નું બીજું આકર્ષક અંગ એનાં કાવ્યો છે. 'ગંગોત્રી'માં આ વિષયનાં કાવ્યો બિલકુલ નથી તો ' નિશીથ 'માં એની પરંપરા આપી કવિએ ખંગ વાળી દીધો છે. ગુજરાતના સોનેટ સાહિત્યમાં ઉમાશંકરે પ્રશસ્ય ફાળો આપ્યો છે એ ' ગંગોત્રી 'ના તેમજ આ સંગ્રહમાં આવેલ સોનેટો, અને **' આત્માના ખંડેર '** જેવી સોનેટમાલા પરથી જોઈ શકાય છે.

નિશીથની ખૂબીઓ વર્ણવવા માટે તો એક આખો વિસ્તૃત લેખ જોઈએ. એટલે અહીં તો અંગુલિનિર્દેશ જ શક્ય છે. આટલા આટલા ગુણોથી સંભૃત હોવા છતાં એની અંદર રહેલા દુર્બોધ સંસ્કૃત-સમાસો સહૃદય વાચકને ખુંચે છે. એ સંસ્કૃત શબ્દોની અતિશયતા સોનાની થાળીમાં લોઢાની મેખ જેવી લાગે છે.

**' ગુલે પોલાંડ '** એમનું સ્વતંત્ર સર્જન નથી, પણ પોલિશ કવિ મિત્સિકે-વિચની સોનેટમાળાનું ભાષાંતર છે. આની સાથે જોડેલ ' સોનેટ ' ઉપરનો નિબંધ એમની વિવેચનશક્તિની પરખ આપી જાય છે.

આજે તો ઉમાશંકર સર્જન કરતાં વિવેચન-સંશોધન પર વધારે ઊતર્યા હોય એમ લાગે છે. એમના કાવ્યપ્રેમીઓને ધાસ્તી છે કે એમનું કાવ્યઝરણું બંધ તો નહિ થઈ જાય ને ! ન્હાનાલાલ પછી વિરાટ ને મંજુલ ભાવનાના ગીત ગાનાર એ જ છે. એટલે વાચકોને એ પ્રકારની લાગણી થાય એ સંભવિત છે. અત્યારે તો આપણે ઈશ્વરને પ્રાર્થના કરીએ કે એનામાં રહેલી કવિત્વશક્તિ હજી વધારે વિકાસ પામે ને એના દ્વારા દુનિયાને સંદેશ મળો કે **" यत्रैव विश्वम् भवतु एकनीडम् "**

હજી તો કવિએ માંડ ત્રીસી વટાવી છે, હજી એનું ગાન અધૂરું છે, એટલે એને એટલુંજ કહેવું બસ છે કે,

" ગાણું અધૂરું મેલ્ય માં,
'હવા વ્હાલમા,
ગાણું અધૂરું મેલ્ય માં. "

તખ્તસિંહ વ્હેરાભાઇ પરમાર

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

શ્રી. એમ. આર. જયકરે પોતાના દાદા સ્વ. રાવબહાદુર વાસુદેવ જગન્નાથ કીર્તિકરના સ્મરણાર્થે, તેમના દાદાના નામથી હાઇકૉર્ટ બિલ્ડિંગમાં પુસ્તકાલય ખોલવા માટે પશ્ચિમહિંદની એડવોકેટ એસોસીએશનને ૩,૦૦૦ કાયદાનાં પુસ્તકો તથા ૨૫,૦૦૦ રૂપિયા આપ્યા છે.

આ પુસ્તકાલયની ઉદ્‌ઘાટનક્રિયા મુંબઇના વડા જજ ઑન. સર જ્હૉન બોમંટે તા. ૨૯ જાન્યુઆરીના રોજ કરી હતી.



હિંદની આઠ મુખ્ય ભાષાઓ—બંગાળી, ગુજરાતી, હિંદી, કાનડી, મરાઠી, તામિલ, તેલુગુ અને ઉર્દુ—ના લેખકો દર શનિવારે સીમલામાં ભેગા થઇને અમુક સાહિત્યના જુદા જુદા વિષયો પર લેખો વાંચે છે અને પછી પરસ્પરની સમજૂતી માટે ચર્ચાઓને અંગે વિરલ તક મળે છે. આથી જુદી જુદી ભાષાઓ તથા તે બોલનારાઓનો સંયોગ થાય છે. શ્રી. કે. કે. રાવ, તેલુગુ, શ્રી. શંકર સુબે તામિલ, શ્રી. ભરુચા ગુજરાતી તથા શ્રી. ઢિકેકર મરાઠી ભાષાના પ્રતિનિધિઓ છે.



પર્શિયન સાહિત્યના અભ્યાસીઓ તથા પ્રેમીઓ જાણીને રાજી થશે કે ૫૨૧ વર્ષની જૂની એક પર્શિયન હસ્તપ્રત મળી આવેલી છે. બંગાળાની રૉયલ એશિયાટિક સોસાયટીની છેલ્લી સભામાં તે બતાવવામાં આવી હતી. કેટલાક પર્શિયન કવિઓ સાથે સંકળાયેલા પ્રશ્નો પર તે નવો પ્રકાશ પાડશે તેમ ધારવામાં આવે છે.

કલકત્તા યુનિવર્સિટીના અરેબિક તથા પર્શિયન અને ઇસ્લામ ઇતિહાસ તેમ જ સંસ્કૃતિ ખાતાના વડા ડૉ. એચ. ઝેડ. સીદીકીએ તેનો ઇતિહાસ તથા તેની અંદરની બાબતોનું વર્ણન કરી બતાવ્યું હતું. હાફીઝ તથા તેના સમકાલીન જલાઈ અહદના 'દિવાનો' તે જૂનામાં જૂની હસ્તપ્રત છે. સાદીની 'કુલ્લિયત'ની પણ તે જૂનામાં જૂની પ્રત છે. તેમાં ખુજંદના કમાલની દીવાનોમાંથી પણ ચૂંટણી કરવામાં આવી છે. મહમદ બી. સૈયદ અબ્દુલ્લાએ ૧૪૨૧ના ઑક્ટોબરમાં તેની નકલ ઉતારી. સોનેરી અને આસમાની પર્શિયન આલંકારિક લેખનકળા જોતાં એવું સૂચન કરવામાં આવ્યું છે કે, આ હસ્તપત્ર મોગલોના શાહી પુસ્તકાલય માટે તૈયાર કરવામાં આવી હોય. ઘણા હાથમાંથી પસાર થયા પછી તે ગોરખપુરના હઝરત શાહ શહીદઅલી સબ્ઝપુરાના પુસ્તકાલયમાં પડી હતી, જ્યાંથી તે મળી આવી છે.



સ્પેનના સત્તરમી સદીના રાગધ્વનિકાવ્ય ( lyric)ના કવિ તથા નાટ્યકાર કેલ્ડેરોને લગભગ ૧૨૦ નાટકો તથા ૭૦ થી વધારે એકાંકી આધ્યાત્મિક ચર્ચાઓ લખી છે. આ ચર્ચાઓ દેવાંશી અથવા રૂપકમય વ્યક્તિઓજ કરે છે. ડૉન પેડ્રો કેલ્ડેરોન ડ લા બાર્કાની જગતના મહાન કવિઓમાં ગણતરી કરવામાં આવે છે. ગેટે, શેલી અને રૉબર્ટ બ્રિજીસ જેવા મહાન કવિઓએ તેને પ્રેમભરી અંજલિ અર્પી છે. તેનાં નાટકો 'ખ્રિસ્તીધર્મ'ની આસપાસની

કેન્દ્રિત થયેલા છે. તેનાં નાટકોનો હેતુ રાજી કરવા કરતાં ઉત્કર્ષ કરવાનો છે. સત્તરમો સૈકો યુરોપમાં નાટકનો જમાનો હતો અને કેલ્ડરેનની પ્રતિભાનું વલણ કવિતા તરફ હોવા છતાં તેણે નાટકો લખવાનું શરુ કર્યું અને તેમાં ઠેકઠેકાણે તેણે કવિતાઓ ઘુસાડી. નાટ્યકાર કરતાં કવિ તરીકે તે મહાન હોવાથી તેની સરખામણી સ્વ. રવીન્દ્રનાથ ટાગોર સાથે થવી ઘટે છે. તેની જાણીતી નાટ્યકૃતિ La Vida esseeno ( જીવનસ્વપ્ન ) છે.



રશિયનો જાતિશ્રેષ્ઠતાના અહંભાવથી મુક્ત હોવાનું જણાય છે. કરુણાંત નાટ્યના નાટકનો લેખક ઇરા આલ્ડરિજે શેક્સપિયરના ભાષાંતરથી કોવેન્ટ ગાર્ડનને મુગ્ધ કરેલ હતી. તેણે ૧૮૫૮ માં સેંટ પીટર્સ બર્ગને પણ મુગ્ધ કર્યું. પ્રખ્યાત ચિત્રકાર ફિયોડર ટૉલ્સ્ટૉયને ત્યાં તે અવારનવાર જતા, અને તે રશિયાના બીજા મહાપુરુષો તથા વિદ્વાનોના સહવાસમાં આવ્યા હતા. ટૉલ્સ્ટોયના ઘરમાં શેવચેંકોએ દોરેલ તેનું મહાન ચિત્ર આજે મોસ્કોની ટ્રેટ્યાકોવ ગેલેરીમાં ટીંગાય છે.



હિંદના ઘણાખરા લેખકોને પોતાના પુસ્તકની બીજી આવૃત્તિ થાય તે ખૂબ આનંદદાયક થઇ પડે છે. એવાઓ રશિયાનાં પુસ્તકોના આંકડા જોઇ મોંમાં આંગળાં ઘાલશે. વાર્તાના સમકાલીન લેખકો મિકાયલ શોલોવ, એ. એન. ટૉલ્સ્ટૉય અને બીજાઓનાં પુસ્તકોની સંખ્યાનો આંકડો લાખો પર પહોંચ્યો છે. સોવિયેટ યુનિયન ન્યુસના ડિસેમ્બર ૧૯૪૨ ના અંકમાં નેશનલ બુક કાઉન્સિલે રશિયામાં પુસ્તકની માંગ માટેના તૈયાર કરેલ આંકડા આપવામાં આવ્યા છે. આર્થિક બાજુને છોડી દઇએ તોપણ, આટલાં પુસ્તકોનો ફેલાવો જ લોકોની વાચનભૂખ, તથા જનસમૂહના મોટા ભાગની જિજ્ઞાસા સાબીત કરે છે. પુસ્તકો લેવા માટે લોકોની હાર તો સામાન્ય વસ્તુ થઇ પડી છે. આવી અકલ્પનીય માગણી માત્ર વાર્તાઓનાં પુસ્તકો માટે જ નહિ, પરંતુ રાજકીય આર્થિક તથા સામાજિક વિષયોનાં પુસ્તકો માટે પણ છે.



મોસ્કોના 'ઇન્ટરનેશનલ લિટરેચરે' સ્લાવ લેખકોનાં પુસ્તકો સ્ટેટ પબ્લિશિંગ હાઉસ તરફથી પ્રગટ થવાના ખબર આપ્યા છે. આ પોલિશ–માળામાં મિકિવિકઝ, સિન્કિવિકઝ, તથા રેમ્સ્કી જેવા મહાન લેખકોનો સમાવેશ થાય છે. આધુનિક પોલિશ કાવ્યોના સંગ્રહ પર ખાસ ધ્યાન આપવામાં આવેલ છે. ચેકમાળામાં, ઇરાસેક, નેરૂડા, વખલિટરિક તથા નેમ્તસોવા જેવા લેખકોનાં પુસ્તકોનો સમાવેશ કરવામાં આવ્યો છે. સર્વિયાની તથા બલ્ગેરિયાની પણ શ્રેણીઓ છે.

' પદ્યમાં સ્લાવજનોની મૈત્રી ' નામક વિશિષ્ટ પ્રકારનો સંગ્રહ પ્રગટ કરવાની કલ્પના સ્તુત્ય છે. આવા જ બીજી પ્રજાના લેખોનો સંગ્રહ થાય તેમ આપણે ઇચ્છીએ.



શ્રી. બી. શિવમૂર્તિ શાસ્ત્રીએ ' શરણ સાહિત્ય ગ્રંથમાળા ' શરૂ કરી છે. આ માળાનો હેતુ કાનડી તથા સંસ્કૃત ભાષાનાં પ્રાચીન પુસ્તકોને–ખાસ કરીને વીરશૈવ ધર્મનાં પુસ્તકોને– પ્રકાશમાં લાવવાનો છે.

બાળકને પુસ્તકમાં રસ ઉત્પન્ન કરવાના હેતુથી વ્યવસ્થાપકોએ પ્રખ્યાત કેળવણીકારો પાસે પુસ્તકપ્રસ્તાવનાનો વાર્તાલાપ ગોઠવ્યો હતો. યુનિવર્સિટીના મેદાનમાં દરરોજ સાંજના ૬ વાગ્યે આ વાર્તાલાપ કરવામાં આવતો હતો.

આ પ્રદર્શનથી બાળસાહિત્યના પ્રદેશમાં મોટો ફેરફાર થશે તેવી આશા રાખવામાં આવે છે.

❧

આર્જેન્ટાઇનના એક એન્જીનિયરે 'બોલતા વર્તમાનપત્ર'ની શોધ કરી છે. આ વર્તમાનપત્ર પોતાની મેળે મોટેથી વાંચવા માંડશે.

આ વર્તમાનપત્રનાં પાનાં તો પ્રેસમાં જ છપાય પરંતુ શબ્દને બદલે છાપેલાં ચીંધા તથા લીટીની આકૃતિઓ છપાય છે, જે અવાજના માર્ગ તરીકે કામ આપશે. જ્યારે આ પત્રને ખાસ યંત્ર ઉપર મૂકીને યંત્રને ચલાવવામાં આવે છે ત્યારે તે દિવસના બનાવોનું મોટેથી વર્ણન કરે છે. એનાથી સાંભળનારને બીજી કશી તકલીફ પડતી નથી. દરેક પાનાની બીજી બાજુએ અક્ષરો છાપેલા હોય છે. જેઓ વાંચવાનું પસંદ કરે છે તેઓ આ બાજુનો ઉપયોગ કરે છે.

આ શોધક પ્રકાશકોને પોતાની યોજનામાં રસ લેવડાવવા યત્ન કરી રહ્યો છે. તેની યોજના ગ્રાહકોને યંત્ર પૂરું પાડવાની છે.

❧

'પૂર્વ અને પશ્ચિમના દેશો વચ્ચે અરસપરસ જ્ઞાન તથા સમજ વધે તે માટે સોવિયેટ પૂર્વદેશીય ભાષાજ્ઞો (Orientalists)ના કાર્યમાં યુદ્ધે વિઘ્ન પાડ્યું નથી,' એમ સોવિયેટ યુનિયનમાં પૂર્વના ખૂબ પ્રખ્યાત વિદ્વાન વી. વી. સ્ટ્રુવેએ એક મુલાકાત દરમિયાન જણાવ્યું છે. શ્રી. સ્ટ્રુવે સોવિયેટ રશિયામાં વિજ્ઞાનની એકેડેમીના ઓરીએન્ટલ ઇન્સ્ટિટયુટના ડિરેક્ટર છે.

સ્ટ્રુવેના કહેવા મુજબ ઇન્સ્ટિટયુટે 'પૂર્વના ઇતિહાસ'નો પહેલો ગ્રંથ તાજેતરમાં જ છાપવા માટે મોકલ્યો છે. તે ગ્રંથમાં પ્રાચીન ઇતિહાસ છે. અત્યારે સંસ્થા હિંદનો ઇતિહાસ તથા પૂર્વની રાજનીતિનો ઇતિહાસ લખવા પર પ્રયત્નો કેન્દ્રિત કરી રહેલ છે. પાછલા વિષય પર લેખિત પુસ્તકનો અભાવ સોવિયેટ ઇતિહાસગ્રંથોની મોટી ખોટ છે.

સ્ટ્રુવે જણાવ્યું કે 'અમારા સ્ટાફમાં પૂર્વના બધા દેશોના તજ્જ્ઞોનો સમાવેશ થાય છે. હું નથી ધારતો કે એક પણ દેશ એવો છે કે જેનો અભ્યાસ કરવામાં ન આવતો હોય. પ્રોફેસર જે. સોલોડુખ તાલ્મુદ પર રચાયેલ બીજા સૈકાથી પાંચમા સૈકા સુધીનો ઇરાનનો ઇતિહાસ તૈયાર કરી રહ્યા છે. એન. પુગુલેવ્સ્કાયા સિરિયા સંબંધી તજ્જ્ઞ છે. તે એશિયા-માઇનોરનો પાંચમીથી આઠમી સદીનો ઇતિહાસ લખવા માટે સિરિયાના પ્રાચીન લેખોનો અભ્યાસ કરી રહ્યા છે. બી. એલેક્સેયેવ પ્રાચીન ચીની કવિતાના તથા ગદ્યના શ્રેષ્ઠ નમુનાઓનું રશિયન ભાષાંતર કરી રહ્યા છે. અને પ્રો. વી. કાલ્યેનોવ હિંદી વીરરસ કાવ્યનું ભાષાંતર કરી રહ્યા છે.

હીરાલાલ માનસિંગ કામદાર

# એક નવા પત્રકનો પરિચય : ગ્રંથપાલની હાથવહી*

આ લેખના લેખક ભાઇ પોરબંદરના એક સાર્વજનિક રાત્રિપુસ્તકાલયમાં પાંચ છ વર્ષથી માનદ સેવા કરે છે. તે દરમ્યાન પુસ્તકોની લેતી દેતી વખતે તેમને જણાયલી મુશ્કેલીઓના નિવારણ માટે જે યોજના તેમણે વિચારી કાઢી છે તે તેમના જેવા ખંતીલા ને ધગશવાળા ગ્રંથપાલોની વિચારણા માટે અત્રે પ્રસિદ્ધ કરવાનું ઉચિત ગણ્યું છે. આપણે ત્યાં પણ ફરજા પુસ્તકાલયોના ગ્રંથપાલો જો આવી કંઈક નવી નવી વ્યવહારુ નીવડે તેવી બાબતો વિચારતા થાય તો પુસ્તકાલયસંચાલનના વિજ્ઞાનમાં કંઈ ને કંઇ નવીન તત્ત્વો અવારનવાર ઉમેરાતાં રહે. * —તંત્રી.

પુસ્તકાલયની વ્યવસ્થા અંગે ગ્રંથપાલની જવાબદારી મોટી છે. તેને પોતાના પુસ્તકાલયના દરેક પુસ્તકમાં ખૂબ રસ હોવો જોઇએ. કયું પુસ્તક કેવી સ્થિતિમાં છે, કયાં છે, કેટલા દિવસથી બહાર છે તેનો તેણે ખ્યાલ રાખવો જોઇએ. પોતાના પુસ્તકાલયમાં ખાસ કરીને કયાં કયાં પુસ્તકો વધારે વંચાય છે, કેટલાં પુસ્તકો એકી વખતે પુસ્તકાલયની બહાર વાંચવા ગયાં છે વગેરે બાબતો તેણે ધ્યાનમાં રાખવી જોઇએ. અલબત્ત, આ બધી હકીકત તેને મોઢે યાદ ન રહે તે સ્વાભાવિક છે તો તે માટે દરેક ગ્રંથપાલ પોતાના પુસ્તકાલય માટે નીચે જણાવેલ એક નવું પત્રક બનાવી દાખલ કરશે તો તેની તેમ જ વાચકવર્ગની સગવડમાં વધારો થશે.

આ પત્રકને '**ગ્રંથપાલની હાથવહી**' કહી શકાશે, કારણ કે તેમાંથી ગ્રંથપાલને ઉપયોગી માહિતી તરત જ મળી શકશે.

સામાન્ય રીતે દરેક પુસ્તકાલયમાં જેટલાં હોય તેટલાં બધાંય પુસ્તકો ચાલુ વંચાતાં નથી, પણ અમુક પુસ્તકો જ ચાલુ વંચાય છે એટલે આ પત્રકમાં જેટલાં પુસ્તકો વાંચવા જાય તેનો જ નોંધ કરવાની છે. આ પત્રક આડી લીટીવાળા સાદા કાગળમાંથી બનાવી શકાશે. દરેક પુસ્તકાલયમાં પુસ્તકોનું કક્કાવારી નોંધ-પત્રક તો હોય જ. એટલે તે ઉપરથી પુસ્તકાલયમાં દરેક મૂળાક્ષર ઉપર કેટલાં પુસ્તકો છે તે જોઇ તે પ્રમાણે પત્રકનાં બધાં પાનાં બધા મૂળાક્ષરો વચ્ચે વહેંચી દેવાં. જ્યાં પુસ્તકો ઓછાં હોય અને આ પત્રક નાનું થાય ત્યાં તો આ પત્રકનાં દરેક પાનાંની એક બાજુ અર્ધી તસુ જેટલી કાપી અ વ ક વગેરે મૂળાક્ષરોનાં પાનાં તરત જ દેખાઇ શકે તેવું બની શકશે. દરેક પાનાંનો મૂળાક્ષર તેના ખૂણા ઉપર લાલ શાહીથી મોટા અક્ષરે સ્પષ્ટ દેખાય તેમ લખવો. આ પત્રકની લખાવટ કેવી રીતે થશે તેની સમજૂતીનો નમૂનો નીચે બતાવેલ છે તે જોવાથી વધુ સમજણ પડશે.

---

* આ લેખના લેખક સાથે પત્રવ્યવહાર કરવા ઇચ્છનાર માટે તેમનું સરનામું નીચે પ્રમાણે છે:—

હર્ષદરાય કનૈયાલાલ દેસાઇ,
નાગરવાડા;
પોરબંદર ( કાઠિયાવાડ )

પ

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨૦૧૫ | પચાસ વર્ષ પછી | ૧૯૨૮ | ૪૫ ૧૦/૧૨ | × ૧૯/૧૨ | ૧૯૨૯ | ૧૧૮ ૫/૪ | ગૂમ | |
| ૪૧૨ | પાટણની પ્રભુતા | ૧૯૨૮ | ૯૬ ૧૦/૧૧ | × ૧૮/૧૨ | ° ૪/૩ | | | |
| ૪૩૪૫ | પૂર્ણિમા | ૧૯૨૯ | ૯૫ ૪/૬ | × ૧૫/૬ | ✓ ૨૦/૬ | ૪૨ ૧૯/૭ | × ૪/૮ | ૧૪ ૧૫/૯ |
| ૧૩૪૯ | પોલાંડનો ઇતિહાસ | ૧૯૩૦ | ૮૩ ૫/૨ | × ૬/૮ | | | | |

પં,

આ પત્રક જ્યારે પહેલું શરૂ કરવામાં આવશે ત્યારે જરા વધુ મહેનત પડશે. સૌથી પહેલાં તો અમુક ઠરાવેલા દિવસો માટે પુસ્તકાલયનું કામકાજ બંધ રાખી સઘળાં પુસ્તકોનો નંગમેળ કરી ઘટતાં પુસ્તકોની નોંધ કરવી પડશે અને પછી આ ઘટતાં પુસ્તકો કયા ગ્રાહકને ત્યાં છે તે શોધવું પડશે. આ જ મહેનતનું કામ છે. પણ તે તો માત્ર શરૂઆત પૂરતું જ છે. પછી તો સઘળું કામકાજ ઘણું જ સહેલું ને સરળ થઇ જશે. આ પ્રમાણે જેટલાં પુસ્તકો પુસ્તકાલયમાં હાજર ન હોય તેની નોંધ થઇ ગયા પછી તે નોંધ પ્રમાણે પુસ્તકો આ પત્રકમાં કક્કાવારી પ્રમાણે ઉતારવાનું શરૂ કરવું. દરેક પુસ્તક કેટલું વંચાય છે તેની અટકળ કરી એક એક પુસ્તક પાછળ એટલી લીંટીઓ છોડતાં જવી. આ પ્રમાણે બહાર વાંચવા ગયેલાં સઘળાં પુસ્તકો આ પત્રકમાં ક્રમ પ્રમાણે લખાઇ ગયા પછી દરેક પુસ્તકના નામ સામે ન્હાના પણ સ્પષ્ટ આંકડાથી ચાલતું વર્ષ લખી લેવું, જેથી વારંવાર તારીખ લખતી વખતે લખવું ન પડે. આ પછી દરેક નામ સામે લીંટીના ઉપલા ભાગમાં જે ગ્રાહકને ત્યાં પુસ્તક વાંચવા ગયું હોય તેનો ખાતાવહીનો પાન નંબર (જેને સામાન્ય રીતે ગ્રાહક નંબર કહી શકાય અને તે દરેક ગ્રાહકને યાદ રહેવો જ જોઇએ) લખવો અને નીચલા ભાગમાં તારીખ લખવી. જેવું પુસ્તક જમા થવા આવે એટલે ઉપલા ભાગમાં ચોકડી કરવી ને નીચે તારીખ લખવી. વચમાં વચમાં ગ્રંથપાલને વખત મળે ત્યારે પુસ્તક તપાસ્યું હોય ને બરોબર માલૂમ પડ્યું હોય તો તો અમુક નક્કી કરેલ નિશાની (✓) કરવી ને નીચે તારીખ લખવી જેથી ભવિષ્યમાં આટલા માહનો સુધી પુસ્તક વંચાયું ત્યાં સુધી બરોબર હતું તેમ ખાતરીથી કહી શકાય. પુસ્તક બંધાવા કે સુધરાવવા જાય ત્યારે પણ અમુક નિશાની (૦) ને નીચે તારીખ લખી શકાય.

હવે આ પત્રકમાં જે પુસ્તકો કદી પણ વંચાતાં નહિ હોય તે સ્વાભાવિક રીતે લખાશે જ નહિ અને જે પુસ્તકની કાંઈ પણ નોંધ આ પત્રકમાં ન હોય તે પુસ્તક પુસ્તકાલયમાં હાજર હોવું જ જોઇએ. આથી આ પત્રકથી ગ્રંથપાલને નીચે પ્રમાણે ફાયદા થશેઃ—

*ચિન્હોની સમજણઃ—× પાછું આવ્યું. ° રિપેરીંગમાં. ✓ તપાસ્યું ને બરોબર માલુમ પડ્યું.

૧ કોઇપણ ગ્રાહક અમુક પુસ્તક માગે તો ગ્રંથપાલને પોતાને તે શોધવા માટે કબાટો વીંખવા જવું નહિ પડે, પણ તે પોતાને સ્થળે બેઠાં બેઠાં જ આ પત્રક ઉપરથી તે પુસ્તક હાજર છે કે નહિ તે કહી શકશે. આ લાભ ગ્રંથપાલ માટે ઘણો મોટો ગણાય.

૨. નવાં પુસ્તકોની હંમેશાં ખૂબ માગ રહેતી હોવાથી તે સતત બહાર જ રહેવાનાં અને તેથી ઘણા ગ્રાહકોને તેને માટે વારંવાર ના કહેવી પડવાની. આ બાબતમાં વારંવાર હાજર નથી તેમ કહેવાથી ગ્રાહકને હંમેશાં ગ્રંથપાલની' પ્રમાણિકતા ઉપર શંકા આવે ( જે ઘણી વાર નહિ પણ વારંવાર બને છે. ) તો ગ્રાહકને જ આ પત્રક બતાવી તેની શંકાનું સમાધાન કરી શકાય.

૩. ગ્રંથપાલને ઓચિંતી ખબર પડે કે અમુક પુસ્તકમાં કોઇ ગંદુ લખાણ કરી અગર ડાઘા_પાડી બગાડી નાખવામાં આવ્યું છે તો તે પુસ્તક છેલ્લું તપાસાયા પછી કોની કોની પાસે વાંચવા ગયું છે તે જોઇ પુસ્તક બગાડનારને પકડી પાડવાની શક્યતા પણ ખરી.

૪. પુસ્તકાલયમાં કયા પ્રકારનાં પુસ્તકો વધુ વંચાય છે તે પણ ખબર રહે અને તે ઉપરથી લોક-રુચિ જાણી શકાય.

૫. અમુક ચોકકસ દિવસે પુસ્તકાલયમાંથી એકી વખતે કેટલાં પુસ્તકો બહાર છે તે ખાતાવહી કરતાં આ પત્રક ઉપરથી સહેલાઇથી જાણી શકાય.

૬. ઘણી વાર કોઇ પુસ્તકની બાંધણી નબળી પડી જતાં તેમાંથી એકી સાથે દશ કે વીસ પાનાની થોકડી નીકળી જાય છે અને કોઇ બેદરકાર વાચકોને ત્યાં રહી જાય છે; પરિણામે કિંમતી પુસ્તક નકામું થાય છે. તો કોને ત્યાં પાનાં રહી ગયાં હશે તેની આ પત્રકમાં જોઇ તપાસ થઇ શકે.

૭. જો કોઇ પુસ્તકાલયમાં પુસ્તકો અમુક દિવસમાં પાછાં લાવવાનો નિયમ હોય તો મહિનામાં અમુક તારીખે ગ્રંથપાલ આ આખું પત્રક તપાસીને જ પુસ્તકોને તે તારીખે ઠરાવેલ કરતાં વધુ સમય થઇ ગયો હોય તેની સામે અમુક નકકી કરેલ નિશાની કરી રાખે તો તે પુસ્તક પાછું જમા થવા આવે ત્યારે ગ્રાહકને તે બાબતમાં તરત જ કહી શકાય.

૮. અમુક પ્રકારનાં પુસ્તકો ખાસ કયા વાચકો વાંચે છે તે જોઇ તેવાં બીજા પુસ્તકોની તેવા ગ્રાહકોને ભલામણ કરી શકાય.

હવે આ પત્રકમાં નોંધ કયારે કરવી તે નક્કી કરવાનું છે. જમા થવા આવે કે તરત જ ખાતાવહીમાં જમા થવા **પહેલાં** જ આ પત્રકમાં જમા થઇ જવું જોઇએ અને જ્યારે પુસ્તક બહાર જાય ત્યારે ખાતાવહીમાં લખાયા પછી તરત જ આ પત્રકમાં નોંધ થવી જોઇએ.

જો આ પત્રક એક જ માણસથી નિયમિત ને બરોબર ચોકસાઇથી લખાય તો ઉપર લખ્યા છે તે ફાયદાઓ ઓછા વત્તે અંશે પણ જરૂર થાય. અનુભવથી ખબર પડશે કે આ પત્રકમાં નોંધ કરવી તે માથાકૂટનું કામ નથી, પણ એકદમ સરળ કામ છે. અલબત્ત, આ પત્રકની શરૂઆત કરવી તે જ મહેનતનું કામ છે. આ પત્રક સાથે દરેક વાચકના ખાતાવાળી ખાતાવહી તો ચાલુ રાખવાની જ છે. આ પત્રકનું કદ ન્હાનકડું ને નાજુક (Handy) રાખ્યું હોય

[ સાંધણ પૃ. ૯૬ને છેડે ]

# ગ્રામવાચક મંડળ

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ ખૂબ થાય, પુસ્તકાલય-પ્રવૃત્તિ તરફ શિક્ષિત જનતા ખૂબ આકર્ષાય અને શિષ્ટ સાહિત્યનો લાભ લોકો વધારે પ્રમાણમાં લેતા થાય એ માટેના ઘણા પ્રયત્નો કરી રહ્યું છે, ઘણી ઘણી યોજનાઓ પણ વિચારે છે. આમાંની એક યોજના છે: " ગ્રામવાચક મંડળ "ની.

આ યોજનાની ટૂંકી રૂપરેખા નીચે પ્રમાણે છે:—

(૧) નિયમિત શિષ્ટ સાહિત્ય વાંચવાનું વ્રત લેનારા વાચકો ઊભા કરવા; (૨) આવા વાચકો પાસે દરરોજના વાચનની નોંધ તૈયાર કરાવવી. (૩) દર ત્રણ માસે આ મંડળમાં દાખલ થયેલા વાચકોની સભા બોલાવી વાંચેલાં પુસ્તકોની નોંધો અને મૌખિક ચર્ચા કરવી. એકબીજાના વિચારોની આપ-લે કરવી. (૪) ફરી વખતની સભા થાય ત્યાં સુધી વાંચવા માટેનાં પુસ્તકોની યાદી તૈયાર કરવી. (૫) સભામાં થયેલી હકીકત તથા પ્રકાશન માટે યોગ્ય જણાય તેવી બાબતો રાજ્ય પુસ્તકાલય મંડળને જણાવવી તેમજ પુસ્તકાલયના તંત્રીશ્રીને મોકલી આપવી. (૬) મંડળના નિયમોથી બીજા વાચકોને વાકેફ કરવા અને જેમ બને તેમ મંડળમાં વધારે સભ્યો નોંધાય તેવા દરેક સભ્યે નિર્દોષ પ્રયત્નો કરતા રહેવા.

આવાં ગ્રામવાચક મંડળો ઊભાં કરીને તેમની હકીકત રાજ્ય પુસ્તકાલય મંડળને મોકલી આપવાનું લખાણ ઘણા મહિના પહેલાં પુસ્તકાલયમાં આવેલું. પણ મંડળની નોંધમાં આવું એક પણ ગ્રામવાચક મંડળ હજુ નોંધાયાનું જણાયું નથી. હું ધારું છું કે આ વસ્તુ બનવામાં પુસ્તકાલયનું કામ કરનાર માણસ ધારે તેવું પરિણામ લાવી શકે. પુસ્તકાલયના સંચાલક જો ધારે અને ઇચ્છે તો પોતે માર્ગદર્શન આપીને સહાયભૂત થઇ પોતાના ગામમાં જરૂર ગ્રામવાચક મંડળ ઊભું કરી શકે. પુસ્તકાલયમાં કામ કરતા મારા શિક્ષક બંધુઓને હું વિનંતિ કરું છું કે આ યોજનાને તેઓ આ ચાલુ વર્ષમાં ખરા હૃદયપૂર્વક અપનાવે અને ગ્રામવાચક મંડળો ઊભાં કરી તેને નિયમિત ને જીવંત રાખી એકંદર સળંગ કાર્યવાહીથી રાજ્ય પુસ્તકાલય મંડળના કાર્યવાહકોને જરૂર સંતોષ આપશે.

જ્યારે આ ગ્રામવાચક મંડળની યોજના રાજ્ય પુસ્તકાલય મંડળે વિચારી અને પુસ્તકાલયમાં બહાર પડવાની હતી તે વખતે જ રાજ્ય પુસ્તક મંડળના તે વખતના સહતંત્રી શ્રી.

---

[ પૃ. ૭૫નું સાંધણ ]

ને પાકું બંધાવ્યું હોય તો ઉપયોગ કરવામાં સુગમતા પડે. આ પત્રક વર્ષોવર્ષ બદલવાની જરૂર નથી. આ પત્રકની શરૂઆતના ખાનામાં ક્રમાંક પ્રમાણે ગ્રાહકોની સૂચિ રાખવી કે જેથી જરૂર પડે ત્યારે નંબર ઉપરથી ગ્રાહકનું નામ જોઇ શકાય.

આ પત્રક બનાવીને અમલમાં મૂકયા પહેલાં કે પછી જો કોઇ ભાઇ વધુ સુધારા-વધારા જણાવશે તો ગ્રંથપાલ ભાઇઓને એવી દોરવણી મળશે.

હર્ષદ કનૈયાલાલ દેસાઇ

નાજુકભાઈએ મને પત્રથી જણાવેલું કે " ગ્રામવાચક મંડળ "ની યોજના મંડળે બહાર પાડી છે. તેના પ્રચારને માટે બની શકે તેટલા પ્રયત્નો કરજો. " મને આ યોજના બહુ જ ગમી ગઈ. હું વારંવાર મિત્રોમાં, શિક્ષક ભાઈઓમાં આ વસ્તુની ચર્ચા કરતો. પણ હજુ સુધી એ યોજનાને મૂર્તિમંત કરી શકયો નહોતો.

છેલ્લા બેએક માસથી મેં જાતે નિયમિત વાંચવાનું નક્કી કરી મારા પોતાના જ દાખલાથી આ યોજનાનો અમલ કરવાનું વિચાર્યું ને મારી પાસે આવતા વાચકોમાં પણ આ જાતનો રસ ઉત્પન્ન કર્યો. શિષ્ટ સાહિત્ય તેમાં પણ જીવનચરિત્રનાં પુસ્તકો વંચાવવાનું આપણા સ્વ. શ્રી અમીન સાહેબને ખૂબ ગમતું. જેથી આ ગ્રામવાચક મંડળને મેં તેઓશ્રીની યાદગીરી રહે તે માટે " અમીન ગ્રામવાચક મંડળ " એવું નામ રાખવાનું ધાર્યું. ને ગઈ તા. ૧-૨-૪૩ થી એટલે કે સ્વ. અમીન સાહેબની ચોથી સંવત્સરીના દિવસથી જ અહીંનું એટલે કે ભાડેર સાર્વજનિક પુસ્તકાલયને અંગે ચાલતું " અમીન ગ્રામવાચક મંડળ " સ્થાપ્યું.

હાલ સદરહુ ગ્રામવાચક મંડળમાં ૧૦ સભ્યો દાખલ થયા છે. ને તે દશ જણ નિયમિત નોંધ રાખતા થઈ ગયા છે. આ ઉપરાંત સમૂહવાચનને માટે પણ એક સુંદર યોજના અમે હાથ ધરી છે. અહીં શ્રી નૃસિંહજીનું મંદિર છે. તેના મહંત શ્રી રામકૃષ્ણ બાપુ ખૂબ સંસ્કારી અને વાચનપ્રેમી છે. પુસ્તકાલયના જૂનામાં જૂના વાચક છે ને વારંવાર પુસ્તકાલયને મદદ પણ આપે છે. પુસ્તકાલયનાં પુસ્તકો વાંચવા ઉપરાંત ધાર્મિક અને તાત્ત્વિક સાહિત્યનાં ઘણાંયે પુસ્તકો પોતે પોતાને માટે ખરીદ કર્યાં છે. એટલે કે મંદિરમાં પણ પોતે ન્હાનકડી એવી લાઈબ્રેરી બનાવી દીધી છે. શાસ્ત્રીય ને તત્ત્વસાહિત્યનો કોઈ પ્રેમી આવી જાય તો તેને પણ સંતોષ થાય તેવું સાહિત્ય શ્રી રામકૃષ્ણ બાપુ તરફથી મળી જાય છે.

હંમેશાં રાત્રે મંદિરમાં સંધ્યા આરતી થયા પછી બેથી ત્રણ કલાકનો ભજન, કીર્તન ને વાચનનો કાર્યક્રમ હોય છે. એકાદ કલાક ભજનકીર્તન થાય. ત્યાર બાદ એક કલાક શિષ્ટ સાહિત્યનું વાચન થાય. પસંદ કરાયેલાં ગ્રામવાચક મંડળની યાદી માંહેનાં જ પુસ્તકનું વાચન કરવામાં આવે છે. એક જણ વાંચે અને બાકીના સાંભળે. આ પ્રમાણેનું સમૂહવાચન હંમેશાં નિયમિત થાય છે અહીં પુસ્તકવાચનની સેવા મેં સ્વીકારી છે. કારણ કે હજુ આ પ્રયોગ છે. એ સફળ થાય તેવા પ્રયત્નો વાચકે કરવાના હોય છે. સાંભળનારાઓને રસ ઉત્પન્ન થાય અને ઉત્પન્ન થયેલો રસ ટકી રહે તે જોવાનું હોય છે. બહુ ધીમેથી સુંદર સ્પષ્ટ સરળ વાણીમાં; ને રસિક શૈલિથી જો પુસ્તકનું વાચન કરવામાં આવે તો સાંભળનારાઓને તેમાં આનંદ આવે છે. ને તેનો રસ ટકી રહી પુસ્તકો પ્રત્યે તેઓ ખૂબ આકર્ષાય છે, એની મને ખાતરી થઈ છે. મોટાં પુસ્તકો એકલો માણસ જલદી નથી વાંચી શકતો, પણ સમૂહવાચનમાં મોટાં પુસ્તકો એકધારાં નિયમિત વાચનથી પૂરાં થઈ જાય છે; વળી પૂરું થયે સાંભળનારા બધાએ તેનો લાભ લીધો ગણાય. એ સમૂહવાચનની ખાસ ખૂબી છે. એટલે મારી તો ખાતરી થઈ છે કે ગામડામાં જ્યાં જ્યાં આવાં ધાર્મિક મંદિરો હોય ને જ્યાં જ્યાં સાંજે કે સવારે શ્રદ્ધાળુ માણસો એકઠાં થતાં હોય ત્યાં નકામા ગામગપાટા ન હાંકતાં

આવું સમૂહવાચન થવા માંડે તો તેનું પરિણામ ગામડાંની જનતાને માટે અત્યંત લાભપ્રદ થઇ પડશે. પુસ્તકાલયપ્રવૃત્તિમાં પડેલા કોઇ પણ પુસ્તકાલયપ્રેમી કે પુસ્તકાલયના સંચાલક ભાઇ આ દિશામાં કાર્ય કરવાનું અમલમાં મૂકશે તો ઘણાંયે મંદિરોમાં આવાં સમૂહ-વાચન થવા માંડશે એ ચોકકસ છે.

આવાં સમૂહવાચન એ પણ ગ્રામ વાચકમંડળનું જ અંગ ગણી શકાય અને સમૂહવાચનનો લાભ લેનારા દરેક ભાઇ તેના સભ્ય પણ ગણી શકાય. માત્ર આ સમૂહ-વાચન જ્યાં થતું હોય તેની વાચનની નોંધ એક જ રખાય.

અહીં સમૂહવાચન થાય છે તેમાં નિયમિત લાભ લેનારા લગભગ ૮ થી ૧૦ જણા છે. એટલે કે કુલ અમારા અહીંના **શ્રી અમીન ગ્રામવાચક મંડળના સભ્યો ૨૦ વીસ** ગણી શકાય.

જે જે શિક્ષક ભાઇ, ગ્રંથપાલ ભાઇ આ ગ્રામવાચક મંડળો ઊભાં કરે તે તે ગ્રામ-વાચક મંડળને શ્રી. અમીન ગ્રામવાચક મંડળનું નામ આપે તો તે વધુ આવકારદાયક લેખાશે. આપણે એટલું કરીને પણ આપણા સ્વ૦ શ્રી અમીન સાહેબની યાદગીરી આપણા પુસ્તકાલ-યોમાં આપણા ગામમાં રાખી શકીશું અને એની એ યાદગીરીમાંથી પણ વારંવાર પ્રેરણા મળતી રહેવાથી પુસ્તકાલયપ્રવૃત્તિ તરફ આપણો ઉત્સાહ પણ જાગ્રત રહ્યા કરશે.

ઉપર પ્રમાણે ગ્રામવાચક મંડળની પ્રવૃત્તિએ શિષ્ટસાહિત્ય નિયમિત વંચાતું થાય તેના પ્રયત્નોની સૂચક છે. એ વસ્તુને જરૂર ગ્રંથપાલ ભાઇઓ તેમ જ પુસ્તકાલયપ્રેમી સૌ કોઇ ભાઇઓ અપનાવશે અને ઠેરઠેર આવાં ગ્રામવાચક મંડળો ઊભાં કરી તેમની પ્રવૃત્તિથી રાજ્ય પુસ્તકાલય મંડળને તેમ જ પુસ્તકાલયના તંત્રી વાકેફ કરતા રહેશે એવી આશા રાખવી અસ્થાને નહિ લેખાય.

અહીંના અમીન ગ્રામ વાચક મંડળના પહેલા ત્રણ મહિના માટે નીચેનાં પુસ્તકોની પસંદગી કરવામાં આવી છે. છત્રપતિ શિવાજી, દાસબોધ, વિવેકાનંદનાં પાંચ પુસ્તકો. રામ-તીર્થનાં ચાર પુસ્તકો. વૈદિક વિનય, સરસ્વતીચંદ્ર ભા. ૧–૨–૩–૪; ગ્રામલક્ષ્મી ભા. ૧–૨–૩–૪, ઘરગથ્થુ વૈદક સંગ્રહ, દિનચર્યા, ઉપદેશસારસંગ્રહ, દિવ્યચક્ષુ, સોરઠ તારાં વહેતાં પાણી, રામકૃષ્ણ પરમહંસ, ભજનસાગર, અનંત આખ્યાનમાળા ભા. ૧–૨, ભારતનાં સ્ત્રી-રત્નો ભા. ૧–૨–૩, ગિરનારનું ગૌરવ, ચંદ્રકાંત ભા. ૧–૨–૩, કાવ્યદોહન, પ્રીતમદાસની વાણી, સ્વર્ગોનું દોહન, સ્વર્ગની કુંચી, સ્વર્ગનું વિમાન.

ઉપરની યાદી મહિનાં પુસ્તકો વંચાશે. નહિ વંચાયલાં ફરી બીજા ત્રણ માસની યાદીમાં લેવાશે. હજુ તો આ એક શરૂઆત છે. પહેલા ત્રણ માસની કાર્યવાહી જોઇ તેના લાભાલાભ વિષે તેના નિવેદન વખતે વિસ્તૃત ચર્ચા કરીશું.

વ્રજલાલ દ. મહેતા



• ૧ **વ્યાયામ જ્ઞાનકોશ : ખંડ બીજો**—સંપાદક અને પ્રકાશકઃ શ્રી. દત્તાત્રય ચિંતામણ મુજુમદાર, વડોદરા. રોયલ આઠ પેજી પૃષ્ઠ ૪૫૬, સોનેરી અક્ષરો સહિત પાકું પૂઠું; મૂલ્ય રૂા. ૭.

આપણે ત્યાં જ્ઞાનકોષો આંગળીને વેઢે ગણી શકાય તેટલા જ પ્રકટ થાય છે. જે તે વિષયને લગતા સાહિત્યના જાણકારો આપણે ત્યાં છે, પરંતુ તે વિષયને સંપૂર્ણપણે ગ્રંથાકારે પ્રકટ કરવાનું કાર્ય અત્યંત મુશ્કેલ છે. પાશ્ચાત્ય દેશોમાં આવાં કામો માટે જનતા તેમ જ રાજાશ્રય પણ સારો હોય છે અને તેના પરિણામે આવા દુર્લભ ગ્રંથો પણ જનતાને ઓછા-વત્તા મૂલ્યે પણ મળવા સુલભ થયા છે; જ્યારે આપણા દેશજનો હજી એવી વૃત્તિ કેળવી શક્યા નથી, એ કેવળ આપણું કમભાગ્ય છે. દક્ષિણમાં ડૉ. શ્રીધર કેતકરે ગુજરાતી જ્ઞાનકોષ માટે ઉપાડેલું સાહસ નિષ્ફળ ગયું; તેવા જ બીજા પણ કેટલાક પ્રયત્નોને નિષ્ફળતા મળ્યાનું સાંભળેલું; પરંતુ મનુષ્ય કોઈ પણ કાર્ય પાછળ વળગ્યો રહેતાં તેને આખરે સફળતા મળ્યા વિના ભાગ્યે જ રહે છે.

વ્યાયામ જ્ઞાનકોષના મોટા મોટા સાત ભાગો, એ વિષયને સંપૂર્ણપણે જનતા સમક્ષ રજૂ કરવાનું મહત્કાર્ય ગુજરાતના જાણીતા વ્યાયામવિશારદ શ્રીમંત દત્તાત્રય ચિં. મુજુમદારે ઉપાડ્યું; પહેલા ભાગના પ્રસિદ્ધિકાળે કંઈક વિકટતા પણ અનુભવી; પરંતુ તે કાર્ય પાછળ તેઓશ્રી લાગ્યા રહેવાથી એ કામ પાર પડવાની આશા હવે તેમને જણાય છે. એના પરિણામસ્વરૂપ વ્યાયામજ્ઞાનકોષનો આ બીજો ખંડ પ્રકટ થયો છે. પહેલા ખંડનો પરિચય અમે આ અગાઉ "પુસ્તકાલય" માસિકના માર્ચ ૧૯૪૨ ના અંકમાં આપી ગયા છીએ. આ બીજા ખંડમાં સંપાદકે મરદાની ખેલોની પૂરતી માહિતી આપી છે. દેશી મરદાની ખેલો લગભગ તમામ આ ખંડમાં સમાવવામાં આવ્યા છે. અને તે દરેક સ્પષ્ટપણે સમજાય તે માટે સંખ્યાબંધ ચિત્રો પણ જે તે ખેલની સામે જ રજૂ કરેલ છે.

આજે વ્યાયામ એ વ્યક્તિમાત્રની ફરજરૂપ થઈ રહેવો જોઈએ અને તેની સાથે સાથે વ્યાયામના વિવિધ વ્યૂહો અને ખેલો—દાવ—જે આવી પડતા સંકટ સમયે કામ લાગી શકે તેનો પણ તેને અભ્યાસ હોવો જોઈએ. આવા ખેલો—દાવોની પૂરતી માહિતી આ ગ્રંથમાં સંગ્રહી શ્રીમંત મુજુમદારે વ્યાયામપ્રેમી જનતાની ભારે સેવા બજાવી છે. અમે ઇચ્છીએ છીએ કે રાજ્યનાં નાનાંમોટાં તમામ પુસ્તકાલયો વ્યાયામજ્ઞાનકોષનો આ બીજો ગ્રંથ પણ વસાવી જ લે; ઉપરાંત, તેના હવે પછી પણ બહાર પડનાર બાકીના ગ્રંથો માટે પણ અગાઉથી નામ નોંધાવી દે.

આમાં સંગ્રહાયલા દેશી–વિદેશી ખેલો નીચે પ્રમાણે છે—હુતુતુ, ખોખો, કુસ્તી, સીગેટ,



**૧ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો**

૧ **કર્ણાવતી**—લેખક : ધૂમકેતુ, મૂલ્ય રૂા. ૩–૮–૦

૨ **ચૌલાદેવી**—(નવી આવૃત્તિ) લેખકઃ શ્રી. ધૂમકેતુ; મૂલ્ય રૂા. સાડાત્રણ.

**૨ ગાંડીવ સાહિત્ય મંદિર–સુરતનાં પુસ્તકો**

૨ **જગતના અરણ્યમાં**—લેખક : શ્રી. જયસુખલાલ કૃ. મહેતા, મૂલ્ય રૂા. ૧–૧.

૩ **રૂપાનો ઘંટ**—લેખક : શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ, મૂલ્ય રૂા. ૨–૦–૦

**૩ એન. એમ. ત્રિપાઠીની કંપની–મુંબઇ તરફનાં**

૪ **ચંદ્રશંકરનાં કાવ્યો**—સંપાદક : શ્રી. કાન્તિલાલ છગનલાલ પંડયા, મૂલ્ય રૂા. અઢ

**૪ નવયુગ પુસ્તક ભંડાર–રાજકોટનાં પુસ્તકો**

૫ **ક્રાન્તિની ઝાલરી**—લેખક : શ્રી. " બાજીગર " મૂલ્ય રૂા. ૩.

૬ **નયના**—લેખક : શ્રી. રસિકલાલ જોષી, મૂલ્ય રૂા. ૩–૦–૦.

**૫ અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો**

૭ **વ્યાયામ જ્ઞાનકોષ**—સંપાદક અને પ્રકાશક : દત્તાત્રય ચિંતામણ મુજુમદા વ્યાયામ કાર્યાલય, વડોદરા. મૂલ્ય રૂા. ૭.

૮ **ચૂંટેલાં ફૂલ–ગુચ્છ ૧ લો**—જુદા જુદા લેખકો; પ્રકાશક : ભીમાણી ગ્રંથમાળા ગોંડલ, ( કાઠિયાવાડ ) મૂલ્ય રૂા. ત્રણ.

૯ **દિવાસ્વપ્ન**—( આવૃત્તિ બીજી ) લેખક : શ્રી. ગિજુભાઇ, પ્રકાશક : ગુજરા બાલવિકાસ સંસ્થા, જૂનું રોળકનગર, અમદાવાદ, મૂલ્ય રૂા. ૧–૦–૦

૧૦ **" પાયોરિયા " દિગ્દર્શન**—લેખક : વૈદ્ય કિશોરદાસ ભા. ગુપ્તા, મુંબઇ મૂલ્ય રૂા. એક

૧૧ **આપણી ગ્રામસંસ્થાઓ**—લેખકઃ શ્રી. મણિલાલ પ્રભાશંકર વ્યાસ, પ્રકાશ શ્રી સયાજી ગ્રામ વિકાસમાળા, વડોદરા. મૂલ્ય રૂ. ૦–૨–૦.

---

[ પૃ. ૧૦૧નું સાંધણ ]

બંગલેખિકા શ્રી નિરૂપમાદેવી કૃત ' મોક્ષદા ' નવલકથાનો આ ગુજરાતી અનુવાદ આ નવલકથા બ્રહ્મચારીઓના જીવનને ખાસ સ્પર્શે છે. કોઇ સ્ત્રી, કોઇ બ્રહ્મચારીને, શુદ્ધ અ વાસનાહીન હૃદયે, પોતાનો જીવનસાથી બનાવી, તેના દ્વારા પોતાના જીવનની મુક્તિ મેળવ ઇચ્છા રાખતી હોય તો તે બ્રહ્મચારી તે સ્ત્રીને પોતાની જીવનસંગાથિની તરીકે સ્વીકારી શ કે નહિ ? બ્રહ્મચારીઓ માટેની એ એક ગૂઢ સમસ્યાનો ઉકેલ લેખિકાબહેને આ વાર્તા દ્વા દર્શાવવા સારો પ્રયત્ન કર્યો છે. આ વાર્તામાં જાત્રાળુઓનું પ્રવાસવર્ણન પણ ઠીક ધ્યાન ખેંચે છે. જિજ્ઞાસુવૃત્તિના વાચકોને આ પુસ્તક જરૂર ગમશે, બાકી સામાન્ય વાચકો તો આ પુસ્તકમાં બહુ રસ પડે તેમ નથી જ.

' અ–દ્રષ્ટા

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત પ્રચારકો તથા માનદ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંના પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે, તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં સ્થળોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છે:—

**૧. વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ-માહે જાન્યુઆરીમાં-સંખેડા મહાલનાં** (૧) કાવીઠા, (૨) મારુ, (૩) કસુંબીઆ, (૪) કાળી તલાવડી, (૫) ઝાણ, (૬) કાંટા, (૭) સુર્યાઘોડા, (૮) સુર્યા: **વડોદરા મહાલનાં** (૯) મોતિયાપુરા, (૧૦) આસોજ; **સાવલી મહાલનાં** (૧૧) મંજુસર, (૧૨) કુનપાડ, (૧૩) ટુંડાવ, (૧૪) નમેસરા, (૧૫) બહુથા, (૧૬) ગોઠડા, (૧૭) સણિયા, (૧૮) પોઇચા, (૧૯) અંજેસર: કામગીરી દિન ૨૩. **માહે ફેબ્રુઆરીમાં-સાવલી મહાલમાં** (૧) ખાખરીઆ, (૨) મુઢેલા, (૩) બાકરોલ, (૪) રતનપુર, (૫) વરસડા, (૬) ધનતેજ, (૭) સાંઢાસાલ, (૮) વાલવાવ, (૯) ધર્મપુર, (૧૦) ડેસર, (૧૧) વેજપુર, (૧૨) શારદાપુર, (૧૪) તુલસીગામ, (૧૫) સમલાયા સ્ટે., **કરજણ મહાલનાં** (૧૬) નિશાળિયા, (૧૭) ગંધારા.

**૨. મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર-માહે જાન્યુઆરીમાં-પાટણ મહાલનાં** (૧) ડાભડી, (૨) માનપુર, (૩) સંડેર, (૪) રૂવાવી, (૫) પળી, (૬) નવાપુરા, (૭) કંથરાવી, (૮) મણુંદ, (૯) પાટણ, (૧૦) ભીલવણ, (૧૧) વાગડોદ, (૧૨) એંદલા, (૧૩) જંગરાલ, (૧૪) મેસર; **સિદ્ધપુર મહાલનાં** (૧૫) કલ્યાણા, (૧૬) કુંવારા, (૧૭) કાકોસી, (૧૮) ડીંડરોલ, (૧૯) મામવાડા, (૨૦) મેથાણ: કામગીરી દિન ૨૬. **માહે ફેબ્રુઆરીમાં-પાટણ મહાલનાં**—(૧) પાટણ મહિલા પુ. (૨) પાટણ સાર્વ. પુ. (ભેટ), (૩) પાટણ બાલ પુ. (૪) મેમદપુર, (૫) ચારૂપ, (૬) કિંબુવા, (૭) વામૈયા, (૮) અઘાર, (૯) કાંસા, (૧૦) સરિયાદ; **કડી મહાલનાં** (૧૧) નાની કડી, (૧૨) કડી કસ્બા (ભેટ), (૧૩) કુંડાલ, (૧૪) અળદેસણ, (૧૫) આદુંદરા, (૧૬) દેઉસણા, (૧૭) નગરાસણ, (૧૮) સાદરા, (૧૯) ઢોરીઆ, (૨૦) ચારોલ, (૨૧) ગલોદરા, (૧૨) ભાલડી, (૨૩) ધરમપુર, (૨૪) વાઘરોડા.

**૩. વડોદરા મહાલ માનદ પ્રચારક (૧) રા. છોટાભાઇ રાયજીભાઇ પટેલ-માહે સપ્ટેમ્બરથી જાન્યુઆરી સુધીમાં** (૧) આજોડ, (૨) ગોરવા, (૩) સાંકરદા, (૪) ભાયલી, (૫) સમિયાલા, (૬) દરારથ, (૭) વડસાલા, (૮) ખલીપુર, (૯) ધનિયાવી, (૧૦) રાઘવપુરા, (૧૧) ગોસીન્દ્રા, (૧૨) સરાર, (૧૩) કાશીપુરા.

**૪. વડોદરા મહાલ માનદ પ્રચારક (૨) રા. લલ્લુભાઈ રા. પટેલ-માહે જાન્યુઆરીમાં** (૧) રાયપુરા, (૨) ગોકળપુરા, (૩) અટલાદરા,

[ સાંધણ પૃ. ૧૦૫ને છેડે ]

# પુસ્તકાલય પર્વણી ઉત્સવ

પ્રજોપકારી પુસ્તકાલયપ્રવૃત્તિનો સંદેશ ઘેર ઘેર પહોંચતો કરી શિક્ષિત લોકોને વાચનરસ અર્પણ કરવાના તથા પુસ્તકાલયપ્રવૃત્તિની ઉપયોગિતા જનહૃદયમાં ઠસાવી સ્થાનિક સંસ્થાને પોષવાની ફરજનું ભાન આમજનતામાં પ્રગટાવવાના શુભાશયથી દરસાલ વસંતપંચમીને દિવસે પુસ્તકાલય પર્વણીદિન ઉજવવાનો શિરસ્તો, વડોદરા રાજ્ય પુ. મંડળે, આજ વારેક વર્ષથી પાડ્યો છે. તદનુસાર રાજ્યનાં અનેક પુસ્તકાલયો એ દિન પુસ્તકાલયોની સફાઈ ને શણગાર, પ્રભાતફેરી વા સરઘસો, પુસ્તકપ્રદર્શન, વાચનશ્રવણના વર્ગો, વાર્તાકથન, ભજનમંડળીઓ, જાહેરસભા, ગરબા-સંવાદ ને ઇતર મનરંજનના કાર્યક્રમો, રોશની વગેરે પૈકી સગડ પડતા વિવિધ કાર્યક્રમોથી ઉત્સાહભેર ઉજવે છે. ચાલુ સાલે પણ એ પર્વણીદિન તા. ૯-૨-૪૩ ને મંગળવારને રોજ રાજ્યનાં અનેક પુસ્તકાલયોએ ઉજવ્યો છે. પૈકી જેમના અહેવાલ અમારા તરફ આવ્યા છે તેમની જરૂરી નોંધ આ નીચે પ્રગટ કરીએ છીએ. ઇચ્છા તો બધાં જ એવી રાખે કે અમારા હેવાલને સંપૂર્ણ સ્થાન અપાય. પરંતુ સ્થળસંકોચના કારણે અને કાર્યક્રમોમાં લગભગ સરખાપણું રહેતું હોવાને કારણે ગામનું નામ તેમ જ સભાના પ્રમુખના નામનિર્દેશ ઉપરાંત વિશિષ્ટ કાર્યક્રમ અને મળેલી આર્થિક મદદનો ઉલ્લેખ માત્ર કરી સંતોષ માનવો પડે છે.

૧. માણેજા તા. વડોદરાઃ—સાફસૂફી-શણગાર, બાલ સંમેલન, જાહેર સભા, ભજન-કથા, નાનાં મોટાં સર્વને દૂધપાન.

૨. વઢવાણા તા. ડભોઇઃ—સાફસૂફી-શણગાર, પ્રભાતફેરી, સંમેલનસભા.

૩. કંઢારી તા. કરજણઃ સાફસૂફી-ધજાતોરણો, કન્યાઓના ગરબા અને ઇનામ, ભજનમંડળીઃ પુસ્તકાલયના સભાસદો નોંધવાની શરૂઆત કરી.

૪. કરનાળી તા. શિનોરઃ—સાફસૂફી, પેન્શનર શ્રી. નરસિંહરામ મોતીભાઇના પ્રમુખપણા નીચે સભા, રાત્રે સંગીતનો જલસો; બાળકોને પતાસાં.

૫. બરકાલ તા. શિનોરઃ—સફાઇ-શણગાર, સરસ્વતીના ફોટા સાથે સરઘસ, સાંજરે સભા, બાળકોને સાકર વહેંચાઇ; ગામમાંથી તથા શ્રી વ્યાસક્ષેત્રમાંથી થઇ રૂ. ૫૧) મળ્યા.

૬. વેજપુર તા. સાવલીઃ—સફાઇ-શણગાર; રાત્રે રોશની.

૭. કિંબુવા તા. પાટણઃ—બાળકોનો વાર્તાલાપ, રમતગમતનો મેળાવડો; રા. મનજી ભગવાનના પ્રમુખપદે સભા, પ્રાંત પ્રચારકનો પ્રસંગોચિત બોધ; રૂ. ૧૦-૪-૦ ની મદદ મળી.

૮. ચારૂપ તા. પાટણઃ—સવારે શ્રીમંતના ફોટા સાથે સરઘસ, ઇશપ્રાર્થના, વ્યાયામ, ડ્રીલ, રમતગમત, સભા સમક્ષ પ્રાંત પ્રચારકનો પ્રસંગોચિત બોધ; ગોળધાણા વહેંચાયા; રૂ. ૧૫-૦-૦ ની મદદ ગામઆગેવાનો તરફથી.

૯. કાલરી તા. ચાણસ્માઃ—શ્રીમંતની છબી સાથે સરઘસ, બપોરે બાળસંમેલન; સાંજરે જાહેરસભા શેઠ મફતલાલ રામચંદના પ્રમુખપદે; ૩૦ સભાસદો નોંધાયા, રૂ. ૪૦) નો ખરડો થયો.

૧૦. ઊમતા તા. ખેરાળુઃ—સાફસૂફી-શણગાર, શ્રીમંતના ફોટા સાથે સરઘસ, ઇનામી નિબંધની હરિફાઇ; સાંજરે સભા એ. વી. સ્કૂલના હેડમાસ્તર શ્રી. વહોરાને પ્રમુખપદે.

૧૧. બ્યાસવાસણાઃ—સાફસૂફી-શણગાર, સરઘસ, વૈદ્ય શ્રી નાથાલાલ રૂપરામ જોશીને પ્રમુખપદે જાહેરસભા; બાળકોને પતાસાં વહેંચાયાં.

૧૨. દહીડા તા. અમરેલીઃ—સાફસૂફી ને સુવ્યવસ્થા, પુસ્તકમેળવણી, બાલ સંમેલન, રાંઢિયા સ્કૂલ માસ્તરને પ્રમુખપદે સભા, પુસ્તકો વાચન માટે આપ્યાં.

૧૩. મોટા આંકડીઆ તા. અમરેલીઃ—સફાઇ-શણગાર, શ્રીમંતની છબીને પુષ્પહાર. વંદનઃ બાલચમૂના ખેલો; રૂ. ૧૦) પુસ્તકાલયને સભાજનો તરફથી.

૧૪. શાખપુર તા. દામનગરઃ—ધજાપતાકાનો શણગાર; બાળકો આગળ રસમય પુસ્તકોનું વાચન અને વાર્તાકથન; પુસ્તકોની સાફસૂફી ને સુવ્યવસ્થા.

૧૫. રતનપુરઃ—સવારે સ્કાઉટ ડેની ઉજવણી; સાંજરે બાલચમૂના ખેલો; ઘેર બેઠાં વાચન પૂરૂં પાડવાનો ઉપદેશ; રાત્રે કૅમ્પફાયર, સંવાદાદિ મનોરંજનનો કાર્યક્રમ.

ટીપઃ—બીજાંઓ જેમણે અહેવાલો ન મોકલ્યા હોય તેમને તેમ કરવા વિનંતિ.

૧૬. વાલમ તા. વિસનગરઃ—સફાઇ-શણગારઃ મહાલ વહિવટદાર શ્રી બાબુરાવ ગાયકવાડ સાહેબના પ્રમુખપદે જાહેરસભાઃ શ્રીમંતના જયનાદ વચ્ચે રાજધ્વજ ફરકાવ્યોઃ પ્રસંગોચિત વિવેચનોઃ શ્રીમંત રાજકુટુંબને દીર્ઘાયુના તથા બાંગફોઉની ચળવળ પ્રત્યે અસંતોષના ઠરાવો થયા.

૧૭. હસ્તાન તા. પલસાણાઃ—સાફસૂફી, ધજા-તોરણોનો શણગારઃ સવારે પ્રભુ-પ્રાર્થના તથા શ્રીમંત મહારાજા સાહેબ તથા સ્વ. શ્રી અમીન સાહેબના ફોટા સહિતનું સરઘસઃ સાંજરે ૩ વાગે પુસ્તકાલયના પ્રમુખ સા. ના પ્રમુખપદે સભા, સંવાદ, ગરબા અને પ્રસંગોચિત વિવેચનો થયાંઃ બાળકોને મિઠાઇ વહેંચાઇ.

૧૮. બેટઃ—સવારે શ્રી સરસ્વતીદેવી તથા શ્રીમંત મ. સા. ની છબીઓ સાથેનું સરઘસઃ સાંજરે ૫ વાગે સૌ. શ્રી. શાંતાબેન પટેલના પ્રમુખપદે મહિલા સંમેલન અને ૭ વાગે હિંદુ-મુસ્લીમોનો જાહેર મેળાવડો મહાલકરી શ્રી સાળુંકે સાહેબના પ્રમુખપદે, જેમાં પ્રસંગોચિત વિવેચનો; ગેલેરીમાં બાલસાહિત્ય તથા ગૃહઉદ્યોગોનું સુંદર પ્રદર્શન ગોઠવ્યું.

---

## સૌથી પહેલું

— ઘરોને નંબર આપવાનો રિવાજ સૌથી પહેલાં નેપોલિયન બોનાપાર્ટે શરૂ કર્યો હતો.
— પેન્સિલનો સૌથી પહેલો ઉપયોગ સોળમાં સૈકાથી શરૂ થયો હતો.
— ગિનીનો સિક્કો પહેલવહેલો ઇ. સ. ૧૬૬૨માં ઇંગ્લાંડના રાજા ચાર્લ્સ બીજાના વખતમાં પાડવામાં આવ્યો હતો.
— હિંદમાં વીજળીના પહેલવહેલા તાર ઈ. સ. ૧૮૫૪ના માર્ચ માસની ૨૩મી તારીખે નાખવામાં આવ્યા હતા.
— રવિવારને છુટ્ટીનો દિવસ પાળવો એવો કાયદો ઈ. સ. ૩૨૧માં રોમના બાદશાહ કોન્સ્ટન્ટાઇને સૌ પહેલાં જાહેર કર્યો હતો.
— આપણા શરીરમાં લોહી નિયમિતપણે ફરી રહ્યું છે એવી પહેલી શોધ વિલિયમ હાર્વે નામના પંડિતે કરી હતી.

# શિષ્ટ વાચનની ૨૩ મી પરીક્ષા

## ' ત્યાગમૂર્તિ અને બીજા લેખો 'નું પરિણામ સહિત

ઉપરોક્ત પરીક્ષા, જાહેર થયા પ્રમાણે તા. ૨૪–૧–૪૩ ને રવિવારે જે તે સ્થળે લેવાઇ ગયેલી. એને માટે ગુજરાત કાઠિયાવાડનાં ૩૨ ગામોનાં ૮૬ ઉમેદવારોની અરજીઓ આવેલી. તેમાંથી ૨૭ ગામોનાં ૫૪ ભાઇબહેનોની ઉત્તરવહીઓ અમારા તરફ આવેલી હોવાથી કુલ ૫૪ જણે આ પરીક્ષાનો લાભ લીધો હોવાનું જણાઇ આવે છે. પરીક્ષામાં બેઠેલાં ઉમેદવારોની ધંધાવાર સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

૨૪ શિક્ષક, ૨૦ વિદ્યાર્થી, ૨ કારીગર, ૩ નોકરી, ૧ ખેડૂત, ૩ ઘરકામવાળાં તથા ૧ પરચુરણ મળી કુલ ૫૪, જેમાં ૧૦ જેટલી બહેનો છે.

ઉત્તરપત્રો તપાસતાં બેઠેલાં ઉમેદવારોમાંથી ૪૦ ઉત્તીર્ણ થાય છે. એટલે પરીક્ષાનું પરિણામ, આ વખતે, લગભગ ૭૪ ટકા આવેલું ગણાય. ઉત્તીર્ણ થનારાંમાં ૨૪ શિક્ષકો, ૮ વિદ્યાર્થીઓ, ૨ નોકરીવાળા, ૨ કારીગર, ૧ પરચુરણ તથા ૩ ઘરકામ કરનારાં છે, પૈકી ૯ બહેનો છે.

અગાઉ પ્રસિદ્ધ થયેલી સદર પરીક્ષા માટેની જાહેરાતમાં જણાવ્યા પ્રમાણે પરિણામ-પત્રકના પ્રથમ ૨૦ નંબરો ઉપરાંત * ચિન્હવાળા ટ્રે. કૉલેજનો લાભ સમૂળગો નહિ પામેલા શિક્ષકો, અંગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થીઓ, ખેડૂત વ ઇતર ધંધાદારી ઉમેદવારો પૈકી ઉત્તીર્ણ થનાર ૭ જણ તથા ૮ બહેનો ગુણાનુક્રમે ૦–૮–૦ નું ઉત્તેજનાર્થ ઇનામ મેળવવાને પાત્ર ઠરે છે. જેને તેને મળતી ઇનામની રકમ જેના નામની સામે શેરાના ખાનામાં દર્શાવવામાં આવી છે. કુલ રૂ. ૩૭॥ નાં ૨૫ ઇનામો આ પરીક્ષા અંગે વહેંચાશે અને અત્રેની તેમ જ ઉમેદવારોની સગવડ ખાતર શિરસ્તા મુજબ રોકડ અપાશે. છતાં જેમની ઇચ્છા ઇનામની રકમ પૂરતી કિંમતનાં પુસ્તક લેવાની હશે તેઓ પુસ્તક, અલબત્ત, મંગાવી શકશે. તેથી ઇનામ મેળવવા ભાગ્યશાળી નીવડેલાં ભાઇબહેનોને વિનંતિ કે પોતાને ઇનામ રોકડમાં જોઇએ છે કે પુસ્તકરૂપે, તથા તે કોઇની મારફત રૂબરૂથી મંગાવી લેવું છે કે ટપાલ રસ્તે, તે ચાલુ માસ આખર સુધીમાં જેણે તેણે અવશ્ય લખી જણાવવું. મુદત વીત્યે જે તે રકમ અત્રેથી જેને તેને ખર્ચે મનીઑર્ડરથી રવાના કરી દેવાની તજવીજ રહેશે.

અગાઉની પરીક્ષાઓની માફક આ વખતે પણ જે તે સ્થળના શિક્ષક, મંત્રી કે અન્ય ગૃહસ્થોએ નિરીક્ષક તરીકેની સેવા અર્પી પરીક્ષાના કામમાં જે મદદ કરી છે તે બદલ એ સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

### પરિણામ

| નંબર | નામ | ગામ | ધંધો : અભ્યાસ | ગુણ | શેરો ઇ-નામ રૂ. |
|---|---|---|---|---|---|
| ૧ | કાંતિલાલ રામકૃષ્ણ કુલાવત | વરૂડી | શિ. મે. સિ. | ૬૪ | ૫) |
| ૨ | સાંકળેશ્વર જીભાઇ વ્યાસ | ગેરાદ | ,, | ૬૩ | ૪) |

| | | | | |
|---|---|---|---|---|
| ૩ નાનછાભાઇ જેઠીદાસ પટેલ | બ્રાહ્મણવાડા | શિ. ઉ. | ૬૨ | ૩) |
| ૪ હીરાલાલ નરસિંહરામ વ્યાસ | પારોદ | શિ. મે. સિ. | ૬૧ | ૨) |
| ૫ નરસિંહભાઇ મથુરભાઇ પટેલ | વાસણા | શિ. મે. | ૬૦ | ૧) |
| ૬ ચુનીલાલ દામોદર ભટ્ટ | મહુડરા | શિ. મે. સિ. | ૫૯ | ૧) |
| ૭ બાબુભાઇ મોતીભાઇ પટેલ | ચાણસદ | ,, | ૫૮ | ૧) |
| ૮ **સોનાબેન શંકરભાઇ પટેલ** | ગવાસદ | શિ. ઉ. | ૫૮ | ૧) |
| ૯ ચતુરભાઇ નારણભાઇ પટેલ | વણછરા | શિ. મે. સિ. | ૫૫ | ૧) |
| ૧૦ જીવણલાલ મથુરાદાસ શાહ | પોઇચા | શિ. મે. પૂ. | ૫૪ | ૧) |
| ૧૧ પ્રભુદાસ ગલાભાઇ પટેલ | સુરવાળા | શિ. મે. સિ. | ૫૩ | ૧) |
| ૧૨ રતિલાલ ગોવિંદજી મહેતા | દહીંડા | શિ. મધ્યમ | ૫૨ | ૧) |
| ૧૩ નારણભાઇ સોમચંદ તપોધન | અમદાવાદ | નોકરી વ. ફા. | ૫૧ | ૧) |
| ૧૪ ભાઇલાલભાઇ બાવાજીભાઇ પટેલ | વિશ્નોલી | શિ. મે. સિ. | ૫૦ | ૧) |
| ૧૫ હરગોવિંદદાસ મોરારજી પંડયા | ચાડીઆ | ,, | ૪૯ | ૧) |
| ૧૬ અનુભાઇ અંબાલાલ મહેતા | કેરીઆચાડ | વિ. અં. ૭ | ૪૯ | ૧) |
| ૧૭ ભાઇશંકર મણિભાઇ ભટ્ટ | દહીંડા | શિ. પૂ. | ૪૫ | ૧) |
| ૧૮ નારાયણ રણછોડદાસ દરજી | કુકરવાડા | દરજીકામ ગુ. ૬ | ૪૫ | ૧) |
| ૧૯ કરસનભાઇ દે. દેસાઇ | છત્રાલ | શિ. ગુ. ૬ | ૪૪ | ૧) |
| ૨૦ કાંતિલાલ ગોવિંદલાલ દેસાઇ | હીલોલ | શિ. મે. સિ. | ૪૩ | ૧) |
| *૨૧ નટવરલાલ રણછોડલાલ યાજ્ઞિક | બ્રાહ્મણવાડા | શિ. ગુ. ૬ | ૪૨ | ૦॥ ઉ. |
| *૨૨ **સૌ. કમળા છોટાભાઇ પટેલ** | ચાણસદ | ઘરકામ ગુ. ૫ | ૪૨ | ૦॥ ઉ. |
| ૨૩ સોમાભાઇ રણછોડભાઇ પટેલ | અંજેસર | શિ. મે. સિ | ૪૨ | |
| ૨૪ સોમાભાઇ દલસુખભાઇ શાહ | કનીપુર | શિ. ઉ. | ૩૯ | |
| ૨૫ છોટુભાઇ ખુશાલભાઇ પટેલ | રણોલી | દે. અં. ૭ | ૩૮ | |
| ૨૬ દશરથલાલ મૂળશંકર રાવળ | છત્રાલ | શિ. પૂ. | ૩૮ | |
| ***૨૭ સરસ્વતીબેન ગિરધરલાલ ત્રિવેદી** | પારોદ | ઘરકામ ગુ. ૬ | ૩૮ | ૦॥ ઉ. |
| ***૨૮ શાંતાબેન નરસિંહરામ વ્યાસ** | પારોદ | ઘરકામ ગુ. ૬ | ૩૭ | ૦॥ ઉ. |
| *૨૯ દેવજીભાઇ ઇશ્વરભાઇ પરમાર | કુકરવાડા | શિ. ગુ. ૬ | ૩૬ | ૦॥ ઉ. |
| ***૩૦ ગંગા વજીરભાઇ ચૌધરી** | વડોદરા | વિ. પ્રથમ | ૩૪ | ૦॥ ઉ. |
| ***૩૧ પશી અંબાલાલ પુરાણી** | ,, | ,, | ૩૪ | ૦॥ ઉ. |
| *૩૨ માધવલાલ વિઠ્ઠલદાસ પટેલ | ચંદુમણા | શિ. અં. ૪ | ૩૪ | ૦॥ ઉ. |
| *૩૩ ઇશ્વરભાઇ હીરાભાઇ પટેલ | પારોદ | નોકરી ગુ. ૬ | ૩૩ | ૦॥ ઉ. |
| *૩૪ કંચનલાલ દુર્લભભાઇ પટેલ | વાસણા | વિ. અં. ૪ | ૩૨+૧ | ૦॥ ઉ. |
| *૩૫ મંગળા જમનાદાસ ગોરડીઆ | વડોદરા | વિ. પ્ર. | ૩૦+૩ | ૦॥ ઉ. |
| ૩૬ જયશંકર રેવાશંકર વ્યાસ | અંજેસર | શિ. મધ્યમ | ૨૯+૪ | |
| ***૩૭ રશ્મિદા કાળીદાસ** | વડોદરા | વિ. પૂ. | ૨૯+૪ | ૦॥ ઉ. |
| ***૩૮ ભૂરી લલ્લુભાઇ** | ,, | વિ. પ્ર. | ૨૮+૫ | ૦॥ ઉ. |

| | | | |
|---|---|---|---|
| *૩૯ ચિમનલાલ રણછોડ પંચાલ | તતારપુરા | લુહાર ગુ. ૪ | ૨૮+૫ ાા ઉ. |
| *૪૦ દયાશંકર શિવશંકર જોશી | કુકરવાડા | વિ. અં. ૪ | ૨૮+૫ ાા ઉ. |
| ૪૧ જેઠી કેશવલાલ | વડોદરા | વિ. પ્ર. | ૨૭ |
| ૪૨ રતિલાલ અંબાલાલ શેઠ | વાસણા | વિ. અં. ૪ | ૨૬ |
| ૪૩ ભીખાભાઇ ભગવાનભાઇ પટેલ | ,, | ,, | ૨૫ |
| ૪૪ ચંદ્રકાંત ઓચ્છવલાલ શાહ | ,, | ,, | ૨૫ |
| ૪૫ મૂળજીભાઇ ગોતીભાઇ પટેલ | મેનપુરા | ગ્ર. અં. ૫ | ૨૩ |
| ૪૬ સતીશચંદ્ર સોમેશ્વર વ્યાસ | વસો | વિ. અં. ૫ | ૨૧ |
| ૪૭ દિનેશચંદ્ર રવિકાંત ગોર | ,, | વિ. અં. ૬ | ૧૯ |
| ૪૮ મોતીભાઇ ભગવાનભાઇ પટેલ | મેનપુરા | ખેતી અં. ૫ | ૧૮ |
| ૪૯ નરહરિપ્રસાદ શંકરલાલ જોશી | કુકરવાડા | વિ. અં. ૪ | ૧૬ |
| ૫૦ અબ્બાસ જલાલમિયાં | અમરેલી | વિ. ગુ. ૬ | ૨ |
| ૫૧ ચુનીલાલ ગિરધરલાલ ભટ્ટ | ,, | ,, | × |
| ૫૨ શંભુપ્રસાદ ગોકળદાસ | ,, | ,, | × |
| ૫૩ કરીમશા કાળુશા | ,, | ,, | × |
| ૫૪ નૂરમોહમદ વલી | ,, | ,, | × |

અનુત્તીર્ણોની સંખ્યામાં વિદ્યાર્થીવર્ગ જ મોટે ભાગે હોઇ તેઓ પૂરતી કે બિલકુલ તૈયારી વગર પરાણે પરાણે બેઠેલા લાગે છે. તૈયારી વગર વિદ્યાર્થીઓને આવી પરીક્ષામાં બેસવાને પ્રેરવા વા ઉત્તેજવા એ આ મોંઘવારીના સમયમાં કાગળના દુર્વ્યયને નાહકનું ઉત્તેજન આપવા બરાબર છે, એની લાગતાવળગતાઓએ નોંધ લેવી ઘટે.

ચોવીસમી પરીક્ષા માટે શ્રી. કિ ધ. મશરૂવાળા કૃત ઉધઇનું જીવન એ જંતુ-વિજ્ઞાનનું પુસ્તક નમૂદ થયેલું હોઇ એની તારીખ વગેરે માટે આવતા અંકમાં જાહેરાત છપાશે તે જોઇ લેવા લાગતાવળગતાંઓને વિનંતિ છે.

વડોદરા,
તા. ૭-૩-૪૩

ના. નં. ચોકસી
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

## સ્વેચ્છાએ સ્વીકારેલી સાદાઈ

એમ કહી શકાય કે આદર્શ માર્ગ તો એવું સાદુ જીવન જીવવાનો છે કે જેમાં હરેક બાબતની પોતાની જરૂરિયાત માણસ પોતે જ પૂરી પાડી શકે. પોતાના હાથે બનાવેલા ઝૂંપડામાં રહેવું, પોતાને હાથે માંડેલા ચૂલા પર રાંધવું, પોતે ઉગાડેલી શાકભાજી ખાવી, પોતાની જ શાળ પર વણેલું કાપડ પહેરવું અને સાદગીમાં જીવન ગુજારવું, એમાં અહા! કેટલી સ્વતંત્રતા છે!

આવા જીવનમાંથી નથી કોઇ કોઇને ગુલામ કરતું કે નથી કોઈ કોઇને રાજા બનાવતું. બાદશાહ અને બબરચી, કલાકાર અને કામદાર બંને એ પોતે જ હોય છે. ખરેખર દુનિયા આથી બહુ સરળ બની જાય છે. એક જળાશય પાસે રહીને મિત્રવત્ વન વૃક્ષોથી વીંટળાઇને માણસ જો આ પ્રકારનું જીવન ગુજારે અને પશુપંખી સાથે સખ્ય સેવે તો અસભ્ય શહેર અને એની જયાગંધ અવાજોની ગરબડનો મોહ છૂટી જાય. —ટોયોહિકો કાગાવા

## *મહાભારત કારજ કરવા

[ ઢાળ : ગરુડે ચડી આવજો ગિરિધારી ]

ગોકુળમાંથી સંચર્યા ગિરધારી,
મધુવનનો મારગ નિરધારી;
ગોકુળમાંથી સંચર્યા ગિરધારી.

ધમકે ઘોડીલાની ઘૂઘરમાળા,
ફરકે ધ્વજપટ ગગને વિશાળા,
ગીત ગાતી વિલપે વ્રજબાળા;
ગોકુળમાંથી સંચર્યા ગિરધારી.

જસોદામાનાં નેણલાં ઝરતાં,
નન્દજી નીર પાંપણમાં ભરતા,
ગોકુળ ગામનું ગૌરવ સરતાં;
ગોકુળમાંથી સંચર્યા ગિરધારી.

હરિને મજની વેલડીઓ નમતી,
શિંગ ઢાળી ગાવડીઓ પ્રણમતી,
રમતી વાયુલહરો અનુગમતી;
ગોકુળમાંથી સંચર્યા ગિરધારી.

સૂનાંસૂનાં ગોકુળ ગોપીવાટ,
વિરહે વિધુરી વૃન્દાવનની વાટ,
ન્હાનો પડશે હરિને આ વિરાટ;
ગોકુળમાંથી સંચર્યા ગિરધારી.

જગજૂનો જમનાજીનો આરો,
ભણે ભુવનભુવન ભણકારો,
પૃથ્વી બોલે પધારો' પધારો';
ગોકુળમાંથી સંચર્યા ગિરધારી.

સાધુજનને રક્ષાછત્ર ધરવા,
ભરી ધરતીનો ભાર ઉતરવા,
મહાભારત કારજ કરવા;
ગોકુળમાંથી સંચર્યા ગિરધારી.
માનવવંશમાં પુણ્ય પાથરવા;
ગોકુળમાંથી સંચર્યા ગિરધારી.

ન્હાનાલાલ દલપતરામ કવિ

* જાન્યુઆરી '૪૩ના "કુમાર"માંથી.

## ઓ ભારતમા કે ગાંધી

[ ગાંધીજીના પારણા નિમિત્તે રચાએલું ગીત ]

આજ તુમ્હેં શત શત પ્રણામ
હૈં ઓ ભારત મા કે ગાંધી;
તુમને હમ ચાલિસ કરોડ
લોગોં કી ફિર હિંમત બાંધી.

કાંપ ઉઠા થા જગત મૃત્યુ કા
જબ તુમને આહ્વાન કિયા:
અપને દૃઢ નિશ્ચય સે વિચલિત
સારા હિંદુસ્તાન કિયા.

ડોલ ઉઠા થા, પ્રભુ કા આસન
માનવતા ચિતકાર ઉઠી :
સ્વયં મૌતને આ કર તુમ કો
જીવન કા વરદાન દિયા.

ઇસે દેખ હિંસા કે જગ મેં
ફૈલી ચિંતા કી આંધી
આજ તુમ્હેં શત શત પ્રણામ હૈં
ઓ ભારત મા કે ગાંધી.

આજ દેશકા બચ્ચા બચ્ચા
ઈશ્વર સે યહ વર માંગે
ગાંધી કી હાથોં સે ભગવન,
ભારત કા નસીબ—જાગે.

મહેલોં કે ભી આસપાસ
છોટી છોટી ઝોંપડિયાં હોં
ઉન ઝોંપડિયોં કે અંદર સે
દુનિયા કા ગરીબ જાગે.

માનવતા કે ચરણોં પર લુટ
જાયં સભી સોના—ચાંદી,
આજ તુમ્હેં શત શત પ્રણામ હૈં
ઓ ભારત મા કે ગાંધી.

કવિ શ્રી. પ્રદીપજી

# બાળક-બાળક વચ્ચેના ઉછેરમાં ભેદ ન પાડો.

હિંદુ કુટુંબમાં છોકરા અને છોકરી વચ્ચેના ઉછેરનો ભેદ તો ચોખ્ખો દેખાઇ આવે છે. છોકરો કુળને સાચવનારો, અને વંશની વેલને કાયમ રાખનારો મનાય છે; જ્યારે છોકરી 'પારકી મિલકત' ગણાય છે. છોકરી માટે માતાપિતા જે કંઇ કરે છે તેનો સીધો લાભ તેમને નહિ, પરંતુ છોકરી મોટી થઇ પરણીને જે કુટુંબમાં જાય તેમને મળે છે. આ જ કારણે છોકરા–છોકરી વચ્ચે નાનપણથી જ માબાપો ભેદની દૃષ્ટિ રાખે છે. આ દૃષ્ટિ યોગ્ય નથી જ; પરંતુ આજે આપણે છોકરા–છોકરી વચ્ચે જ નહિ, પણ છોકરા–છોકરા અને અને છોકરી–છોકરી વચ્ચે માતાપિતા પોતાનાં કેવળ અજ્ઞાન અને ગમા–અણગમાને કારણે ભેદ રાખી નાનપણથી જ સ્નેહનાં ઝરણ સૂકવી નાખે છે તે વિષે વિચાર કરીએ.

કહેવાય છે તો એમ કે માતાપિતાને બધાં બાળક એકસરખાં જ વહાલાં હોય છે, પરંતુ કોઇપણ કુટુંબમાં ઝીણી નજરે જોઇએ છીએ તો તુરત જણાઇ આવે છે કે અમુક ભાઇ કે અમુક બહેન માતાપિતાનો અત્યંત પ્રેમ અને વિશ્વાસ ધરાવે છે, જ્યારે બીજાં હમેશાં એમના ઠપકાને પાત્ર જ ઠરે છે. આ બંને બાળકોને તટસ્થ રીતે જોઇએ તો પહેલામાં એટલા વહાલ અને વિશ્વાસને યોગ્ય ખાસ ગુણો દેખાતા નથી, તેમ બીજાંમાં એવા અવગુણો માલૂમ પડતા નથી. કયારેક તો એ ગમો અને અણગમો શાને આભારી છે તે શોધવું જ આપણને મુશ્કેલ થઇ પડે એવું બને છે.

આ ભેદનું પરિણામ એ આવે છે કે જેના પ્રત્યે પ્રેમ અને વિશ્વાસ હોય છે તે મોટે ભાગે લહેરી, રખડુ અને કંઇક અંશે દંભી બની જાય છે. માતાપિતાના પ્રેમનો પડઘો એના દિલમાં ઊઠતો નથી. ઘણુંખરું તો એ માતાપિતા કરતાં બીજા જ જમાનાનું બાળક હોય છે. એટલે બે પેઢીઓ વચ્ચે જે અથડામણો સાવ સ્વાભાવિક છે તે એમની વચ્ચે પણ હોય છે, છતાં માતાપિતાના વહાલને કારણે એ અથડામણો જાહેર નથી થતી અને થાય છે ત્યારે ઉગ્ર રૂપ પણ નથી લેતી. બીજી બાજુ જે અવિશ્વાસને પાત્ર છે તે માતાપિતાના દર-રોજના ઠપકાને કારણે નીંભર બને છે. એ ઠપકાની એને કશી અસર જ થતી નથી. ઉંમર મોટી થતાં એ માતાપિતાની ભેદદૃષ્ટિને બરાબર સમજી જાય છે અને એના દિલમાં ધીમે ધીમે માતાપિતા માટે એક પ્રકારનો અણગમો અને તિરસ્કાર પેદા થાય છે. આનું સીધું પરિણામ માતાપિતાની ભેદદૃષ્ટિ વધુ ઘેરી થવામાં આવે છે, અને આ ઝેરી ચક્ર મોટું જ બનતું રહે છે.

બહુ દૂર નહિ, માત્ર પોતાના કુટુંબમાં જ જો આપણે દૃષ્ટિ નાખશું તો આ સ્થિતિ સ્પષ્ટ રીતે જોઇ શકીશું. માત્ર બે ભાઇ કે બહેનો હશે તોપણ ઝેરી બીજનું અસ્તિત્વ ત્યાં હોવાનું જ અને તેનાં પરિણામો પણ અવશ્ય હોવાનાં. જ્યાં એ ભેદદૃષ્ટિ વધારે ઘેરી ત્યાં એ પરિણામો ખરાબ; અને જ્યાં એ સામાન્ય ત્યાં પરિણામો પણ સામાન્ય.

સંયુક્ત કુટુંબની પ્રથા આપણે ટકતી રાખવા માગતા હોઇએ તો તો આ ભેદભાવ છોડયે જ છૂટકો છે. પરંતુ એ પ્રથા તરફ બેદરકાર રહેવા છતાં જો આપણે માતાપિતા અને તેમનાં પુત્ર–પુત્રીઓ વચ્ચે સ્નેહભર્યો સંબંધો ચાહતાં હોઇએ તોપણ આ દૃષ્ટિ આપણે તજવી પડશે. આ ભેદને કારણે જેમ વડીલો અને બાળકો વચ્ચે તિરસ્કારનાં બીજ રોપાય છે, તેમ

ભાઇ-ભાઇ અને બહેન-બહેન વચ્ચે પણ ઇર્ષાના તણખા જાગે છે. જ્યાં ભેદ થયો ત્યાંથી પ્રેમ અને વિશ્વાસ ન હોય ત્યાં બીજી અનિષ્ટ લાગણીઓ એનું સ્થાન લેવા માટે અવશ્ય આવી પહોંચે.

ત્યારે વિચારીએ કે લાખો કુટુંબોના પ્રેમજીવનને સ્પર્શતી એ ભેદદૃષ્ટિ શી રીતે દૂર થાય ? જો માબાપો અને મોટાં થયેલાં બાળકો આ વસ્તુ લક્ષ ઉપર લે તો એનું નિવારણ બહુ કઠિન નથી. માતાપિતા જો બાળકો સાથેના પોતાના વર્તન ઉપર કડક ચોકી રાખતાં થઇ જાય તો આ ભેદદૃષ્ટિને લુપ્ત થતાં વાર ન લાગે, પરંતુ માતાપિતા એવું કરે ખરાં ? એમનાં લક્ષ ઉપર આ વસ્તુ આવે ખરી ?

સમાજની સાચી સ્થિતિ તો અતિશય દુઃખ ઉપજાવનારી છે, કારણ કે જે માતાપિતા બને છે તે ભાગ્યે જ એમ માને છે કે પોતે કોઇ મહાન જવાબદારી ઉપાડી છે. માતૃપદ કે પિતૃપદ ધારણ કરતાં પહેલાં ભાગ્યે જ કોઇ સ્ત્રી કે પુરુષ પોતાની યોગ્યતાનો ખ્યાલ કરે છે. કોઇ અકસ્માતે એ તક પ્રાપ્ત થઇ જાય છે ત્યારે એ પશુની પેઠે ચાલુ ધરેડ પ્રમાણે જ ચાલે છે. પોતાના બાળક પ્રત્યે એ વહાલ જરૂર અનુભવે છે, પરંતુ તેની પાછળ સમજ ભાગ્યે જ હોય છે. સર્જન પ્રત્યેના સ્વાભાવિક પ્રેમનું અને માલિકીની ભાવનાનું જ પરિણામ એ વહાલ હોય છે. ખરેખર, એ પ્રેમની પાછળ સમજ રહેલી હોય તો એ બાળક આ પૃથ્વી ઉપર આવતાં જ માબાપોની ઉપર કેટલી મોટી જવાબદારીઓનો બોજો લાદે છે તેનું એને ભાન થઇ જાય. એ બાળક પોતાના આનંદ કે અભિમાનનું સાધન માત્ર નથી એટલું સમજતાં સમજદાર માતાપિતાને વાર ન લાગવી જોઇએ.

પરંતુ વસ્તુસ્થિતિ જુદી જ છે. માતાપિતાના અંતરમાં એવા વિચારો ભાગ્યે જ આવે છે, અને ઘણાંખરાં અનિષ્ટોનું મૂળકારણ આ વિચારહીનતા જ છે. જેમનામાં એવા વિચારો જ નથી તેમને માટે કોઇપણ વિચારણા નકામી છે. જેમનામાં પોતાના, પોતાનાં બાળકોના અને સમાજના જીવનને ઉન્નત કરવાની લેશમાત્ર પણ અભિલાષા છે તેઓ જ એ સ્થિતિ પ્રાપ્ત કરવાના ઉપાયો તરફ લક્ષ આપશે. અને એવાંઓને માટે જ આપણે અહીં વિચાર કરીએ છીએ.

સૌથી પહેલાં આપણે એ જોઇએ કે આવી ભેદદૃષ્ટિનાં મૂળ ક્યાં અને કઇ રીતે રોપાય છે ? એ જોયા જાણ્યા પછી એનું નિવારણ વિચારવું તદ્દન સહેલું થઇ પડશે.

માતાપિતાનાં મનમાં પહેલેથી જ, બાળકનો જન્મ ન થયો હોય ત્યારથી જ, આવો ભેદ હોવા ઓછો સંભવ છે. આ સ્થિતિ પણ તદ્દન અસંભવિત તો નથી જ. એ વખતની માતાપિતાની કે બંનેમાંથી એકની માનસિક સ્થિતિ કોઇ ને કોઇ કારણે બરાબર એટલે કે સહજ ન હોય તો આ ભેદની ગ્રંથિ જન્મ પહેલાંથી પણ બંધાઇ જાય. અત્યંત ઉલ્લાસથી એ ગર્ભનું સેવન થયું હોય અને જે ગર્ભનો 'બોજો ઉપાડવો' પડયો હોય તેમની વચ્ચે ભેદ પડે જ. પરંતુ આવું ઓછા દાખલામાં બને છે. આનો ઉપાય તો એ સમય દરમિયાન મનને સહજ રીતે ઉલ્લાસમાં રાખવાનો અને દિવસની ક્ષણે ક્ષણે ઇશ્વરે સોંપેલી જવાબદારીનું પ્રસન્નતાપૂર્વક સ્મરણ રાખવાનો છે.

મોટા ભાગે બાળકના જન્મ પછી તુરત જ કે તે સાથે જ આ ભેદદૃષ્ટિ બંધાવા લાગે છે. ઘણી જ ઝંખના પછી બાળકની પ્રાપ્તિ થઇ હોય તો તે તરફ પ્રેમની લાગણી

# ઓળખાણ ઓછી કરો. ( એક હળવી નિબંધિકા )

દુનિયામાં સોના કરતાં પણ વધુ કિંમતી તેવી ઉપયોગી ખાણ તે ' ઓળ-ખાણ ' છે, એવું મારો એક મિત્ર વારંવાર કહે છે. અને પોતાના એ મતના સમર્થનમાં એવી દલીલ કરે છે કે, હજારો રૂપીઆ ખર્ચવાથી જે કામ થઇ ન શકે, તે ઓળખાણને લીધે થઇ શકે છે.

એ મિત્રની આ દલીલ જાતિઅનુભવવાળી નથી લાગતી, પરંતુ ભૂત-પ્રેતની વાતોની માફક કર્ણપરંપરાએ સાંભળેલી વાતોના આધારવાળી જણાય છે.

એની એ દલીલને મારો એક બેકાર મિત્ર હડહડતું જુઠાણું કહીને ઉતારી પાડે છે. અને પોતાના એ મંતવ્યના સમર્થનમાં જાતઅનુભવનાં અનેક ઉદાહરણો રજૂ કરે છે.



મારા બેકાર મિત્ર નસીબસંજોગે અથવા તો સ્પષ્ટ વક્તવ્યના સ્વભાવે પણ વરસમાં ૭ થી નવ મહિના બેકાર રહે છે. એટલે એને જેમ વારંવાર નવીનવી નોકરીઓ શોધવાના અખતરા અજમાવવા પડે છે, તેમ સ્નેહી, સંબંધી અને ઓળખાણવાળાઓ પાસે હાથ ઉછીના પૈસા માગવાના પ્રયોગો પણ વારંવાર કરવા પડે છે.

એ મિત્રનો એવો સ્વાનુભવ છે કે, ઓળખાણવાળા બધા જ નકામા છે. સારા વખતમાં એ લોકો બોજારૂપ બને છે, જ્યારે આપત્તિની વેળાએ ટેકા બનવા તૈયાર થતા નથી.

જે જે ઓળખાણવાળાઓએ એમને નોકરી માટે ભલામણચિઠ્ઠીઓ આપેલી, તેમણે પાછળથી ટેલિફોન કરીને અથવા તો રૂબરૂ મળીને નોકરી આપનારાઓને કહી દીધેલું કે: " ગુંદરિયા જેવા લફરાને દૂર કરવા માટે જ અમે ચિઠ્ઠી લખી આપી છે, પણ એને તમે મહત્ત્વ આપતા નહિ. તમારે જરૂર હોય તો જ એ માણસને નોકરીએ રાખજો, પણ એના સ્વભાવથી જરા ચેતતા રહેવા જેવું છે ! "

અને બેકારીને લીધે ઊભી થયેલી આર્થિક સંકડામણને લીધે ક્યારેક પાંચ પૈસા ઉછીના આપવાની માગણી કરવી પડેલી, ત્યારે એ એમના તમામ ઓળખાણવાળાઓએ એક કે બીજાં બહાનાં બતાવી પૈસા આપવાના અખાડા કરેલા !



મારા એક અનુભવી પાડોશી વળી જ્યારે-ને-ત્યારે એવું એવું ઉચ્ચારે છે કે: સંબંધી, મિત્ર કે પડોશીને ઘેર કદી પણ કોઇ ચીજ મોકલવી જ નહિ. મોકલીએ ત્યારે જ ખારૂં ખાટું કે ઓછું-વધારે કહેવાની એને તક મળે ને !એના કરતાં કોઇને કંઇ આપવુંયે નહિ ને કોઇનું કંઇ લેવું જ નહિ. એમાં જ મજા છે. "



મારા પાડોશીની અનુભવવાણીમાં સત્યાંશ ઘણે ભાગે છે જ, પણ એ રીતે રહેવા જતાં આપણે તદ્દન સ્વાર્થી અને એકલવાયા બની જઇએ, તેમ જ બૈરાં બાળકો પ. પણ તેની ખરાબ અસર પડે, એવું માનનાર મારા એક બીજા પાડોશી, આ વિધિને અનિવાર્ય આફત કે જરૂર ( તમારે જે માનવું હોય તે માનવાની છૂટ છે એમ કહીને ) તરીકે સ્વીકાર્ય માને છે.



વર્તમાન પરિસ્થિતિ અને સ્થિતિ-સંજોગને કારણે આ બાબતમાં ધીરે ધીરે મારી એવી માન્યતા બંધાતી જાય છે કે, બહુ ઓળખાણુ કામની નથી. એટલે અનેક પ્રકારની આફતોમાંથી બચી જવું હોય, તો માનવીએ હોય તેમાંથી અનેક ઓળખાણો ઓછી કરતા જવું; અને ખાસ પ્રસંગ કે કારણુ સિવાય નવી ઓળખાણો કરવાનું વધુ સમય માટે નહિ તો, નિદાન અત્યારની લડાઇ પૂરતા વખત સુધી મોકૂફ જ રાખવું.

❀

મારી એવી માન્યતા માટેનાં કારણો કદાચ તમે જાણવા માગશો; એમ ધારીને, એમ મારા જેવા સર્વ રીતે સુયોગ માનવીની સલાહ સૂચના પ્રમાણે ચાલવાથી તમારા જેવા અનેક માનવીઓ આવતી આફતમાંથી ઉગરી જશે, એવું પ્રમાણિકપણે મારું માનવું હોવાથી પરોપકાર્યાથી હું એ કારણો 'બે ઘડી મોજ'ના વાચકસમુદાય સમક્ષ રજુ કરું. છું તેનું ધ્યાનપૂર્વક મનન ને નિદિધ્યાસન કરવાથી એમને પારાવાર લાભ અવસ્ય થશે.

❀

એ કારણો આ છેઃ

જેમ ઓળખાણુ નામની ખાણુ વધુ વ્યાપક અને વિશાળ, તેમ આંગણે આવનારા મહેમાનોની વણતૂટી હારની સંપૂર્ણ ખાતરી.

સાનુકૂળ સમય સંજોગમાં, સારા મહેમાનો સારા લાગે, પણ અત્યારનો સમય અસાધારણ હોવા ઉપરાંત અનેક રીતે પ્રતિકૂળ છે.

છતે પૈસે ઘઉં, ચોખા, દાળ, ખાંડ, ગોળ, ઘી, ઘાસતેલ, દીવાસળી, કોલસા અને લાકડાં મેળવવાની પારાવાર મુશ્કેલી હિંદુસ્તાનમાં તો પહેલી જ વાર અનુભવવાનો વખત આવ્યો છે, એવે સમયે ઘરનાં માનવીઓની ભોજનવ્યવસ્થા માટે પણ અનેક સ્થળે ધક્કા ખાવા પડે છે અને હાડમાર થવું પડે છે. તો પછી હારદોર આવતા અનેક ઓળખીતા મહેમાનોના પેટની આવજત કરવાનું કામ કેટલું બધું આકરું થઇ પડે ?

આ છે કારણુ નંબર એક.

❀

ઉપર બતાવેલી વસ્તુઓની જેમ કાપડ, રૂ, સોપારી, એલાયચી,સાબુ, અને ટપાલની ટિકિટોમાં પણ ત્રણ ચાર ગણી મોંઘવારી થઇ ગઇ છે. અને મારે ત્યાં આવનારા-મહેમાનો માટે ગાદલાં, ગોદડાં, ચાદર, ચહા, સાબુ તેમ મુખવાસની માફક, મારે એમને સારુ બદલવાનાં પંચિયાં, ધોતિયાં, માથામાં નાખવાનાં સુગંધીદાર તેલ, સિગરેટ ઉપરાંત ટપાલની ટિકિટો ને પરબીડિયાંનીયે વ્યવસ્થા કરવાની હોય છે.

કેટલાક તો સ્ટેશનથી ઊતરે ત્યારથી પાછા જાય ત્યાં સુધી મારે જ પૈસે ગાડીઘોડાની હોંશ અને દર રાત્રે નવાનવા સિનેમા જોવાનો શોખ પૂરો કરવાનાં વ્રત લઇને જ મારે ત્યાં આવે છે.

મારી અત્યારની આવકમાં માંડમાંડ ઘરખર્ચ નભતું હોય, ત્યાં આ બધો બોજો ઊંચકવો, મારે માટે તો ગળીઆ બળદને ગાડું ખેંચવું પડે એવો બની જાય તેમ છે.

ઓળખાણો ઓછી કરવા માટે આ છે કારણુ નંબર બે.

❀

કરી, પાપડી ને મૂળા-મોગરીની મોસમની માફક ગુજરાતમાં દર વર્ષે લગ્ન અને જનોઈની મોસમ ફાટી નીકળે છે. આ મોસમ ઓછામાં ઓછી દોઢથી બે મહિના લંબાય છે.

જો તમારી ઓળખાણો વધુ હોય તો એ મોસમમાં ઓછામાં ઓછી સો દોઢસો કંકોત્રીઓ તમારે ત્યાં આવી જ પડવાની.

એમાંથી કેટલીકના જવાબ વાળવાના અખાડા કરો અને કોઈને બે અને કોઈને પાંચના ચાંલ્લાથી પતાવો. તો પણ થોડાંક તો એવાં નીકળવાનાં કે જેમને ઓછામાં ઓછી દશથી વધુમાં વધુ પચીસેક સુધીની ભેટ આપ્યા વિના તમારો છૂટકો જ ન થાય અને એકાદ બે સ્થળે તો એ પ્રસંગોમાં ભાગ લેવા બૈરાંછોકરાં સાથે તમારે હાજરી આપવી અનિવાર્ય બને.

આ બધાની પાછળ તમારે દર વર્ષે બસો પાંચસોનું આંધણુ મૂકવું જ પડે. તેમાં વળી તમે જો મારી માફક એકલા હો તો, એ રકમ કદી પાછી વળવાની આશા જ નહિ.

અત્યારની મોંઘવારી અને આવક કરતાં જાવકના વિશેષ પ્રમાણવાળા સમયમાં વધુ ઓળખાણો ભારે પડી જાય એટલું જ નહિ પણ કદાચ દેવાળું કઢાવનારીએ કેમ ન બની જાય ?

ઓળખાણો ઓછી કરવા માટેનું આ કારણ નંબર ત્રણ.

❀

ઓળખાણોની બાબતમાં જૂના અને નવા યુગની વ્યાખ્યાઓ ને વિધિઓ પણ ધરમૂળથી જ પલટાઈ ગઈ છે;

જૂના જમાનામાં માનવી મોટે ભાગે ગામમાં ને ઘરમાં રહેતો. એટલે કુટુંબીઓ અને સગા-સંબંધીઓથી જ એની ઓળખાણનું ક્ષેત્ર પૂરું થતું.

હાલના યુગમાં એમ બની શકતું નથી. એટલે શહેરી મિત્રો અને તાલી મિત્રો જેમ હવે તો ટ્રેઇનના ઓળખીતાઓ, નાટક સિનેમાના ઓળખીતાઓ, શહેરના વસવાટે જુદા જુદા પડોશના ઓળખાણવાળાઓ, રાજકીય અને સામાજિક સભા સંમેલનો તેમ પક્ષ પાર્ટીવાળાઓના પરિચયવાળા માનવીઓની સંખ્યા કીડીઆરાની જેમ વધતી જ જાય છે. આમાં કેટલાક સાત પૈસાના ( એક કપ ચહા, સિગરેટ ને પાનના ), કેટલાક પાંચ પૈસાના ( સિંગલ ચહા, સિગરેટ ને પાનના ), તો કોઈ માત્ર સિગરેટની ઓળખાણવાળાઓ હોય છે.

એટલે મારા પેલા બેકાર મિત્રના ઓળખાણવાળાઓની કક્ષામાં બેસે એવા લોકોનો જમેલો, વર્તમાનકાળના ' ઓળખાણવાળા 'ઓના વિશાળ બનતા જતા વર્તુલમાં ગોઠવાઈ જાય છે.

❀

તેથી, નિદાન યુદ્ધકાળ દરમ્યાન " ઓળખાણવાળાઓ ઓછા કરો " એ આપણા સહુનો પ્રધાન સૂર હોવો જોઈએ: એવી મારી દૃઢ માન્યતા છે.

મારા પેલા પડોશીની માફક " કોઈની સાથે ઓળખાણ રાખવી જ નહિ " એમ કહેવા જેટલી હદે તો હું જવા તૈયાર ન હ્તો.

પણ જેઓ મુસાફરી વખતનાં સંપેતરાં સમા, યુદ્ધકાળની મોંઘવારીમાં આફતસમાં,

મફત છાપાં ચોપડીઓ સાથે સવારના ચહાનો કપ આપણે માથે મારવાની આવતી ઓળખાણ શોષનારા બકરીના ગળાના આંચળ જેવા, તેમ વિના કારણે આપણાં ખિસ્સાં કાતરનારા ઉંદરિયા જેવા અને કેવળ એમના જ સ્વાર્થ પૂરતા આપણા ઘરને ખોખરૂપ બનનારા ગુંદરીઆ જેવા ઓળખાણવાળા હોય, તેમને તો જેમ બને તેમ જલદી ખંખેરી નાખવાની મારી સલાહ છે.



એ સલાહ જે કોઇ સાંભળશે અને તેને વર્તનમાં ઉતારશે, તેઓ આ લોકમાં જાતે સુખી થશે અને એમનાં સ્વજનોને સુખી થવાની તક આપશે.

એ શિખામણ માનનારાઓની નાહકની અનેક તકલીફો ઓછી થશે અને જરૂરના પ્રસંગ માટે તેઓ પાંચ પૈસા બચાવી શકશે.

આ સલાહ જીવનમાં ઉતારવાના જેઓ સક્રિય પ્રયાસ કરશે, તેમને બૈરાં છોકરાંઓના અનેક આશીર્વાદો ઉપરાંત સુખ-સગવડો સાંપડશે.

માટે વર્તમાન વિશ્વમાં સુખી થવું હોય તો "ઓળખાણો ઓછી કરો." એ મારા ઉપદેશનું યથામતિ, યથાશક્તિ પાલન કરવા અત્યારથી જ કટિબદ્ધ બનો. જો તમે ઢીલા મનના, કાચા પોચા હૈયાના અને ખોટી શરમને માનનારા હો તો પણ મારા ઉપદેશનો ઓછામાં ઓછો એક વર્ષ અમલ કરવાની હાલ ને હાલ જ પ્રતિજ્ઞા લો. ×

શ્રી. ભારદ્વાજ

---

પુસ્તકાલય ખાતું — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો માટે પુસ્તકોની ભલામણની યાદી નં. ૪ સને ૧૯૪૨-૪૩

| અ. નં. | વર્ગ | પુસ્તકનું નામ | પ્રકાશક વા કર્તા | કિંમત |
|---|---|---|---|---|
| ૧ | ઞ | મહર્ષિ અણ્ણા સાહેબ પટવર્ધન એમની એક સુલભ ઔષધપદ્ધતિ | ભાગવત અનંત ગોવિંદ | ૩-૦-૦ |

વડોદરા, તા. ૮-૩-૪૩ } એ. મા. પટેલ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતું

---

× તા. ૧૪-૨-૪૩ના "જ ધરી મોજ "માંથી.

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

સ્ટીન સંગ્રહની અગત્ય સમજનાર પહેલી વ્યક્તિ સ્વ. મિ. લૉરેન્સ બિન્યન હતાં. સર ઑરેલ સ્ટીને નવમી તથા દશમી સદીના હસ્તલેખો તથા ચિત્રો શોધી કાઢયાં હતાં. આ બધો સંગ્રહ બુદ્ધિસ્ટ હતો અને બૌદ્ધકળા પર સારો પ્રકાશ પાડતો હતો. આજે આ સંગ્રહ અંશતઃ લંડનમાં તથા અંશતઃ દિલ્હીમાં છે અને આ સમયની ચિત્રકળાના અભ્યાસના મોટા સાધનરૂપ છે.

સર ઑરેલ સ્ટીન સમકાલીન પુરાતત્ત્વવિદોમાં ખૂબ પ્રખ્યાત હતા. તેણે હિંદી સરકારની વતી ૧૯૦૬ અને ૧૯૦૮ વચ્ચે ચીની તુર્કસ્તાનમાં પુરાતત્ત્વને અંગે ખોદકામ કરાવ્યું હતું.

ટુન–ટુઆંગ ખાતે તેણે જેસ્યુઇસ્ટ પાદરીઓને 'એક હજાર બુદ્ધોની ગુફાઓ' પોતાને તપાસવા દેવા સમજાવ્યા હતા. આવો એક ઓરડો લગભગ ૧૦૩૫ માં બંધ કરવામાં આવ્યો હતો. અને ૧૯૦૦ સુધી તેને ખોલવામાં આવ્યો નહોતો. તેમાં ૧,૧૩૦ બંડલ પડયાં હતાં. દરેક બંડલમાં એક ડઝન અથવા તેથી પણ વધારે હસ્તલેખો હતા. આનાથી કાગળ પર લખાયેલ ૧૫,૦૦૦ પુસ્તકોનું પુસ્તકાલય બનતું હતું. અને જાણે તેમની શોધને આગલે દિવસે જ લખાયેલ હોય તેમ લાગતું હતું.



આ હસ્તલેખોમાં જૂનામાં જૂના છપાયેલ પુસ્તક 'ડાયમંડ સૂત્ર' (Diamond Sutra) મળી આવ્યું હતું. તેના છેલ્લા શબ્દો આ હતાઃ—"૮૬૮ ના મેની ૧૧ મી તારીખે, પોતાનાં માતપિતાના સ્મરણાર્થે વાંગ ચિહે, મફત વહેંચવા માટે છાપ્યું."

હસ્તલેખોના આ સમૂહમાં બીજાં ત્રણ છાપેલાં પુસ્તકો મળી આવ્યાં હતાં. તેમાં એક તો પ્રગતિને પંથે હતું. કેમકે 'ડાયમંડ સૂત્ર'ની માફક કાગળનો વીંટો નહોતું, પણ વાળેલ નાના પુસ્તકના સ્વરૂપમાં હતું.

આ પ્રાચીન પુસ્તકો લાકડાના બ્લૉકો વડે છાપવામાં આવ્યાં હતાં. એમ લાગે છે કે છાપવાની કળાની ખિલવણી થઇ ચૂકી હતી. આ દેશમાં રહેનાર આપણને જાણવાનું રસદાયક થઇ પડશે કે ઝેચુઆન અને તુર્કસ્તાનના પશ્ચિમના પ્રાંતોમાં આ પ્રગતિની શરૂઆત થઇ હતી. હિંદમાંથી ગયેલ બૌદ્ધધર્મી પ્રચારકોએ આ પ્રાંતમાં સંસ્કૃતિનો ફેલાવો કર્યો હતો.

♣

જનરાલિસિમો ચ્યાંગ કાઇ શેકના ચાલુ માસમાં બહાર પડનાર પુસ્તક 'ધી ડેસ્ટિનિ ઑફ ચાઇના' વિષે આપણે ગયા અંકમાં વાંચી ગયા છીએ. તે વિષે વિશેષ એવી ખબર મળે છે કે, ચુંગકિંગમાં પુસ્તક પ્રગટ થાય તે જ દિવસે સ્વતંત્ર ચીનભરમાં તથા અમેરિકામાં પણ પ્રગટ થાય તે માટે પુસ્તકની કાગળની સાદડીઓ (Paper Mats) મોકલવામાં આવેલ છે. પહેલી આવૃત્તિની પાંચ લાખ નકલો ખપી જવાની ધારણા છે. ગયા નવેંબરમાં કુઓમીંટાંગની મધ્યસ્થ કારોબારી કમીટીની 'પ્લેનરી' બેઠક પૂરી થયા પછી જનરાલિસિમોએ પુસ્તક લખવાની શરૂઆત કરી. પોતાના ભવિષ્યના શ્રેષ્ઠ પુસ્તક માટે તે દરરોજ સરેરાશ ત્રણ કલાક ગાળે છે. અસંખ્ય પુસ્તકોનો ઉલ્લેખ, શબ્દોની પસંદગી તથા લેખનશૈલી જોતાં

આ પુસ્તક લખવામાં જનરાલિસિમોએ બેહદ કાળજી તથા ખૂબ વિચાર કર્યો લાગે છે. જનરાલિસિમોની ઇચ્છાનુસાર પુસ્તકની કિંમત પાંચ ચીની ડૉલર રહેશે.

☘

આ પુસ્તકના પરદેશની ભાષાઓમાં ભાષાંતરનું કાર્ય ચાલુ થઇ ગયું છે. ડૉ. વાંગ ચુંગ હુઇ પુસ્તકનું અંગ્રેજી ભાષાંતર કરી રહ્યા છે. અંગ્રેજી ભાષાંતરની ખપતનો આંકડો પણ ૫૦૦,૦૦૦ સુધી પહોંચી જશે. અંગ્રેજી ભાષાંતરની ખાસ આવૃત્તિ હિંદમાં પ્રગટ થવાની ગોઠવણ કરવામાં આવી છે, પણ તેમ થતાં હજુ બે મહિના લાગી જશે.

☘

જગતની એક અજાયબી ગણાતા તાજ મહાલને જોનારાઓ તેના શિલ્પીઓની બુદ્ધિ પર આફરીન પોકારે છે. આ શિલ્પીઓ કોણ હતા તે શોધી કાઢવાના બધા યત્નો નિષ્ફળ નીવડયા છે. બર્નિયર પણ ૧૬૨૨ માં એવી અફવાની નોંધ લે છે કે, કદાચ તેની કળાનું રહસ્ય ખુલ્લું પડી જાય અને તાજ મહાલની હરીફાઇમાં ઊભી શકે તેવું બીજું મકાન બાંધવામાં આવે તે ભયથી શિલ્પીનું ગુપચુપ ખૂન કરી નાખવામાં આવ્યું હતું.

પણ તાજેતરમાં બેંગલોરના મિ. મહમદખાનના પુસ્તકાલયમાંથી એક હસ્તલિખિત પુસ્તક મળી આવતાં તે રહસ્ય શોધાયું છે. તાજમહાલ બાંધવાનો યશ હિંદને–લાહોરના સ્થપતિ કુટુંબને–ફાળે જાય છે. પિતા આહમદ તથા તેના ત્રણ પુત્રોનો આમાં સમાવેશ થાય છે. પુસ્તક પર્શિયન લિપિમાં તથા પર્શિયન પદ્યમાં લખાયેલ છે. તેનો લેખક લતફુલ્લાહ, મહાંદી પોતે જ શિલ્પિ પુત્રોમાંનો એક છે. તે લખાયાને લગભગ ત્રણસો વર્ષ થયેલ હોઇ, શાહજહાંના રાજ્યશાસનના ઉત્તરાર્ધમાં લખાયેલ હોવું જોઇએ.

આ બાબતમાં પ્રમાણભૂત ગણાઇ શકે તેવા આઝમગઢના શિલ્પી એકેડેમીના પ્રિન્સીપલ સૈયદ સુલેમાન સાહેબ નદવીના જણાવવા મુજબ આખા જગતમાં આ પુસ્તકની એક જ નકલ છે.

આ પુસ્તક મહાંદીના પોતાના હસ્તાક્ષરોમાં લખાયેલ છે. જુદી જુદી બેતો પરથી જણાય છે કે લેખક, શાહજહાંના મોટા પુત્ર દારા શિકોહનો ચુસ્ત અનુયાયી હતો અને તેથી દારાને હરાવીને ઔરંગઝેબ સત્તા પર આવ્યો ત્યારે લેખક તથા તેના કુટુંબને ઠીક સહન કરવું પડયું હતું. તેણે શહેનશાહ પર અરજી મોકલી પરંતુ તે પર ધ્યાન ન આપતાં કુટુંબને એકાંતવાસ તથા ગરીબાઇમાં જીવન વ્યતીત કરવું પડ્યું.

પુસ્તકમાં દારા શિકોહની પ્રશંસા સારી છે. ઔરંગઝેબના ભયથી પુસ્તકને કુટુંબમાં છુપાવી રાખવું પડયું હતું. ત્યાર પછીની તારીખ તથા છેલ્લા પાનાના લખાણ પરથી જણાય છે કે ૧૭૬૧માં અહમદશાહ અબ્દલ્લી સામે પાણીપતના યુદ્ધમાં મરાઠા પક્ષે લડનાર પ્રખ્યાત મુસલમાન સરદાર નવાબ ઇબ્રાહિમખાન હઝબરજંગ, જે ગાર્ડીના નામથી વધારે જાણીતા છે તેણે તે પુસ્તક ખરીદીને પોતાના પુસ્તકાલયમાં રાખ્યું હતું.

અત્યારના માલિકના કબજામાં આ પુસ્તક પેઢીઓથી છે, પરંતુ જ્યાં સુધી પ્રસિદ્ધ ઇતિહાસજ્ઞ લેખક તથા 'મો આરિફ' (આઝમગઢના લેખકોના મંડળ તથા શિબ્લિ એકેડેમીનું માસિક)ના તંત્રી મૌલાના સૈયદ સુલેમાન નદવી સાહેબે તે શોધી કાઢયું નહિ

ત્યાં સુધી તેની ખબર નહોતી. તેમણે તેમાંથી નોંધ કરીને પંજાબ યુનિવર્સિટીમાં ' તાજમહાલના શિલ્પીઓ ' વિષે ઉર્દૂમાં એક લાંબો નિબંધ વાંચ્યો હતો.

સોવિયેટ રશિયામાં નિરક્ષરતા નાબુદ થવાના પરિણામે તે દેશ સાર્વત્રિક શિક્ષણવાળો થયો છે. સોવિયેટ સંસ્કૃતિની ખીલવણીમાં સોવિયેટ પ્રેસનો ફાળો જેવો તેવો નથી. પ્રેસનાં બધાં સાધનો લોકોની માલિકીનાં હોઇ તે ખરેખર સ્વતંત્ર અને લોકપ્રિય બન્યું છે. સોવિયેટ પ્રેસ સત્યવાદી, પ્રમાણિક, લાંચરુશ્વતથી પર છે અને તે ઉચ્ચ તથા ઉદાત્ત ભાવનાઓથી પ્રેરાયલું છે. સોવિયેટ યુનિયનમાં થયો છે તેટલો સાંસ્કૃતિક વિકાસ, લોકોના સાંસ્કૃતિક વિકાસની ઇચ્છા રાખનાર સરકાર જ કરી શકે.

ઇ. સ. ૧૯૧૩ માં રશિયામાં ૨૬,૦૦૦ પુસ્તકો પ્રગટ થયાં હતાં. તેની કુલ નકલોનો આંકડો આઠ કરોડનો હતો. ૧૯૩૯ માં લગભગ ૪૫,૦૦૦ પુસ્તકો પ્રગટ થયાં હતાં. તેની કુલ નકલોનો આંકડો સીત્તેર કરોડનો હતો. ઇ. સ. ૧૯૧૩ માં રશિયામાં ૮૫૯ વર્તમાનપત્રો પ્રગટ થયાં હતાં. ૧૯૩૯ માં સોવિયેટ રશિયામાં ૯,૦૦૦ વર્તમાનપત્રો પ્રગટ થતાં હતાં. ૧૯૧૩ માં બધાં વર્તમાનપત્રોનો કુલ ફેલાવો ૨૭ લાખ નકલોનો હતો, ત્યારે ૧૯૩૯ માં કુલ ફેલાવો ત્રણ કરોડ ને એંસી લાખ નકલોનો હતો.

સોવિયેટ દેશમાં દરેક જાતિનો પ્રજાજન પોતાની માતૃભાષામાં લખી વાંચી શકે છે. યુદ્ધ પહેલાં ૧૧૩ ભાષામાં પુસ્તકો તથા વર્તમાનપત્રો પ્રગટ થતાં હતાં. લોકોને જગતની સંસ્કૃતિનો લાભ આપવાને સોવિયેટ સ્ટેટ પોતાથી બનતું કરે છે. સંસ્કૃતિ તથા જ્ઞાનની દરેક શાખાનાં શ્રેષ્ઠ સર્જનો સોવિયેટ રશિયામાં પ્રગટ થાય છે. કેટલીક વાર તો મૂળ દેશ કરતાં વધારે નકલો પ્રગટ કરવામાં આવે છે. દાખલા તરીકે એરીસ્ટોટલના ગ્રંથોની એક લાખ નકલો પ્રગટ કરવામાં આવી હતી. ડીડેરોટની દોઢ લાખ; હેગલની બે લાખ; ડાર્વિનની અઢી લાખ. રશિયન સાહિત્યનાં શ્રેષ્ઠ પુસ્તકોની ચાર કરોડ નકલો છાપવામાં આવે છે.

સોવિયેટ રશિયામાં વસતા બીજા રાષ્ટ્રના મહાન લેખકોનાં પુસ્તકો માટે પણ તે જ વસ્તુસ્થિતિ છે. આ વર્ષોમાં સોવિયેટ વાચકોને બાલ્ઝાકનાં પુસ્તકોની વીસ લાખ નકલો મળી છે; હીનની દશ લાખ નકલોથી ઓછી નહિ. ગેટેનાં પુસ્તકોની પાંચ લાખ, હ્યુગોનાં પુસ્તકોની ચાળીસ લાખથી વધારે, ડીકન્સનાં પુસ્તકોની ૨૦ લાખથી વધારે, ઝોલાનાં પુસ્તકોની વીસ લાખથી વધારે, મોંપાસાનાં પુસ્તકોની ચાળીસ લાખ, સર્વેન્ટિસનાં પુસ્તકોની પાંચ લાખ તથા શેક્સપીઅરનાં પુસ્તકોની પંદર લાખ.

સોવિયેટ રાજ્યવહીવટ દરમિયાન વિજ્ઞાનના સાહિત્ય તથા કળાની શાખાને લગતાં પુસ્તકો પણ પ્રગટ થયાં છે. ઑક્ટોબરની રાજ્યક્રાંતિ પહેલાં જે પ્રજાને પોતાના મૂળાક્ષરો કે સાહિત્ય નહોતાં ત્યાં આટલાં પ્રકાશનો પ્રગટ થયાં છે. સોવિયેટ દંતકથા ચાળીસ જેટલી ભાષાઓમાં લખવામાં આવે છે.

નીચેના આંકડાઓ સોવિયેટ રશિયાની વૈજ્ઞાનિક પ્રવૃત્તિઓ બતાવે છે. ૧૯૩૯ માં દેશભરમાં વૈજ્ઞાનિક સંશોધન ખાતાની સંસ્થાઓની સંખ્યા ૭૦૦ થી વધારેની હતી. તેમાં ૪૦,૦૦૦ વૈજ્ઞાનિક કાર્યકરો, તથા ૧૫,૦૦૦ પોસ્ટ ગ્રેજ્યુએટો હતા. ખેતીવાડીની અજમાયશી સંસ્થાઓ ૫૦૦ હતી, ૩૪ વેધશાળાઓ હતી અને વૈજ્ઞાનિક સંશોધન માટે ૨૦૦ થી વધારે

સંગ્રહસ્થાનો તથા પુસ્તકાલયો હતાં. સોવિયેટ યુનિયનની સાંસ્કૃતિક ક્રાંતિને પરિણામે લગભગ દશલાખ વિદ્વાનોનું મોટું મંડળ સ્થપાયું છે. આ વિદ્વાનો લોકોની સેવા માટે સમર્પિત થયેલા છે.



કલકત્તાના શાહી પુસ્તકાલયનો ૧૯૪૦–૪૧ નો રિપોર્ટ જોતાં જણાઇ આવે છે કે, વાચકોમાં 'સાહિત્યે' અગ્રગણ્ય સ્થાન જાળવી રાખ્યું છે. ૧૯૩૯–૪૦ કરતાં વીસ ટકાના વધારાથી આ સ્થાન વધારે મજબૂત બન્યું છે, ત્યાર પછીના વિષય 'ઇતિહાસ' કરતાં તેનો ઉપયોગ સાત ગણો છે. પુસ્તકાલયમાં વાર્તા તથા હળવા સાહિત્યનાં પુસ્તકોની સંખ્યા બહુ જૂજ હોવા છતાં આ પરિસ્થિતિ છે. 'સાહિત્ય'ની માફક 'ઇતિહાસ' તથા 'કાયદા'એ ઉપરાઉપરી છેલ્લાં ત્રણ વર્ષોથી પોતાનું બીજું તથા ત્રીજું સ્થાન જાળવી રાખ્યું છે.

'કાયદા' પછી 'ભૂગોળ' તથા 'પ્રવાસ' આવે છે. તેમનું ચોથું સ્થાન જળવાઇ રહ્યું છે. જો કે વંચાયેલાં પુસ્તકોની સંખ્યા ઘટીને ૩૬૭ ની થઇ છે. 'કેળવણી'નું સ્થાન પાછળ જઇને ગયે વર્ષે નવમું હતું તે પાંચમા સ્થાને આવી ગયેલ છે. તે જ પ્રમાણે બીજા બે વિષયો, 'રાજ્યવહીવટ' તથા 'અર્થશાસ્ત્ર' બે વર્ષ પહેલાં અજ્ઞાત સ્થાને હતાં તે, 'ગણિત' તથા 'જીવનચરિત'ના ભોગે છઠ્ઠા તથા સાતમા સ્થાને આવેલાં છે. ત્યાર પછીનું (આઠમું) સ્થાન 'વૈદક'નું છે. 'અર્થશાસ્ત્ર'થી તેનાં પુસ્તકોની સંખ્યા ફક્ત ૧૩ નીજ ઓછી છે. ત્યારપછી 'ભૂસ્તરશાસ્ત્ર' તથા 'ભૂગોળ' આવે છે. ઉપર વલણ દર્શાવતા બીજા વિષયો, ખેતીવાડી, પુરાતત્ત્વ, ખગોળશાસ્ત્ર, જંતુશાસ્ત્ર, એન્જીનિયરીંગ તથા આંકડાશાસ્ત્ર છે.

વાચનાલયમાં સંગ્રહિત કરવામાં આવેલાં પુસ્તકો ઉપરાંત, વાચકોએ ૫૮,૯૮૩ પુસ્તકોની માગણી કરી હતી. દૈનિક સરેરાશ માગણી ૧૬૭ પુસ્તકોની હતી. વર્ષ દરમિયાન વાંચનાલયનો ૭૫,૫૪૧ વાચકોએ લાભ લીધો હતો.

વર્ષ દરમિયાન પુસ્તકાલયમાં ૯,૫૪૪ પુસ્તકોનો ઉમેરો કરવામાં આવ્યો હતો. ભાષાની દષ્ટિએ આ વધારાના નીચે પ્રમાણે વિભાગો પાડી શકાય; અંગ્રેજી પુસ્તકો ૨,૦૬૬, બંગાળી ૩૧૯, ઊર્દૂ ૧૩૧, સંસ્કૃત ૧૦૧, હિંદી ૭૮, અરેબિક ૮૪, પર્શિયન ૫૩, પાલી ૧૧, સ્પેનિશ ૧૦, ફ્રેન્ચ ૨૬, જર્મન ૭ તથા કેનડી ભાષાનાં ૯



૧૪ મી માર્ચે 'હિંદના પુસ્તકાલય મંડળ'ના આશ્રય હેઠળ, મધ્ય સરકારના મજૂર ખાતાના સભ્ય ડૉ. બી. આર. આંબેડકરના પ્રમુખપદ હેઠળ, નવી દિલ્લીમાં 'યુદ્ધ સમયનાં પુસ્તકો' પર ચર્ચા ચાલી હતી. ડૉ. આંબેડકરે જણાવ્યું કે આપણાં પુસ્તકો તથા તેનો સંગ્રહ બહુ પ્રાચીન સ્થિતિમાં છે." અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સ કોંગ્રેસ પુસ્તકાલય પાછળ દોઢ કરોડ રુપીઆ ખર્ચે છે ત્યારે બ્રિટિશ સરકાર બ્રિટિશ મ્યુઝિયમ પાછળ દર વર્ષે ૨૪૩ લાખ રુપીઆ ખર્ચે છે. બીજી બાજુ હિંદી સરકાર જુદા જુદા ખાતાનાં અગીઆર પુસ્તકાલયો પાછળ ફક્ત ૨૮,૪૫૦ રુપિયા ખર્ચે છે. આ અગીઆર ખાતાનાં પુસ્તકોનો સરવાળો ૬૦૦,૦૦૦ નો થાય છે.



યુવાન કોમ્યુનિસ્ટ લેખક સોમેન ચંદનું ૧૯૪૨ ના માર્ચમાં ખૂન કરવામાં આવ્યું હતું. તેની ટૂંકી વાર્તાનો નાનો સંગ્રહ ' સંકેત ' નામથી પ્રગટ કરવામાં આવેલ છે. તેમાં લેખકની અસાધારણ પ્રતિભા દેખાઇ આવે છે. કેટલીક વાર્તા શબ્દના ખરા અર્થમાં ' રોમેન્ટિક ' છે. ' હુલ્લડ 'માં ઢાકાના તે વખતના કોમી હુલ્લડનો અંતર્ગત પરિચય આપવામાં આવેલ છે. મોટો ભાઇ સામ્યવાદી છે, નાનો કોમીવાદી છે. બન્ને વચ્ચેનો મતભેદ, પગારના દિવસે કર્ફ્યુ પહેલાં પિતાની ઘેર પાછા ફરવાની નિષ્ફળતા, ટેલીફોન માટેની છુપી શોધખોળ, તેઓના ભયને મજબૂત કરે તેવી તપાસ. આ બધું ભયભીત વાતાવરણ સંપૂર્ણપણે ઉત્પન્ન કરે છે. બીજી નવલિકાઓ પણ તેટલી જ સુંદર છે.

☘

પોલંડમાં, વોર્સો યુનિવર્સિટીમાં બંગાળીના ' રીડર ' તરીકે બાર વર્ષ વસવાટ કર્યા બાદ ડૉ. હિરણ્મય ઘોષલનું સ્વદેશગમન અભિનંદનીય છે. તેનું પહેલું પુસ્તક, નવલિકાઓનો સંગ્રહ ' હેન્ડીવર્ક ' ( Handi works ) રસદાયક છે. વાતાવરણ પોલંડનું હોઈ આપણી સમક્ષ નવી સૃષ્ટિ ખડી થાય છે. ' મેડોના 'માં એક લાવણ્યમયી ' જીપ્સી ' માતા ગ્રામમાં શહેરમાં વસનારાઓને આઘાત પહોંચાડે છે. ' કરી પાવડર 'માં એક દેશઘેલા હિંદીના તે વસ્તુ ઇંગ્લંડથી આયાત કરવાના પ્રયત્નની વાત છે. ડૉ. ઘોષલ પ્રસ્તાવનામાં કહે છે તેમ આ ભાષાંતર નથી તેમ જ લોકકથાની તેમાં છાયા નથી. ડૉ. ઘોષળ બંગાળીભાષી જનતાને તે બંને આપે તેમ આપણે ઇચ્છીએ.

☘

માર્ચ ૧૯૪૩ના "કલકત્તા રિવ્યુ" પરથી જણાય છે કે, ૧૯૪૨નું કળા માટેનું જ્યુબિલી રિસર્ચ પારિતોષિક ' બંગસાહિત્યગ્રામ 'ના નિબંધ માટે શ્રીમતી કમલાદેવી, એમ. એ. ને આપવામાં આવ્યું છે.

☘

હિંદીમાં ' બાંધવ ' નામે નવા માસિકની શરુઆત થઇ છે. રેવાની શ્રી યુવરાજ સાહિત્ય પરિષદ તરફથી તે પ્રગટ થાય છે. જાન્યુઆરી અંકમાં બીજા કેટલાક સારા લેખો ઉપરાંત પ્રો. ચિંતામણિ માલવિયાનો સંસ્કૃત કવિ ભવભૂતિ વિષે અભ્યાસપૂર્ણ લેખ છે

☘

શ્રી હસુદી વેંકટ શાસ્ત્રીના મહાન દાનથી બાંધવામાં આવેલ, શીમોગાના કર્ણાટક સંઘનું નવું મકાન ૧૧મી ફેબ્રુઆરીએ મહિસુરના મહારાજાએ ખુલ્લું મૂક્યું હતું. સંસ્થા વર્ષોથી કાનડી સાહિત્યનો ઉત્કર્ષ સાધવા યત્ન કરી રહેલ છે, અને તેણે સંખ્યાબંધ પુસ્તકો પ્રગટ કર્યાં છે. મકાન બાંધવાનું ખર્ચ ધાર્યા કરતાં વધારે થઇ ગયું, અને તેથી હસુદી વેંકટ શાસ્ત્રીએ વધારે દાન આપ્યું.

☘

મુંબઇમાં ૬–૭ ફેબ્રુઆરીએ ગોમંતક મરાઠી સાહિત્ય સંમેલન ભરવામાં આવ્યું હતું તેના સ્વાગત સમિતિના પ્રમુખ શ્રી. યશવંતરાવ સરદેસાઇએ જણાવ્યું કે મરાઠી ભાષાની ખાસ વિશિષ્ટતા, કોંકણ અને દેશનું અવિભાજ્ય ઐક્ય હતું. જ્ઞાનેશ્વરે સંસ્કૃતને જીતી લેવાની પોતાની શક્તિની વાત કરી હતી કેમકે તેમને સંપૂર્ણ ખાતરી હતી કે કોંકણી અને દેશી લિપિ મુખ્યત્વે એક જ અને અવિભાજ્ય હતી.

☘

મુંબઇ મરાઠી ગ્રંથ સંગ્રહાલયે મરાઠી વિદ્વાનો પાસે અવારનવાર ભાષણો અપાવીને મરાઠી સાહિત્યને ઉત્તેજન આપવાનો તથા મરાઠી વાચક જનતાને કેળવવાનો પ્રશસ્ય પ્રયત્ન શરુ કર્યો છે. આ દૃષ્ટિબિંદુથી, વ્યવસ્થાપકોએ સ્વ. જસ્ટિસ એમ. જી. રાનડેએ શરુ કરેલી હેમંત વ્યાખ્યાનમાળાને સજીવન કરી છે. સ્થાનિક સાહિત્ય સંસ્થાઓની મદદ વડે. સંસ્કૃતિ, કેળવણી, નાટકકળા, સ્ત્રીજીવન, લગ્નસંસ્થા વગેરે પર વિદ્વાનોએ સંખ્યાબંધ ભાષણો આપ્યાં છે. વિવિધ પ્રકારનું પ્રમાણભૂત મરાઠી સાહિત્યના ઉત્પાદન પ્રતિ આ પગલું છે.



એ જ સંસ્થાએ આધુનિક મરાઠી સાહિત્યનો તથા સાહિત્યવિશારદોનો ૧૮૧૮થી વિષ્ણુ શાસ્ત્રી ચિપલુણકર સુધીનો ઇતિહાસ પ્રકટ કરવાના હેતુથી, વિવિધ જ્ઞાનવિસ્તારના સ્થાપક સ્વ. શ્રી. આર. જી. ગુંજીકરની શતવર્ષી ઉજવવા માટે ભાષણોની હારમાળા ગોઠવી છે. એ શ્રી. ચિપલુણકરને મરાઠી સાહિત્યના શિવાજી ગણવામાં આવે તો શ્રી. ગુંજીકર તેના રામદાસ છે. આધુનિક મરાઠી સાહિત્યના આદ્યસ્રષ્ટાઓ–છત્રે, જાંભેકર, મડગાંવકર, વિષ્ણુબુવા બ્રહ્મચારી તથા મરાઠી સાહિત્યના હિંદુ તથા ખ્રિસ્તી લેખકો–વિષે ભાષણ આપવાની મરાઠા વિદ્વાનો તથા પ્રોફેસરોએ કબુલાત આપી છે વસ્તુતઃ આદ્ય મરાઠી ગદ્યની શરુઆત, નિબંધમાળાના લેખકે પૂનામાં કરી, ત્યાર પહેલાં મુંબઇમાં શરુઆત થઇ ચૂકી હતી. આ વ્યાખ્યાનમાળા રાઇટ ઑનં. ડૉ. એમ. આર. જયકરે શરુ કરી છે. બધાં વ્યાખ્યાનો પુસ્તકાકારે છપાતાં એ વિષયનો ખરેખરો ઇતિહાસ બની જશે. સ્વ ગુંજીકરનું સાચેજ આ યોગ્ય સ્મારક છે !



પૂનાની સ્ત્રી વિદ્યાપીઠના પ્રિન્સિપાલ. 'રાગિણી'ના સુપ્રસિદ્ધ લેખક, મરાઠી સાહિત્યના પ્રતિભાશાળી સર્જક તથા ઐતિહાસિક વિચારક શ્રી. વી. એમ. જોશીને હમણાં સાઠ વર્ષો પૂરાં થતાં, પૂનાની બધી સાહિત્ય તથા કેળવણી સંસ્થાઓએ, મરાઠી સાહિત્યની તેમણે કરેલ પ્રશસ્ય સેવા બદલ, તેમનું જાહેર સન્માન કરવાનું નક્કી કર્યું છે.



હમણાં હમણાં પંજાબી ભાષામાં કવિતા ઊભરાઇ જવા લાગી છે ! વર્ષ દરમિયાન સુવાચ્ય પદ્યના ઓછામાં ઓછાં સોળ પુસ્તકો બહાર પડયાં છે અને તે પણ કાગળની આવી અછત વખતે ! આ ઉત્પાદન અદ્‌ભુત ગણી શકાય; પણ ખરી ગુણવત્તા તો થોડાક જૂના લેખકો–મોહનસિંગ, અવતારસિંગ, બાબા બલવંત અને 'દર્શ'–માં જ જણાય છે. પદ્ય પછી, નવલિકા પંજાબી લેખકોમાં ઠીક લોકપ્રિય થઇ પડી છે. કરતારસિંગ દુગલે, જુદા જુદા લેખકની નવલિકાઓમાંથી પસંદગી કરીને 'મેરી ચોંવી કહાણી' બહાર પાડેલ છે. સંતસિંગ સેખનનું 'સમાચાર' અને આર. એસ. બેડીનું 'હડિયાં તે ફુલ'માં પણ સુવાચ્ય કથાઓ છે.



'સપ્તર્ષિ' અને 'ખેડાં દે દિન ચાર' તથા ચંદ્રગુપ્ત મૌર્ય ટુંકાં નાટકો છે. પંજાબી-માં નવલકથા નિબંધની ખામી છે. નાનકસિંહ એકલા જ નવલકથાકાર છે. તેણે બે નવી નવલકથાઓ–જીવનસંગ્રામ અને પવિત્ર પાપી–લખી છે. વર્ષ દરમિયાન નિબંધોનું એક જ પુસ્તક 'સહજ સુભ' પ્રગટ થયેલ છે.

# પુસ્તકાલય સ. સ. મંડળ લિ૦માં વેચાતા
# નમુના (ફૉર્મ્સ)ની યાદી

| નમુનો નંબર | (આ પહેલાંના ભાવ રદ સમજવા) | |
|---|---|---|
| (૧) | કસ્બા રજીસ્ટર (ગુજરાતી) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૨) | ,, ,, (અંગ્રેજી) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૩) | નામવારી (કક્કાવારી) રજીસ્ટર | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૪) | વિષયવારી રજીસ્ટર | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૫) | કર્તાવારી રજીસ્ટર | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૬) | ઇસ્યુ બુક અડધા કાગળની | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૬અ) | ઇસ્યુ બૂક પા કાગળની | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦- ૬-૦ |
| (૭) | વર્તમાનપત્રો અને માસિકોનું રજીસ્ટર | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦- ૬-૦ |
| (૮) | વંચાયલાં પુસ્તકોની વિષયવાર નોંધ રાખવાનું પત્રક (કસ્બા પુસ્તકાલયો માટે) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૯) | શિલકી સામાનનું પત્રક | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૧૦) | હાજરીપત્રક | ૨૦ પાનની ચોપડી રૂ. ૦- ૮-૦ |
| (૧૧) | સૂચના ચોપડી | નંગ ૧ (૨૦ પાન)ના રૂ. ૦- ૮-૦ |
| (૧૨) | ભેટ ચોપડી | નંગ ૧ (૨૦ પાન)ના રૂ. ૦- ૮-૦ |
| (૧૩) | બારનીશી | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૧૪) | સભાના કામની નોંધ બૂક | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૧૫) | પાવતી બૂક | નંગ ૧ (૧૦૦ પાન)ના રૂ. ૦- ૬-૦ |
| (૧૬) | અરજી અને જામીનગીરીનાં ફૉર્મ | ધા. ૧ (૯૬ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૧૭) | પાવતીનાં ફૉર્મ | ધા. ૧ (૯૬ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૧૮) | ઇસ્યુ નંબર અને તારીખ નોંધવાની પટ્ટીઓ | ૧૦૦૦ નંગના રૂ. ૨- ૮-૦ |
| (૧૯) | પુસ્તકોનું રજીસ્ટર (ગ્રામ પુસ્તકાલયો માટે) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૨૦) | વાચકોની ખાતાવહી | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૨૧) | વાચકોનું રજીસ્ટર | ધા. ૧ (૪૮ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૨૨) | પુસ્તકની ડાબી બાજુએ અંદર ચોઢવાની શ્રીમંત મહારાજા સા.ના ફોટાવાળી પટ્ટીઓ | ૧૦૦૦ નંગના રૂ. ૨- ૮-૦ |
| (૨૪) | પુસ્તક ઉઘરાણીનાં કાર્ડ | ૨૫ નંગના રૂ. ૦- ૩-૦ |
| (૨૫) | પુસ્તકની માગણીનાં કાર્ડ | ૨૫ નંગના રૂ. ૦- ૩-૦ |
| (૨૬) | વંચાયલાં પુસ્તકોનું વિષયવાર નોંધ રાખવાનું પત્રક (ગ્રામ પુસ્તકાલયો માટે) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૨૭) | નામવારી રજીસ્ટર (ગ્રામ પુસ્તકાલયો માટે) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૨૮) | વિષયવારી રજીસ્ટર ,, | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| | પુસ્તકની પૂઠે ચોડવાની નંબર લખવાની પટ્ટીઓ | ૬ પાનના રૂ. ૦- ૧-૬ |

**લખોઃ—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦**

પો. બો. નં. ૧૦, રાવપુરા—વડોદરા.

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૮ મું | ફેબ્રુઆરી-૧૯૪૩ | અંક ૨ જો

## સાહિત્ય પરિષદપત્રિકાને જીવંત રાખો.

—તંત્રીસ્થાનેથી

"ગુજરાતી સાહિત્ય-પરિષદ-પત્રિકા ગુજરાતની સંસ્કારવાંચ્છુ પ્રજા વચ્ચે વધુ સત્કાર પામતી જતી હતી અને તેના તરફથી સાહિત્યની વધુ સેવા થવા માંડી હતી ત્યારે જ તે બંધ કરવાનો ઠરાવ ખેદ ઉત્પન્ન કર્યા વિના રહેશે નહિ. એ બંધ કરવા માટે કાગળની મોંઘવારીનું કારણ આગળ કરવામાં આવે છે, પણ ફરફરિયાં અને ગાલિપ્રદાનમાં રાચતાં ચીંથરાં પત્રોને કાગળ મળી રહે છે તો ગુજરાતી સાહિત્ય પરિષદના મુખપત્રને માટે કાગળ ન જ મળે એ બનવાજોગ નથી...પરંતુ પરિષદ પત્રિકાનું પ્રકાશન બંધ કરવા માટે કાગળની મોંઘવારી અને તંગી બહારનું કારણ હોય પણ સાચું અને અંદરનું કારણ જુદું જ હોય તો તે વધુ શોચનીય ગણાશે...મતફેરને ગંભીર રૂપ આપવાની અને જરા વાંધો પડતાં કિટ્ટા કરવાની હિંદીઓ અને ખાસ કરીને ગુજરાતીઓની ટેવથી સાક્ષરો, સાહિત્યકારો અને લેખકો જેઓ ગુજરાત અને તેના સાહિત્યનો ઉદ્ધાર કરવાનો અને તેની સંસ્કારિતાનો જય બોલાવવાનો બોજો માથે લઇને ફરે છે તેઓ પણ મુક્ત ન હોય તો તે આપણું દુર્ભાગ્ય જ ગણાશે."

'મુંબઇ સમાચાર'

**ગુજરાતી** સાહિત્ય પરિષદ મંડળ તરફથી, જ્યારથી પરિષદ પત્રિકા પ્રકટ થવા માંડી હતી ત્યારથી, આપણા સાહિત્યમાં આમજનતા વધુ ને વધુ રસ લેતી થશે એવી ગુજરાત-બૃહદ્ગુજરાતના સાહિત્યકારોમાં આશાનો સંચાર થયો હતો. એમાં આવતા મુખ્યત્વે કવિ શ્રી ખબરદારના, સાહિત્યને લગતા પ્રેરક અને ચોકીદારીભર્યા લેખોને સારો આવકાર મળતો રહ્યો હતો; વિવિધ સામયિકો એ લેખો પોતાનાં પત્રોમાં ઉતારી તેનો ઠીક ઠીક પ્રમાણમાં ફેલાવો પણ કરતાં હતાં. તે ઉપરાંત, આપણા સાહિત્યમાં પ્રકટ થતાં નવીન પુસ્તકો અને સ્થળ સ્થળની

સાહિત્યપ્રવૃત્તિથી જનતાને પરિચિત રાખવાનું કાર્ય પણ ઠીક ઠીક રીતે ચાલુ રહ્યું હતું. એકંદરે, પત્રિકાપ્રકાશનનો એ પ્રયાસ ઠીક આવકારપાત્ર નીવડયો હતો.

પરંતુ ત્યાર પછીથી, પરિષદની મધ્યસ્થ સભાએ, હાલની કાગળની મોંઘવારીનું કારણ રજૂ કરી એનું પ્રકાશન બંધ કરવાનો ઠરાવ કર્યો છે. આ ઠરાવ બહાર પડતાં સાહિત્યમાં રસ લેતી જનતાએ કંઇક આઘાત અનુભવ્યો છે. કારણ કે તેમ થવાથી સાહિત્ય પરિષદની જીવંત બનતી જતી પ્રવૃત્તિ કંઇક અંશે અવરોધાશે એવો તેમને ભય ઉત્પન્ન થયો છે. અને કેટલેક અંશે એ બાબત સાચી પણ છે.

આજે અલબત્ત, કાગળની મોંઘવારી અસહ્ય થઇ પડી છે તેની કોઇથી ના પાડી શકાય તેમ નથી; પરંતુ સાથે સાથે એકાદ-બે ફર્મા દર માસે બહાર પાડતી પત્રિકાને એટલો પણ કાગળ ન મળી શકે તેવું તો નથી જ. ઊલટ, પરિષદના નેતાઓ જો ધારે તો ઓછા ભાવે જોઇતો કાગળ મેળવી શકે તેવી લાગવગ ધરાવનારા પણ છે. આમ છતાં પરિષદ પત્રિકાનું પ્રકાશન મોકુફ રાખવામાં આવવાથી એની પ્રવૃત્તિ શિથિલ થઇ જવા સંભવ છે. પત્રિકામાં આવતી પ્રવૃત્તિવિષયક હકીકતો વાંચીને કેટલાંક સ્થળના સાહિત્યરસિકો એ પ્રવૃત્તિ પોતે પોતાને ત્યાં પ્રચારવા પ્રવૃત્તિશીલ થતા હતા. આવે વખતે-જ્યારે પરિષદ કંઇક જીવંત કાર્ય-સક્રિય કાર્ય કરતી હોવાનું લાગતું હતું ત્યારે-આ પત્રિકા એકદમ બંધ કરવાનું આ પગલું ખરે જ, સાહિત્યાભિમુખ વ્યક્તિઓ માટે શોકજનક જણાશે.

વળી કાગળની મોંઘવારીમાં અન્ય શિષ્ટ સાહિત્ય આપતાં સામયિકોનાં કદ નાનાં થવા માંડયાં છે અને કેટલાંક અસ્ત પામવા જેવી સ્થિતિ અનુભવે છે ત્યારે, પરિષદ-સંસ્થાની આ પત્રિકાનું સાહિત્યજગતમાંથી અદૃશ્ય થવું સાચે જ અસહ્ય લાગે તેમ છે.

એ પત્રિકામાં ભલે કાર્યકરોના પરસ્પરના વાદવિવાદો ન આવે પરંતુ સાહિત્ય-પ્રવૃત્તિને લગતા સમાચારો તેમ જ ગુજરાતી સાહિત્યમાં પ્રકટ થતાં નવાં પુસ્તકો અને પ્રેરક લેખો આપવામાં આવે તો તેના વાચકને જરૂર સાહિત્યવિષયક ઉપયોગી માહિતી મળી આવે. વળી અવારનવાર એમાં આવતા પ્રમુખશ્રીના સાહિત્યવિષયક લેખોએ તો સારી ચાહના મેળવી છે.

એટલે અમને લાગે છે કે એ પત્રિકાનું અકાળે અવસાન થયા જેવું થયું છે:-આ બાબત અમે સાહિત્ય પરિષદની મધ્યસ્થ સભાના સભાસદોને વિનંતિ કરીએ છીએ કે તેઓ ફરી વિચાર કરી, તેને માટે ગમે ત્યાંથી કાગળની જોગવાઇ કરી એ પત્રિકાને પુનર્જીવિત કરે અને સાહિત્યગંગાનાં નિર્મળ નીર તેના દ્વારા વહેવડાવતા રહે.

આશા રાખીએ, પરિષદસંચાલકો અમારી ઉપર્યુક્ત વિનંતિ ધ્યાનમાં લઈ પત્રિકાને પુનર્જીવન આપશે.

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

શાંગહાઇના મોહમેદન ઇમામ હા તેહચિંગ ( Ha Teh-ching ) અત્યારે મુક્ત ચીનમાં છે. ત્યાં રહીને તે કુરાનનું ચીની ભાષાંતર પૂરું કરશે. ૧૯૨૩માં શાંગહાઇમાં તેમણે સ્થાપેલ ચીન-મુસ્લીમ સાહિત્ય સભા તરફથી તે આ કાર્ય કરી રહેલ છે. આ સાહિત્યસભાનું મુખ્ય મથક કુન્મીંગ ફેરવી નાખવામાં આવેલ છે. ત્યાં સભાના આગેવાન સભ્યો એકત્ર થયા છે. આ સભાસદો પૈકી કૈરોના એક હજાર વર્ષના પ્રાચીન વિશ્વવિદ્યાલય અલઅઝારના સ્નાતક મ્હા કીન પણ છે. મિ. મ્હા ભાષાંતરમાં ઇમામ હાને મદદ કરશે.



મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલનની છવીસમી બેઠક નાસિકમાં ૩૦ ઑક્ટોબરથી ૧ નવેંબર સુધી ભરવામાં આવી હતી. સુપ્રસિદ્ધ મરાઠી કાવ્ય તથા નાટ્યલેખક પી. કે. અત્રે તેના પ્રમુખ હતા. સંમેલનની હવે પછીની બેઠક સાંગલીમાં ભરવાનું આમંત્રણ આપવામાં આવેલ છે. એમ ધારવામાં આવે છે કે શતવર્ષી નાટ્યપરિષદ પણ તે જ સમયે સાંગલીમાં ભરવામાં આવશે. એમ પણ સંભળાય છે કે બન્ને પરિષદની સંયુક્ત બેઠક થવાનો સંભવ છે. જો તેમ બને તો એ પ્રસંગ સ્મરણીય થઇ જશે.



ત્રિચિનોપલીની સંસ્કૃત સાહિત્ય પરિષદે છઠ્ઠો વાર્ષિક ઉત્સવ ૨૫ મી ઑક્ટોબરે ઉજવ્યો. મદ્રાસ હાઇકોર્ટના ન્યાયાધીશ કૃષ્ણસ્વામી આયંગર એના પ્રમુખપદે હતા.



ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં થઇ ગયેલ, આધુનિક ઉડિયા સાહિત્યમાં અગ્રપદે વિરાજતા, ઉડિયાકવિ, કવિવર રાધાનાથ રાયનું, ૧૨૦૭ પાનાનું વિસ્તૃત જીવનચરિત્ર 'રાધાનાથ જીવની' નામથી દુર્ગાચરણ રાયે બહાર પાડ્યું છે. ઉડિયા ભાષામાં આ પ્રકારનું જીવનચરિત્ર આ પહેલું જ છે.



બંગાળી ભાષામાં લખતા લેખકોમાં સ્ત્રીઓની સંખ્યા અતિ જૂજ છે. તે સંખ્યામાં પણ ઘટાડો થતો જાય છે, તેમ જ સ્ત્રીઓની કૃતિઓ તો ઘણી થોડી છે. ઘણીખરી સ્ત્રીઓ, બાળકોને લઇને પુસ્તકોનો ત્યાગ કરે છે, કેટલીક યુવાનીમાં મૃત્યુ પામે છે, બહુ જ થોડી મોટી ઉંમરે પણ લેખનપ્રવૃત્તિ ચાલુ રાખે છે.

આ સ્ત્રીલેખિકાઓ પૈકી થોડીકનો નામનિર્દેશ કરીએ. શ્રીમતી અપરાજિતાદેવી કવયિત્રી છે. તેમનું છેલ્લું પુસ્તક ' વિચિત્ર રૂપિણી ' બહાર પડેલ છે.

પ્રતિમાદેવીનો ટૂંકી વાતોનો સંગ્રહ ' માધબીર જન્ય ' બહાર પડેલ છે, જે લોકપ્રિય થવાનો પૂરતો સંભવ છે.

સુપ્રભાદેવીનું ' સંધ્યારાગ ' જરા ગંભીર પ્રકારનું પુસ્તક છે. આ લેખિકા ભવિષ્ય માટે સારી આશા આપે છે. પુસ્તકની નાયિકા કૉલેજની વિદ્યાર્થિની છે અને તે હિંસામાં શ્રદ્ધા ધરાવતા મંડળ સાથે ભળે છે. અને તે હિંસા-અહિંસાના દ્વંદ્વમાં ગૂંચવાય છે.



સ્વ. પ્રહ્લાદેવીને પણ મારફાડની નીતિમાંથી પોતાના પુસ્તકનું વસ્તુ મળી આવ્યું હતું. તેના પુસ્તકનું નામ ' જે ઘરે હોબોનો ખેલા ' છે.

☘

શિવરાકુલી ( હુગલી પરગણું )ના મહામાયા સાહિત્યમંદિરે, યુવાન બંગાળી લેખક સ્વ. શ્રી. નિખિલેશ સેનના સ્મરણાર્થે ' સ્મારકચંદ્રક ' આપવાની યોજના કરી છે. શ્રી. સેને બાળકો માટે સંખ્યાબંધ વાતો લખી છે. તે ' ફેય ' માસિકના ઉપતંત્રી હતા, અને તેમનું મૃત્યુ ૧૯૪૨ ના મે માસમાં થયું. ૧૯૪૨ નો ચંદ્રક બંગાળી ભાષામાં કુમાર સાહિત્યના લખાયેલ શ્રેષ્ઠ પુસ્તકને આપવામાં આવ્યો છે. ત્યારપછીનાં વર્ષોમાં હિંદની બીજી ભાષાના લેખકોને પણ તે ચંદ્રક આપવામાં આવશે તેમ સમજાય છે.

☘

લહેરીસરાઇ ( બિહાર )થી પ્રગટ થતું ' બાળક 'નું હિંદી બાલસાહિત્યમાં અગત્યનું સ્થાન છે. તેના તંત્રી આચાર્ય શ્રીરામલોચન શરણુ એક પુસ્તકભંડાર પણ ચલાવી રહ્યા છે. ૧૯૪૨ માં પુસ્તકભંડારે પોતાનો રજતમહોત્સવ તથા તંત્રીનો સુવર્ણમહોત્સવ સાથેસાથ ઉજવ્યો. ' સુવર્ણમહોત્સવ સ્મારક ગ્રંથ ' તથા ' બાળક 'નો ' જયંતીમહોત્સવ અંક ' આ પ્રસંગે પ્રગટ કરવામાં આવ્યા હતા. આ બન્ને પુસ્તકો બિહારના સર્વસંગ્રહ તરીકે ઉપયોગી થઇ પડે તેવા છે.

☘

' કાનડા નુદી 'ના ૨૩ મી ઑક્ટોબરના અંકમાં જણાવવા મુજબ, કાનડા સાહિત્ય પરિષદની બેઠક શિમોગા ખાતે ડિસેમ્બરમાં ભરાવાની હતી તે અત્યારના વાતાવરણને અંગે અચોક્કસ મુદત સુધી મુલતવી રાખવામાં આવી છે.

☘

સપ્ટેમ્બરની ૧૦ મી તારીખે મહિસૂર સ્ટેટ રેડિયો સ્ટેશને ' કાલિદાસ દિન 'ની ઉજવણી કરી હતી, ત્યારે શ્રી. ટી. એન. શ્રીકાંટિયાએ ' શાકુંતલ ' ઉપર તથા શ્રી. એન. શિવરામ શાસ્ત્રીએ ' કાલિદાસના સંદેશ ' ઉપર પ્રવચન કર્યાં હતાં.

☘

મરાઠી પત્રકારિત્વના જનક ગણાતા ભાઉ મહાજનનું જીવનવૃત્તાંત પૂનાની મરાઠા સાહિત્ય પત્રિકાના ઑક્ટોબર અંકમાં આપવામાં આવેલ છે. ભાઉ મહાજને પત્રકાર તરીકેની પોતાની કારકીર્દી મુંબઈમાં ૧૮૩૨ માં શરૂ કરી હતી. આ કાર્યમાં તેને બાલશાસ્ત્રી જાંભેકરની મદદ મળી હતી. આ બે મિત્રોએ મળીને મરાઠી પત્રકારિત્વનો પાયો નાખ્યો હતો.

☘

શ્રી. પી. કે. અત્રેના પ્રમુખપણા હેઠળ મળેલ મરાઠી સાહિત્ય પરિષદની છત્રીસમી બેઠકમાં ડૉ. માધવ ગોપાળ દેશમુખને ' મરાઠીચે સાહિત્યશાસ્ત્ર ' નામના પુસ્તક માટે રૂા. ૧૦૦) નું પેંઢણુકર પારિતોષિક આપવામાં આવ્યું હતું. આ પુસ્તકને અંગે નાગપુર વિશ્વવિદ્યાલયે તેમને ' ડૉક્ટરેટ 'ની પદવી આપી છે.

આ વર્ષના શ્રી. શંકરજી નારાયણ પારિતોષિકનો અમુક ભાગ ડૉ. એસ. ડી. પેન્ડસેને

'જ્ઞાનેશ્વરચેં તત્ત્વજ્ઞાન ' માટે આપવામાં આવેલ છે. આ પુસ્તક પ્રગટ થયા પછી, ૧૯૩૯ માં નાગપુર વિશ્વવિદ્યાલયે તેમને પી. એચ. ડી. ની ડીગ્રી આપી છે. ભોર રાજ્યના સ્થાપક ' શંકરજી નારાયણ સચિવ 'ના સ્મરણાર્થે દર વર્ષે ભોર રાજ્યના વર્તમાન રાજવી આ પારિતોષિક આપે છે. ડૉ. પેન્ડસેને રૂા. ૭૫) ડૉ. કે. એન. વાટવેને ' રાસ-વિમર્શ ' માટે રૂા. ૧૦૦) અને શ્રી. એસ. એસ. દેવને ' શ્રી સમર્થ-હૃદય ' માટે રૂા. ૧૨૫) આપવામાં આવ્યા હતા.



નાસિક ખાતે મળેલ મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલનના પ્રમુખપદેથી શ્રી. અત્રેએ મરાઠી સાહિત્યની પ્રગતિ માટે કેટલીક રચનાત્મક સૂચનાઓ કરી છે. ગુજરાતી સાહિત્ય સંસ્થાઓએ પણ આ સૂચનાઓ ધ્યાનમાં લેવા જેવી છે:—

( ૧ ) લેખકોને લેખો માટે મહેનતાણું મળવું જોઇએ.
( ૨ ) વાંચકોએ વાચન માટે પૈસા ખરચવા જોઇએ.
( ૩ ) પશ્ચિમનો જ્ઞાનસમૂહ ભાષાંતર દ્વારા મરાઠીમાં ઉતારવો જોઇએ.
( ૪ ) ' પેંગ્વિન ' જેવી શ્રેણિઓ શરૂ કરવી જોઇએ.
( ૫ ) વિશ્વવિદ્યાલયોએ લેખકોનું બહુમાન કરવું જોઇએ.
( ૬ ) લેખકોએ સામાન્ય જનસમૂહનું તથા પરદેશ વસતા હિંદીઓનું જીવન આલેખવું.
( ૭ ) ટૂંકમાં, લેખકોએ ' સાંપ્રદાયિક વાડા 'માંથી નીકળવા જેટલા બહાદુર થવું જોઇએ.



આંધ્ર દેશના ઇતિહાસકારોએ આંધ્ર મહાસભાની ઑફિસમાં ભેગા થઈ તેલુગુ ભાષામાં આંધ્રદેશનો સત્ય ઇતિહાસ પ્રગટ કરવાનો નિર્ણય કર્યો છે. આ ઇતિહાસમાં તેલુગુ દેશનાં કળા, સંસ્કૃતિ, સાહિત્ય અને ધર્મ, સામાજિક રિવાજોની પ્રગતિનો ઇતિહાસ આવશે. પ્રો. એમ. વેંકટરંગૈયા, શ્રી. ભાનરાજૂ વેંકટ કૃષ્ણરાવ, ડૉ. એમ. રામરાવ અને શ્રી. પ્રતાપ રેડીને જુદાં જુદાં પ્રકરણો લખવાની વિનતિ કરવામાં આવી હતી.



રાજમહેન્દ્રીના લલિતકળા સમાજના પ્રમુખ એમ. અનંત નારાયણ, સી. એસે. તથા મંત્રી એન. બંગરાય્યાએ પુનરુદ્ધાર કર્યો છે. આંધ્ર સંસ્કૃતિ, સાહિત્ય, ચિત્રકળા તથા શિલ્પના પુનરુદ્ધાર માટે આ સમાજની સ્થાપના કરવામાં આવી હતી.



' ન્યુઝ ફ્રોમ ધી ઇસ્ટ એન્ડ વેસ્ટ એસોસીએશન ' ના ઑગસ્ટના અંકમાંથી જાણવાનું મળે છે કે, બાલ્ટિમોરના રૉબર્ટ ગેમરે પોતાનો ૬૦૦૦ એરેબીક હસ્તપ્રતોનો સંગ્રહ પ્રિન્સ્ટન પુસ્તકાલયને ભેટ આપી દીધો છે. આ સંગ્રહમાં તુર્કસ્તાન, ઇરાન, હિંદ, ઇજીપ્ત તથા દૂરપૂર્વના દેશોની હસ્તપ્રતો છે. આવા પ્રકારના સંગ્રહોમાં આ સૌથી મોટો ગણાય છે. તે હસ્તપ્રતોની યાદી, ફિલિપ કે. હિટ્ટિ, નબિહ અમીન ફરિસ તથા યુનુસ અબ્દલ મલિકે તૈયાર કરી છે અને પ્રિન્સ્ટન વિશ્વવિદ્યાલય પ્રેસે પ્રગટ કરી છે.

છોટાલાલ માનસિંગ કામદાર

# સાહિત્ય અને આમજનતા

નાસિક ખાતે ભરાયેલા ૨૨ મા મહારાષ્ટ્રીય સાહિત્ય સંમેલનના પ્રમુખસ્થાનેથી આચાર્ય શ્રી. પ્રહ્લાદ કેશવ અત્રેએ આપેલા ભાષણનો કેટલોક ભાગ ગુજરાતી સાહિત્યમાં રસ લેનારાઓ માટે પણ ઉપયોગી હોઇ આ નીચે તેનો સારભાગ આપ્યો છે.

### ભાષા અને સાહિત્યનું બળ

સાહિત્ય એ માત્ર નવરાશનો ધંધો નથી. નવરાશના વખત માટે એ માત્ર મનોરંજન માટેનું સાધન છે, એમ માનનારાઓની દષ્ટિએ સાહિત્ય સંમેલન એ હાસ્યાસ્પદ બાબત લાગશે. નવરાશના વખતે ધોળા કાગળને કાળા કરનાર અથવા ચાર મિત્રોના મિલન-સ્થળે ગપ્પાં હાંકનાર પોતાને સાહિત્યકાર મનાવવા મથનાર માટે આજની પરિસ્થિતિમાં જ નહિ પરંતુ હમેશને માટે નિરર્થક જ લાગશે. આજના જમાનામાં એ સઘળી માન્યતાઓ નષ્ટપ્રાય થઇ જાય છે. આળસુ અમીરો અને મનમોજી રાજાઓના આશ્રયે જીવનારા વિદ્વાનો, પોતાના અન્નદાતાના ઉપકારોનો બદલો વાળવા માટે, તેમના જ ગૌરવ અને મનોવિનોદને માટે જ્યારે સાહિત્ય રચતા હતા એવે વખતે-કેટલાંય વર્ષો અગાઉ-એ ત્રેતાયુગ અસ્ત પામી ગયો હતો. આજના સુધરેલા જગતમાં રાજસત્તાની માફક સાહિત્ય પણ લોકાધીન થયેલ છે. દેશમાં બનતા બનાવો અને પ્રગતિને લગતું સાહિત્ય એ એક મુખ્ય શસ્ત્ર છે. જીવનનું જે ચરમ મૂલ્ય માનવજાતિની પ્રગતિના માર્ગે ધ્રુવતારાની માફક પ્રકાશે છે તે સાહિત્યે નિર્માણ કરેલું છે. આજે માનવજીવનને જરૂરી સાહિત્ય એ છઠ્ઠી ચેતના ( Sixth sense ) છે. લશ્કર અને નૌકા કાફલા કરતાં પણ સાહિત્યની અધિક આવશ્યકતા છે. કારણ કે લશ્કરો અને નૌકા કાફલા તો જીવંત રાષ્ટ્રની રક્ષા કરી શકે છે, પરંતુ રાષ્ટ્રને જીવંત રાખનાર તો માત્ર સાહિત્ય જ છે. એમ કહેવાય છે કે, બ્રિટનના ટાપુઓનું રક્ષણ તો પચીસ માઇલ પહોળી ઇંગ્લિશ ખાડીમાંનું નૌકા લશ્કર કરે છે પરંતુ નેલ્સન અને વેલિંગ્ટનની આ વીરપરંપરાની પાછળ શેલી, ગિબન, બર્ક, ડિકન્સ અને શૉ સરખા સાહિત્યસ્વામીઓની અજેય શક્તિ કામ કરતી હતી, એ ઉપલું કથન કહેનારાઓ ભૂલી જાય છે. દુનિયાભરમાં બ્રિટિશ સામ્રાજ્યનો વિસ્તાર કરવાનું માન જો સિપાઇઓને આપવામાં આવે તો એ સામ્રાજ્યના તાબૂતને આટલા વખત સુધી ટકાવી રાખવાનું માન અંગ્રેજી ભાષા અને સાહિત્યને ફાળે જાય છે. " ભલે અમે હિંદુસ્થાનને ખોઇ દઇએ, પરંતુ અમે અમારા શેકસપિયરને ખોઇ શકીશું નહિ." કાર્લાઇલના આ વિખ્યાત ઉદ્દગારો કદાચ આજના ભારતમંત્રી એમરી સરખાને પસંદ નહિ હોય તોપણ એ ઉદ્દગારોની સચ્ચાઇ સાહિત્યની શ્રેષ્ઠતા સિદ્ધ કરવાને પણ પૂરતા છે. સમસ્ત દુનિયાની શાહુકારી કરનાર કુબેરનો વૈભવ જે અમેરિકા સરખા તરુણ રાષ્ટ્રને કેવળ ત્રણ સૈકાઓમાં જ પ્રાપ્ત થયો તેની પાછળ પણ અંગ્રેજી ભાષા અને સાહિત્યને ભૂલી શકાય તેમ નથી. જર્મનોની રાક્ષસી ટોળીઓને વેરવીખેર કરનાર એવી અપૂર્વ વીરશ્રી રશિયન જનતામાં આજે કોણે પ્રેરી ? ટૉલ્સ્ટોય, ગૉર્કી, માર્ક્સ અને લેનિનના સ્ફૂર્તિદાયક સાહિત્યના અભ્યાસે.

અમારી મરાઠી ભાષાનું વય આશરે સોળસો વર્ષનું છે, જ્યારે સાહિત્યનું વય લગભગ સાતસો વર્ષનું છે. જ્ઞાનેશ્વર યુગને સામાન્ય રીતે મરાઠી સાહિત્યના પ્રારંભકાળ તરીકે ઓળખવામાં આવે છે. મરાઠી સાહિત્યનાં આ સાતસો વર્ષોનાં શરૂઆતનાં પાંચસો–છસો વર્ષ સુધી મુખ્યત્વે વધુ પ્રમાણમાં છંદોબદ્ધ સાહિત્ય રચાયું હતું. જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ, તુકારામ, મોરો પંત, વામન પંડિત, રામ જોષી, પરશુરામ આદિ કવિપરંપરાથી જાણવા મળે છે કે, એ છસો વર્ષ દરમિયાન કાવ્યરચના સિવાય ખાસ કંઈ થયું જ નથી. આ તથ્ય પરથી આપ રખે માનતા કે, આપણા પૂર્વજોને કાવ્ય પ્રત્યે ભારે પ્રેમ હતો. એ સમયે મુદ્રણકળાનો અભાવ હતો અને તેથી આમજનતા માટે શિક્ષણ, ઉપદેશ, જ્ઞાન અને સ્ફૂર્તિને માટે અન્ય કોઇ સાધન પ્રાપ્ત ન હતું. યાદ રાખવા માટે પદ્ય–કાવ્ય સુગમ થઇ પડતાં અને પેઢી દર પેઢી એ પરંપરા ચાલુ રહેતી. ખરું મરાઠી ગદ્ય સાહિત્ય તો અંગ્રેજોની રાજસત્તા આવ્યા પછી શરૂ થયું છે. ગદ્યનું વય લગભગ સો–સવાસો વર્ષનું છે. આ ગદ્યરચના મુખ્યત્વે છાપખાનાંઓને આભારી છે. આમ છતાં આધુનિક પ્રાણવાન યુગની શરૂઆત તો વિષ્ણુશાસ્ત્રી ચિપલૂનકરની "નિબંધમાલા" નામક પત્રિકાથી થઇ છે. એ સમયને આજે અડસઠ વર્ષ થયાં છે. એટલા અલ્પ કાળમાં જ, આપણા સાહિત્યે જે સંપન્નતા અને સામર્થ્ય પ્રાપ્ત કર્યું છે તે માટે આપણે બે કરોડની જનતા અભિમાન લઇ શકીએ છીએ. આ ઉપરાંત, નિબંધ, ઇતિહાસ, સમાજશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર, નાટય, નવલકથા, લઘુકથા, કાવ્ય, વિનોદ અને વર્તમાનપત્ર વગેરે સાહિત્યશાખાઓમાં છેલ્લાં સાઠ–સિત્તેર વર્ષો થયાં મરાઠીમાં નિરંતર પ્રગતિ થઇ રહી છે અને ભારતની અન્ય પ્રાંતીય ભાષાઓ કરતાં એ ઓછી સમૃદ્ધ નથી, એવો મારો વિશ્વાસ છે.

## સાહિત્યનાં બદલાતાં વહેણ

હવે મરાઠી સાહિત્ય માત્ર સુશિક્ષિત મધ્યમ વર્ગની જ માત્ર મિલ્કત નહિ રહેતાં પ્રત્યેક માણસ સુધી પહોંચે છે. આ એની પ્રગતિનું મુખ્ય ચિહ્ન છે. પ્રાચીન સંસ્કૃતભરી અને કિલષ્ટ એવી લેખનશૈલી બદલાઇ ગઈ છે અને તેને સ્થાને આજે મરાઠી સાહિત્ય વિશેષ સરળ અને બાલગમ્ય પણ બનતું જાય છે. સાહિત્યનો વાચકવર્ગ પણ હજારોની સંખ્યામાં વધતો જાય છે. અને સાહિત્યરચનાની અનેક નવી નોખી રીતો (Forms)ને પણ અધિકાધિક કલાત્મક તેમ જ સૂચક પદ્ધતિએ લોકો અપનાવવા લાગ્યા છે.

× × × મરાઠી સમાચારપત્રનું સાહિત્ય અધોગતિ તરફ જઇ રહ્યું છે, એવું પ્રો. ફડકેએ કહ્યું છે; તેમ જ મરાઠી લલિત સાહિત્યમાં પણ કંઇક અભાવ છે એવો શ્રી. ખાંડેકરનો મત હતો. દોષદષ્ટિથી જોનારને તો અમૃતમાં પણ બે ચમચા ખાંડ ઓછી હોવાનું જણાય. મરાઠી સાહિત્યની સર્વાંગ પ્રગતિ થઇ છે એમ જ્યારે હું કહું છું ત્યારે, એ સાહિત્ય બિલકુલ પૂર્ણાવસ્થાને પહોંચી ચૂક્યું છે અને તેમાં હવે દોષ રહેવા પામેલ નથી, એવો કહેવાનો આશય નથી હોતો. ગુણો તરફ ધ્યાન ન આપતાં દોષો પર નિરર્થક ભાર મૂકવાની નીતિ મને ઠીક નથી લાગતી. કોઇ સુન્દરીના ઉત્તમ સ્વાસ્થ્ય વા ગુણો તરફ ઉપેક્ષા દાખવી, તેના ચહેરા પર દેખાતા કોઇ માતા–અળિયાના ડાઘ કેમ છે, એવો આક્ષેપ કરવાથી શું ? હું તો મરાઠી સાહિત્ય પ્રત્યે અસીમ ઉત્સાહ અને આશાવાદી દષ્ટિએ જોનાર વ્યક્તિ છું. સંભવ છે કે એ મારાં શારીરિક સ્વાસ્થ્યને આભારી હોય. એનામાં હું હમેશાં પ્રગતિ અને એનો ઉત્કર્ષ જોઇ રહ્યો છું. સાહિત્યે પ્રગતિને પામ્યું છે, પરંતુ તેની સાથે સાથે સાહિત્યકારોમાં

જે દૈન્યપીડિત તેમ જ નિઃસ્વાર્થી સેવક છે તેમની આર્થિક મુશ્કેલીઓને પણ હું જાણું છું.' આજે સાહિત્યના આશરે રહી સ્વતંત્ર આજીવિકા ચલાવનારા માત્ર ગણ્યા ગાંઠ્યા છે. પરંતુ એમ કેમ ન થઈ શકે ?

### સ્વતંત્ર અને સ્વાવલંબી કેમ નહિ ?

લેખકોનો મોટો ભાગ વર્તમાનપત્રોમાં, સ્કૂલ-કૉલેજોમાં અથવા સિનેમાકંપનીઓમાં નોકરી કરે છે. આ લેખનવ્યવસાય શા કારણથી સ્વતંત્ર સ્વાવલંબી ઉદ્યોગ હોવાને પાત્ર નથી ? આજે પણ એ એક ઉપધંધો ( Side business ) તરીકે થઇ રહેલ છે ? એનાં કેટલાંક કારણો છેઃ આપણે ત્યાં જાતે સાહિત્ય ખરીદીને વાંચનારા ઘણા ઓછા છે; મુખ્યત્વે મફત વાંચનારાઓ વધારે છે. બીજું, આપણા કેટલાય વિદ્વાન અને પ્રતિભાશાળી માણસો સો-દોઢસો રૂપરડીના પગારદાર થઈ ત્યાં જ તેમની સઘળી શક્તિને ખર્ચી નાખે છે. ત્રીજું, અંગ્રેજી ભાષા અને સાહિત્યે આપણા લેખકો પર એવો પ્રભાવ પાડયો છે કે 'ડૉકટરેટ'ની પદવી માટે તેઓ—એ વિદ્વાનો—અંગ્રેજી ભાષામાં એ પ્રબંધો લખીને કૃતાર્થતા અનુભવે છે. તેઓ સ્વભાષામાં એમના પ્રબંધનો અનુવાદ કરવાનો પ્રયત્ન જ કરતા નથી. તેઓમાં એક વર્ગ એવો પણ છે કે જે જ્ઞાનને ખાતર જ્ઞાન ઇચ્છે છે, એવા વિદ્વાનોના ગ્રંથો જડવત્ અને સંગ્રહસ્થાનમાં મૂકવા લાયક હોય છે. આજનું સૂત્ર તો **" જીવન માટે જ્ઞાન "** છે. જેમ કે, એક કહેવત છે કે, પૈસો પૈસાને ખેંચે છે, તેમ જ્ઞાન જે અમુક જ વર્ગની મિલ્કતરૂપ મનાઇ ગયું છે તેની જ પાસે ભેગું થઇ જાય છે; જ્યારે જ્ઞાનના ભિખારીઓ વધુ ને વધુ ભિખારી બનતા જાય છે. જ્ઞાન તો ગંગા સરખું (વહેતું) રહેવું જોઇએ. **ભલે એ જ્ઞાન બુદ્ધિના ઊંચામાં ઊંચા શિખર પરથી ઉદ્ભવ પામે, પરંતુ એણે તો સર્વસાધારણ જનતાની સપાટ ભૂમિને ફળદ્રૂપ બનાવવાની છે.**

જ્ઞાનદાતા વૈજ્ઞાનિક સાહિત્યનો હું વિરોધી નથી. મારું કહેવું તો એટલું જ છે કે, **એ જ્ઞાન બહુજનસુલભ ભાષામાં—લોકભાષામાં અને એવી જ કિંમતે અપાય તો ઘણું જ સારું.** અંગ્રેજીમાં સાધારણ વાચકો માટે " પેન્ગ્વીન સિરીઝ " છે તેના જેવી આપણી ભાષાઓમાં પણ વિવિધ વિષયો પર ઉત્તમોત્તમ લેખકોનાં પુસ્તકો પ્રસિદ્ધ થવાં જોઇએ. જનતામાં જનતાને વાચનમાં રુચિ ઉત્પન્ન કરનાર જો કોઇ સાહિત્ય હોય તો તે લલિત સાહિત્ય (Fiction) છે. સમાજમાં ભણતર અને વાચનરુચિની વૃદ્ધિ થતાંની સાથે જ જનતાની ભાવનાઓને વિકસાવનાર જો કંઈ હોય તો તે આ સાહિત્ય છે—એની જવાબદારી લલિત સાહિત્ય પર છે. એટલે, લલિત સાહિત્ય એ સાચું લોકસાહિત્ય છે. આજે આપણે ત્યાં કેટલાકોનું એવું કહેવું છે કે, કિસ્સા-કહાણીઓ આપણે ત્યાં વધુ પ્રમાણમાં છપાય છે; તેમને કહું છું કે, લલિત સાહિત્ય સરળ અને મનોરંજક હોય એ કાંઇ એનો ગુન્હો નથી. ઊલટું, એ માધ્યમને અપનાવીને આજસુધીના મોટા મોટા ધર્મપ્રચારકો અને રાજદ્વારીઓ પોતાની સિદ્ધિ મેળવવામાં સફળ થયા છે. લલિત સાહિત્ય દ્વારા આપણે જનતા માટે જનતાનું સાચું સાહિત્ય નિર્માણ કરી શકીએ.

### સાહિત્ય માટે રાજાશ્રય અને લોકાશ્રય

બહુજનસમાજ માટે રચાતા લલિત સાહિત્ય પરત્વે પ્રો. ફડકેએ ગયા વર્ષે કંઇક આક્ષેપ કર્યો હતો. તેઓ કહે છે કે, " જે સમયે રાજાશ્રયથી ખસીને જ્યારે કલા લોકાશ્રય

તરફ જઈ રહી છે એવે વખતે નુકસાન થવાનો સંભવ છે. કલા લોકાશ્રયને પામવાથી તેને લોકસેવા કરવી પડે છે અને તેથી તેનું અધઃપતન થાય છે.'' આજે રાજાઓની સામંત-પ્રણાલી અદૃશ્ય થતાં રાજસત્તા લોકસત્તામાં પરિણમતી જાય છે. આજે એ યુગ આવી રહ્યો છે; છતાં પણ મધ્યયુગી ભાટચારણોની માફક રાજાશ્રયનાં સ્તોત્રો ગાતા બેસવું એ એ ખરેખર, ભારે સાહસનું કામ છે.

સાહિત્ય અને કલા લોકાશ્રયને પામવાથી કલા બગડતી નથી, એથી તો એ પ્રગતિ પામે છે. [illegible] વર્ષ દરમિયાન મરાઠી સાહિત્યનો જે વિકાસ સધાયો છે તેમાં કોના ખિસ્સામાંથી વધુ (નાણું) વપરાયું છે ? રાજાઓના કે લોકોના ? આખરે તો રાજાશ્રય એક વ્યક્તિનો આશ્રય છે, અને વ્યક્તિનો આશ્રય લોકાશ્રય આગળ ફિક્કો છે. આજનું આપણું સાહિત્ય મુખ્યત્વે આમજનતામાં વધુ પ્રસરતું જાય છે; એથી એને "તેલી તંબોળીના ઘાસલેટી" સાહિત્યનું સંબોધન આપીને તેને ઉતારી પાડવાની કોઈ જરૂર નથી. સ્વ. તિલકને પણ તેમના વિરોધીઓ "તેલી તંબોળીના નેતા" કહેતા હતા. આજે એવો સમય આવી પહોંચ્યો છે કે જ્યારે જે અધિકારી, જે સાહિત્ય અને કલાનો આનંદ મધ્યમ વર્ગના સફેદપોશી મોજપૂર્વક લૂંટતા હતા તેને જ આજે તેલી–તંબોળી, મજૂર–કામદાર, હોટેલવાળા, ટાંગાવાળા, દલિત, અછૂત-સઘળા ઇચ્છે છે. અને તે તેમને મળવું જોઈએ.

લલિત સાહિત્ય સાચું લોકસાહિત્ય છે, એ ભૂમિકાનો સ્વીકાર કરીને હવે હું એના સ્વરૂપની ચર્ચા કરીશ. આપણા નવલકથા તેમ જ ટૂંકી વાર્તાના લેખકો ઘણે ભાગે સુશિક્ષિત, સુખી, સામાન્ય અર્થપ્રાપ્તિવાળા વર્ગની આસપાસ ફર્યા કરે છે. શું સમાજ એટલો સંકુચિત છે ? એની દૃષ્ટિ એથી આગળ જતી જ નથી. એમ શાથી ? એ જ એમ. એ. માં પ્રથમ નંબરે પાસ થનાર, હોળેલા વાળવાળો અને ઉછરતો નાયક ! અને એ જ હાથમાં ટેનિસ-રૅકેટ, બે વેણી, ભૂરી આંખો અને ફેશનેબલ સાડીવાળી નાયિકા અને એ જ મોટી ફાંદવાળા, બોડકા માથાવાળા, જાકિટ પહેરેલા ભાઉસાહેબ દાજીસાહેબ ( આશય એ છે કે નાયિકાના પિતા યા પાલક ), એ જ દીવાનખાનું અને એ જ પ્રિય આરાધનઃ આ બધાથી આજે વાચક વાજ આવ્યો છે. કોઈ કોઈ ઠગારા લેખકો યુગપ્રવાહને અનુસરીને દીવાનખાનું ત્યજીને જરા કારખાનાની સહેલ પણ કરી આવે છે. આમ છતાં તેને દીવાનખાનાની આરામખુરશી પર પાછા આવ્યા વિના નથી ચાલતું. આજે આપણા સમાજમાં એટલા ઉદ્યોગ–ધંધા અને વ્યવસાયો છે કે એના પડઘા અમારા સાહિત્યમાં કેમ નહિ ગુંજી ઊઠતા હોય ? શિક્ષણસંસ્થાઓ, ખેડૂત, જુદી જુદી જાતની જમાતો, કાગળ અને ખાંડનાં કારખાનાં, ચાહના બગીચાઓ, લોઢું, તેલ અને કોલસાની ખાણો, મોટરબસો, વહાણો અને વિમાનો, આ બધાં શું આપણે માટે ઓછાં ક્ષેત્રો છે ? આપણા પ્રાન્તમાં કેટલાય ભાઈઓ દેશ–પરદેશ ફરી આવ્યા છે, પરંતુ પરદેશની પાર્શ્વભૂમિ (Back ground) રાખીને કોઈએ કોઈ નવલકથા કે ટૂંકી વાર્તા લખી છે ? લખી હોય તો પણ ગણી ગાંઠી. વિરાટ સમાજપુરુષનાં વિવિધ અંગો પર લખનાર કુશળ પ્રતિભાવાન લેખકની આજે તો આપણને જરૂર છે.

[ સાંધણ પૃ. ૪૯ને છેડે ]

# ૧૯૪૩ના વર્ષની કાર્યદિશા

આ માસિકે ગયા માસથી નવા વર્ષમાં પ્રવેશ કર્યો છે. જાન્યુઆરીથી શરુ થયેલા તેના નવા વર્ષમાં પુ૦ પ્રવૃત્તિના એક અદના પણ સેવક તરીકે આપણે કંઇક સક્રીય ફાળો આપી શકીએ તે માટે કાર્યતત્પર થવું જોઇએ.

આ નવા વર્ષમાં કઇ કઇ બાબતો પર વધારે લક્ષ આપીને પ્રવૃત્તિને ખીલવી શકીએ કે ખીલવવામાં મદદ કરી શકીએ તે ટૂંકમાં વિચારીએ.

(૧) પ્રથમ તો એટલું જ નક્કી કરવાનું રહે છે કે જો પુસ્તકાલયપ્રવૃત્તિમાં આપણને જરાયે રસ હોય તો એ પ્રવૃત્તિના મુખપત્ર સમું "પુસ્તકાલય" માસિક આવતાં વેંત બીજાં કામ પડતાં મૂકીને સંપૂર્ણ વાંચી જવું; કારણ કે તેના વાચનમાં જેટલો પ્રમાદ સેવાશે તેટલા આપણે પ્રવૃત્તિથી વેગળા રહીશું. પ્રવૃત્તિમાં રોજ ને રોજ થતા ફેરફારોથી વંચિત રહીશું.

(૨) કોઈ અનિવાર્ય કારણસર તમે પુસ્તકાલય પૂરેપૂરું ન વાંચી શકો તો તેમાં આવતા "આવતા માસની કાર્યદિશા, પુસ્તકપરિચય, નવીન ફાલ, ખાતાની સૂચનાઓ, રાજ્ય પુસ્તકાલય મંડળની સૂચના હકીકતો, વગેરે વિભાગો તો ખાસ જોઇ જજો ને અવકાશે આખુંયે માસિક જરૂર વાંચી જવાનું રાખશો.

(૩) પુસ્તકાલયનું કામ તમારા ભાગે આવ્યું છે તેને સેવાકાર્ય સમજીને નિષ્કામભાવે કરવાનું રાખશો તો તે કામમાં તમને અણગમો કે કંટાળો નહિ આવે; કારણ કે નિષ્કામભાવમાં બદલાની આશા જ હોતી નથી. એટલે પુસ્તકાલયના કામમાં તમે આ નિષ્કામ સેવાભાવના કેળવવાનું રાખશો.

(૪) આ ભાવના કેળવ્યા પછી તમને એમાં વિશેષ રસ ઉત્પન્ન થશે. પછી તો એ કામ વેઠ જેવું નહિ જણાય ને એમ થયા પછી તે કામમાં નિયમિતતા લાવી દેવાનું ચૂકશો નહિ. તમારા કામમાંથી રોજની માત્ર પંદર–વીસ મિનિટ જ આ પુસ્તકાલયને આપશો તો પણ બસ થશે ને પુસ્તકાલયનું કોઇ કામ ચઢી નહિ જાય કે પાછળથી ચઢેલા કામના બોજાથી પ્રવૃત્તિમાં કે તેમાં થયેલા રસમાં ક્ષતિ નહિ આવે. માટે પુસ્તકાલયના કામમાં નિયમિતતા લાવજો.

(૫) તમારૂં પુસ્તકાલય તમારા ગામમાં ખૂબ વખણાય, તમારા ગામનો સમાજ તેનો ખૂબ લાભ લેતો થાય, તમારા ગામમાં વધારેમાં વધારે સંખ્યામાં સુંદર ને શિષ્ટ પુસ્તકો વાંચે તેવા વાચકો ઊભા થાય તે માટેના દરેક પ્રયત્નો કરવાનું નક્કી કરજો.

(૬) ગામમાં વાચનપ્રમાણ વધે ને સારાં પુસ્તકો વધારે વંચાય તે માટેની ઘણી જ સરસ યોજના રાજ્ય પુસ્તકાલય મંડળે રજૂ કરી છે ને તે "ગ્રામવાચક મંડળ"ની. આવું ગ્રામવાચક મંડળ સ્થાપો ને વાચનરસિયાઓનાં જૂથ ને જૂથ ઊભાં કરવાને કટિબદ્ધ થવાનું નક્કી કરો. આ ગ્રામવાચક મંડળ સંબંધે વિસ્તૃત વિગતો આપણે આવતા અંકમાં વિચારીશું.

(૭) શિષ્ટ વાચનની પરીક્ષાની યોજનાનો લાભ ન લેતા હો તો તમે જરૂર આ સાલથી લેવાનું નક્કી કરો ને તમારા ગામમાંથી પણ ભણેલા નવયુવકોને આ યોજનામાં રસ લેતા કરો.

(૮) લોકમદદ મળે તે માટે કોઇ યોજના વિચારો. તમારા ગામના સમાજને યોગ્ય પ્રસંગે દાન માટે પુસ્તકાલય એ સુંદર સંસ્થા છે તે વસ્તુ સમજાવી તેમાં દાન આપતા થાય તેવા પ્રયત્ન કરો.

(૯) વસંતપંચમીનો તહેવાર એ પુસ્તકાલય પર્વણીદિન તરીકે ઉજવાય છે. આ દિવસને યોગ્ય પ્રમાણમાં ઉજવો ને તે દિવસે બની શકે તેટલા પ્રમાણમાં લોકમદદ મેળવો. પર્વણી ઉજવીને તમારા ગામના સમાજને-પુસ્તકાલયપ્રવૃત્તિથી કેટલો લાભ છે તે યોગ્ય પ્રયત્નોથી સમજાવો.

(૧૦) તમારામાં રહ્યાંસહ્યાં આળસ કે પ્રમાદને ખંખેરીને તમારા પુસ્તકાલયને ઉત્સાહભર્યાં વાતાવરણવાળું બનાવી મૂકો. પુસ્તકાલયપ્રવૃત્તિ વિષેનાં સુભાષિતો લખી પુસ્તકાલયમાં આવનાર વ્યક્તિની લાગણી વધે તેમ કરો. પુસ્તકાલયના કામકાજને નિયમિત અને વિવેકભર્યું બનાવો. કોઇ વાચક પુસ્તકાલયના વાતાવરણમાં આવીને ખાસ કારણ સિવાય નારાજ ન બને તે જોતા રહો. પુસ્તકાલયમાં આવનાર દરેક વ્યક્તિ કંઇ ને કંઇ જ્ઞાન મેળવીને જાય તે માટેના ઘટતા અને શક્ય હોય તેટલા પ્રયત્નો કરતા રહો.

**વ્રજલાલ દ. મહેતા**

---

[ પૃ. ૪૭નું સાંધણ ]

## વાસ્તવવાદી સાહિત્ય

સમાજમાં બન્યે જતા બનાવોનું યથાવત્ વર્ણન કરવું એનું નામ સાચો વાસ્તવવાદ નથી. એ તો માત્ર "કેટલોગિંગ" છે. સમાજની પરિસ્થિતિના સાચા ઉપચાર, નિદાન ( Diagnosis ) કરનારું સાહિત્ય જ વાસ્તવવાદી સાહિત્ય છે. આજકાલ આપણા લેખકોને જે બીજો રોગ લાગુ પડ્યો છે તે વિવરણભર્યું વર્ણન કરવાનો છે. એક નાયિકાને હાથ પર લઇને તે તેનું નખશિખ વર્ણન કરવા લાગી જાય છે–કેમ જાણે એની જીવિતાવસ્થામાં જ એનું પોસ્ટમોર્ટમ ન કરતા હોય ! આવા લેખકો પોતાની પ્રતિભાનો કિંમતી ભાગ વર્ણન કરવામાં જ વાપરી નાખે છે. અને એ બધું વર્ણન શા માટે, એ વાત જ એ લેખક ભૂલી જાય છે ! આજનો જમાનો કલમના બે–ચાર કૂચડા લગાવીને ચિતરી કાઢવાનો છે. આજે તો લાંબાં લાંબાં વર્ણનો વાંચવાને વાચક પણ તૈયાર નથી હોતો; એ તો એવાં વર્ણનો ટાળી દઇને જ આગળ વધે છે. સાહિત્ય દ્વારા રજૂ કરાતું સમાજજીવનમાંથી પસંદ કરીને, બીનજરૂરી ભાગોની સાફસૂફી કરીને અલગ કરી નાખવું જોઇએ; એ વાત મહેરબાની કરીને લેખક યા વાચક નજર બહાર ન રાખે. સાહિત્યમાં રજૂ કરાતી આવી વાતો વાચ્યાર્થથી નહિ પરંતુ તેનો લાક્ષણિક અર્થ કરીને ઉપાડવી જોઇએ, એ વાત ન જાણવાને લીધે કેટલાયે વાચકો બોલી ઊઠે છે કે વાહ રે સાહેબ ! આ તો તદ્દન અસ્વાભાવિક છે. એવું તો બને જ નહિ. આ જગતમાં તો બનવું અશક્ય જ છે. વગેરે વગેરે. પરંતુ નાટક યા નવલકથા કે ફિલ્મવાર્તાઓમાં આવતાં પાત્રો માત્ર વ્યક્તિ જ ન હોતાં તેઓ તો ખાસ સામાજિક પરિસ્થિતિને પરિણામે નીપજતાં માનવચરિત્રનાં પ્રતીક માત્રજ હોય છે. આપણા વિવેચકો આવી દૃષ્ટિએ એનું અવલોકન કરે એ જરૂરી છે.

# આપણાં સા. પુસ્તકાલયોની લોકમદદ

આપણાં સાર્વજનિક પુસ્તકાલયોની નિભાવણી માટે આજે મુખ્ય ચાર ભાગથી રકમ ભેગી કરવામાં આવે છે. તે અનુક્રમે નીચે પ્રમાણે છે: (૧) લોકમદદ (૨) સરકારમદદ (૩) પ્રાંત પંચાયત મદદ અને (૪) ગ્રામ કે સુધરાઇ પંચાયતોની મદદ.

આ ઉપરાંત પસ્તીવેચાણની રકમ આવે તેનો ઉપયોગ પણ નિભાવણીમાં કરવામાં આવે છે. વળી કેટલાંક પુસ્તકાલયો પોતાની સ્થાનિક વિશિષ્ટ પ્રકારની જરૂરીઆત કોઇ સખી ગૃહસ્થ પાસેથી મેળવી લે છે. આ રીતે આપણાં પુસ્તકાલયો પોતાની નિભાવણી કરે છે.

ચાર વર્ષથી ગામડાં અને કસ્બાઓમાં ફરતાં અને પુસ્તકાલયના કાર્યકરોના પરિચયમાં આવ્યા પછી મને જણાયું છે કે લોકમદદની રકમ ઊભી કરવામાં કવચિત્ વ્યવસ્થાપકોની કે ગ્રંથપાલની શિથિલતા હોવાનું જણાય છે; અને સુધરાઇ કે ગ્રામ પંચાયત મદદ પણ ઓછી આવે છે. આનાં કારણો એ હોઈ શકે કે પુસ્તકાલયની પ્રજામાં તેટલી વ્યાપકતા ઓછી હોવી જોઇએ અથવા તો એ સંસ્થાઓના સંચાલકો પણ આ બાબતમાં પૂરતો રસ લેતા ન હોવા જોઇએ.

સા. પુસ્તકાલયો તો જ્ઞાનપ્રચારની પરબો છે. એ જ્ઞાનને ફેલાવાનો વહીવટ કરનાર ફુરસદના વખતે પોતાની સેવાઓ ગામને માટે સ્વેચ્છાએ આપનારા હોવા જોઇએ. ગામના પુસ્તકાલયના ગ્રંથપાલ કે મંત્રી જે મોટે ભાગે શાળાના શિક્ષક હોય છે તે પણ સારી રીતે સમજે છે કે **લાખ મળવાના નથી અને લખપતિ થઇ ઉદાર સખાવતો કરવાનું આપણા ભાગ્યમાં નથી, જેથી આ જ્ઞાનસદાવ્રતનું કાર્ય ઉદાર ભાવે કરવું** કે જેથી જનતામાં જેમને એ પ્રિય હોય તેવા પ્રત્યેક વાચક પાસેથી તેની સ્થિતિ અનુસાર ફૂલ નહિ ને ફૂલની પાંખડી મદદ મેળવવી અને પુસ્તકાલયને જીવન્ત રાખવું અને તેના ધારાધોરણો પ્રમાણે વહીવટ કરવો.

લોકમદદ ઊભી કરવી એ મહત્ત્વનો પ્રશ્ન આવા કાર્યકરો માટે છે. દર વર્ષે જેટલી લોકમદદ ઊભી કરીએ તે ઉપર જ સરકારપંચાયતમદદ કે સુધરાઇ કે ગ્રામપંચાયતમદદ મેળવવા પાત્ર ઠરીએ છે. સાર્વજનિક પુસ્તકાલયોના નિયમોથી ઠરેલું છે કે લોકો પોતે યોગ્ય ફાળાથી, ઊઘરાણાથી, દાનરૂપે અગર લવાજમ કે ઇતર પ્રયોગોથી જે લોકમદદ ઊભી કરે તેની નીમે રકમ કાયમનિધિ ખાતે લઇ જઈ બાકીની નીમે રકમ ઉપર ગામડું હોય તો રૂપિયા સો સુધી અને કસ્બો હોય તો રૂપિયા ત્રણસો સુધી અને પ્રાંતનું મુખ્ય સ્થળ હોય તો રૂપિયા સાતસો સુધી સરકાર અને સવડ હશે તો પ્રાંત પંચાયતોની મદદ મેળવી શકશે અને વિશેષમાં સુધરાઇઓ કે ગ્રામ પંચાયતો પણ તેટલી જ મદદ આપી શકશે.

હવે આપણે લોકમદદ કેવી રીતે ઊભી કરીએ છીએ તે વિષે થોડો વિચાર કરીએ.

લોકમદદમાં હાલ તો નીચેની બાબતોનો સમાવેશ કરવામાં આવે છેઃ—

(૧) લગ્નપ્રસંગોએ મળતી મદદ, (૨) ઇતર સામાજિક પ્રસંગોએ મળતી મદદ, (૩) પુસ્તકાલય પર્વણીદિનની ઊજવણી, (૪) સામાન્ય ધોરણ ઠરાવી મેળવવામાં આવતી મદદ (લવાજમ કે તેવી જ બીજી રીતે), (૫) ગામાત ઉચક રકમથી, (૬) કાયમનિધિનું વ્યાજ; અગર ઇતર રીતે રોકવાથી આવેલું ઉત્પન્ન.

## લગ્નપ્રસંગોની મદદ

આ ઊધરાવવાની મદદ સંબંધે ગામડાં અને શહેરોમાં ફરતાં જણાયું છે કે ઉજળીઆત વસ્તીના લગ્નપ્રસંગોએ જ આ મદદ મોટે ભાગે ઊધરાવાય છે. તેમાં બે પ્રકાર છે: એક તો કેવળ મરજીઆત, જ્યારે બીજો કેટલીક પ્રથાથી ફરજીઆત જેવો છે. ખાસ કરીને પાટીદાર કોમોનાં લગ્નોમાં સામાન્યતઃ તમામ ગામોમાં લગ્ન વખતે 'ગામતળિયું' ચૂકવતી વખતે ગામની ધર્માદા તેમ જ સાર્વજનિક સંસ્થાઓ માટે વરપક્ષ પાસેથી રકમો લેવાય છે. તેમાં રકમ ભરવાની મરજીઆત હોય છે અને તે વરપક્ષની સ્થિતિ અને સામાજિક પ્રતિષ્ઠાના પ્રમાણમાં મદદ આપે છે. આ ઉત્પત્તિ પર જ કેટલાંક ગામોમાં (લગભગ ૬૦ ટકા જેટલાં ગામોમાં) પુસ્તકાલયો ચલાવવામાં આવે છે. આથી જે વર્ષે ઊજળીઆત કોમમાં વધુ લગ્નો તે વર્ષે વધુ લોકમદદ ઊભી થઇ શકે છે અને જે વર્ષે ઓછાં લગ્નો તે વર્ષે ઓછી લોકમદદ ઊભી થઇ પુસ્તકાલયની સામાન્ય નિભાવણી ચાલે છે. આવાં ગામડાંએ આ મદદ ઉપરાંત બીજી રીતે વ્યાપક યોજના કરી મદદ મેળવવી જોઇએ અને વસ્તીના પ્રમાણમાં અમુક રકમ દર વર્ષે કાયમનિધિમાં લઈ જવા અને અમુક રકમ પર સરકારપંચાયતમદદ મેળવવા નિરધાર કરવાની આવશ્યકતા છે.

માત્ર લગ્નપ્રસંગોથી નભતાં પુસ્તકાલયોમાં પક્ષભેદ પણ પડે છે. સામાજિક તડોની અસર આવા જ્ઞાનપ્રચારના કાર્યમાં ચાલે છે અને કેટલીક વખત તો વરપક્ષ તરફથી રિવાજ મુજબ વસુલ લેવાયલી રકમ પણ સ્થાનિક પુસ્તકાલયના કાર્યકરોને લગ્નના કારભારીઓ આપતા નથી. પરિણામે પુસ્તકાલયોમાં અંદાજપત્ર બનાવતી વખતે વાંધા પડે છે.

ઉપરની પરિસ્થિતિઓ હવે ત્રીસ વર્ષ પછી ટળવી જ જોઇએ. સમાજમાં આજે જે ત્રીસ વર્ષ ઉપરાંતના યુવાન છે તે એમ સમજી શકે છે કે પોતાના ગામના પુસ્તકાલયની નિભાવણી કરવામાં તેણે સક્રિય ફાળો આપવો જ જોઇએ; અને તે સ્વેચ્છાપૂર્વક બહુલું જોઈએ. આ રકમ લગ્નના કારભારીઓ મારફત જ મેળવવાની વૃત્તિ જો ગામડાંમાં મંત્રી કે વ્યવસ્થાપકોની હોય તે ત્યાજ્ય થવી જોઇએ. વરપક્ષના મુખ્ય ચાલકોની રૂબરૂમાં જઇ સંસ્થાની હકીકત સમજાવી ફૂલ નહિ ને ફૂલની પાંખડી મેળવવી જોઇએ; અને જરૂર પડે પોતાનું પુસ્તકાલય પણ તેમને બતાવવું. આમ થવાથી ઉદાર વૃત્તિવાળા સજ્જન મહેમાનો ધાર્યા કરતાં વધુ મદદ આપશે. આ ઉપરાંત કન્યાપક્ષમાં પણ એ શુભ અવસર નિમિત્તે થોડું દાન મેળવવાની વૃત્તિ ઊભી થવી જોઇએ. લગ્ન એ બન્ને ઘર માટે માંગલિક પ્રસંગ થયો. અને પુસ્તકાલય એ સ્ત્રીપુરુષ બન્નેના કલ્યાણનું એકસરખું ઉપયોગ માટેનું ક્ષેત્ર છે. માટે કન્યાના માંડવેથી પણ દાનની રીતે કન્યાપક્ષ તરફથી મળવું જોઇએ. કેટલાક કહે છે કે કન્યાપક્ષે આવો કર ન હોય. અહીં મોટી ભૂલ થાય છે. આ કોઈપણ પ્રકારનો કર નથી, પણ જેમ દેવદર્શન કરાવી આપણે ફૂલ નહિ અને ફૂલની પાંખડી દેવ આગળ મૂકીએ છીએ, તેવી જ રીતે સરસ્વતીદેવીના આ ઉપાસકો અને પ્રચારકોને સરસ્વતી નિમિત્તે કંઇ દાન આપવું એ આપણી આર્યધર્મની ઉચ્ચ પ્રણાલિકાને અનુસરવી જોઇએ. ક્રમશઃ આ પ્રયોગ આપણે થોડા

સમજુ માણસો દ્વારા દાખલ કરીશું. એટલે સમય જતાં તે વધારે વ્યાપક થઈ સારી મદદ મેળવી આપશે એ નિઃશંક છે. લગ્ન વખતે આપણે બ્રહ્મભોજન, જ્ઞાતિભોજન તેમ જ વ્યાવહારિક અનેક રૂઢિઓ કન્યાપક્ષના લોકો પાસે માગીએ છીએ તે કરતાં આ લગ્નપ્રસંગે સરસ્વતીપૂજન નિમિત્તે થોડું દાન મેળવવામાં જો જનતામાં જ્ઞાનપ્રચારનું કાર્ય કરીએ તો સારી મૂડી આ પ્રસંગો દ્વારા ઊભી કરી શકીએ એ નિઃશંક છે.

## ઇતર સામાજિક પ્રસંગો

ઇતર સામાજિક પ્રસંગોએ દાન મેળવવાની પ્રથા ઘણી ઓછી છે. પરંતુ વડીલનું નામ રાખવા અગર પોતાના કોઇ પ્રિયજન ( પત્ની કે પુત્ર )ના અવસાન નિમિત્તે તેની યાદગીરીમાં પુસ્તકાલયને વિશિષ્ટ પ્રકારની મદદ મળે છે. અને તે દ્વારા પુસ્તકાલયોનાં મકાનો, વધારાના ભાગો, તથા બાળ કે મહિલા વિભાગો જુદા પાડવા સંચાલકો પ્રયાસો કરે છે; અને તેટલે અંશે પ્રજામાં સામાજિક રૂઢિમાંથી મુક્ત થવાની પ્રેરણા જાગ્રત થવા લાગી છે. પ્રેત-ભોજન પાછળ હજીએ કેટલાંક ગામડાંમાં પુષ્કળ નિરર્થક ખર્ચ થાય છે. સ્વેચ્છાપૂર્વક કોઈ ઉદાર સદ્દગૃહસ્થ પોતાની પાસે પુષ્કળ મૂડી હોવાથી આવાં અનેક સાર્વજનિક કાર્યો કરવા ઉપરાંત પોતાના નજીકના કુટુંબીઓ કે આધાર રાખનાર ગરીબ પ્રજાને જમાડે તે સામે વાંધો નથી, પણ રિવાજ પડી જાય ગરીબ માણસો પાસે પણ નાતિલાઓ પ્રેતભોજન જેવાં હાનિકારક કાર્ય કરાવી તેની પાયમાલી નોતરે છે. એના જેવું બીજું સામાજિક અધઃપતન શું હોય ! ગામડાંમાં અનિચ્છાએ કરવા પડતા આવા ખર્ચો મેં પોતે જોયા છે અને સારા કહેવાતા ભણેલાગણેલા માણસો દંભપૂર્વક તેમાં રસથી કાર્ય પણ કરે છે.

પુસ્તકાલયના સંચાલકોએ આવા ખર્ચાળ અને સામાન્ય જનતાને હાનિકારક રિવાજો નાબુદ કરવા પોતે ઝુંબેશ ઊઠાવવા તૈયાર થવું જોઇએ. પુસ્તકાલયમાં કામ કરનાર હરેક વ્યક્તિએ સમજવું જોઇએ કે પોતે સામાજિક કાર્યમાં યથેચ્છ ફાળો આપવાની શુભ ભાવનાથી જ્ઞાન પ્રચારના કાર્યમાં પરોવાય છે. સમાજની રૂઢિઓ આજે આપણને અંદરના ભાગમાંથી કોરી રહી છે. આપણું સ્થાન બહાર દેખાવ ખાતર રાખવા જતાં આપણે ખોટા ખર્ચમાં ઊતરવું પડે છે. તો તેવા ખર્ચો અટકાવી તે માટેની મદદ પુસ્તકાલય, ગરીબ બાળકોને પુસ્તકદાન, મોંઘવારીમાં નિરાધાર ગરીબોને સાદું અન્નદાન, તેમજ ગરીબોને કામગીરી મળે તેવા કાર્યમાં યોજવાં જોઇએ. પુસ્તકાલયોના સંચાલકો આ બાબતમાં પણ ગામડામાં માર્ગદર્શન કરે છે અને કરશે જ એવી મારી ખાતરી છે. મદદ મેળવવા જેવા ઇતર પ્રસંગો તે નીચે પ્રમાણે છેઃ—

(૧) મરણપ્રસંગે પ્રેતભોજન બંધ કરાવી તે નિમિત્તે (૨) મરણ બાદ વ્યક્તિની યાદદાસ્ત નિમિત્તે (૩) પુત્ર કે પુત્રીના જન્મપ્રસંગે (૪) દત્તવિધાન જેવા પ્રસંગે (૫) ધાર્મિક પ્રસંગો અને પર્વોએ તેવા ધર્મ કે પર્વમાં ખાસ માનનાર વ્યક્તિઓ પાસેથી (૬) છોકરાને શાળામાં ભણવા બેસાડતી વખતે.

આશા છે કે ઉપરના પ્રસંગોએ દાન મેળવવા વ્યવસ્થાપકો પ્રસંગો મળતાં ઘટતું કરશે

પુસ્તકાલયો માટે ગામડામાં લોકમદદ ઊભી કરવા માટે પુસ્તકાલયપર્વણી દિન એ અતિ અગત્યનો મહોત્સવ છે. આ દિવસે પુસ્તકાલયને લોકપ્રિય બનાવવા, બાળકો અને બહેનોમાં તેની પ્રિયતા વધારવા પુસ્તકાલયના હિતચિંતકો અવશ્ય પ્રયાસો કરી શકે. સામાન્ય રીતે આ દિવસનું મહત્ત્વ એ એક જ્ઞાનદાન, વિદ્યાદાનના મહત્ત્વ જેવો સામાન્ય જનતામાં ગણાવો જોઈએ. લોકોમાં પુસ્તકાલય એ આમજનતાની વિદ્યાપીઠ છે. એ ત્યારે જ શકય થઈ શકે કે જ્યારે દરેક ભણેલા અને સમજુ અભણોમાં પુસ્તકાલયના શુભ હેતુનો સંચાર થઈ શકે. આજે આપણે જોઈએ છીએ કે થોડા વાર્તારસિકો કે વર્તમાનપત્રો વાંચનાર અને તેનો તાત્કાલિક લાભ ઊઠાવનારાઓમાં પુસ્તકાલય પોતાનો પ્રભાવ જમાવી શકયું છે, પણ ખરેખર એ સાચી જનપ્રિય સંસ્થા હજી બનતી નથી. જ્યારે સામાજિક પ્રસંગોએ બીજી રીતે દાન આપવાની પ્રથા બદલી જ્ઞાનદાન તરફ વૃત્તિ કેળવાઈ ધીરે ધીરે લોકો એ સંસ્થા પોતાની મેળે ચલાવી શકે તેવી રીતે સ્વતંત્ર થવા તૈયાર થાય અને આખો સમૂહ એ પ્રમાણે તેમાં મોજાય ત્યારે જ સાર્વજનિક પુસ્તકાલય ખરેખર લોકપ્રિય થયું ગણી શકાય.

**પુસ્તકાલયપર્વણી દિન**

દર વર્ષે પુસ્તકાલય પર્વણીદિન ઉજવવા પ્રત્યેક પુસ્તકાલયના કાર્યકરોએ પોતાના વાચકો દ્વારા પ્રયાસ કરવો જોઈએ. અભણ માણસોમાં સુવિચારોનો ફેલાવો થાય તે માટે એ દિવસે સચ્ચરિત્રવાચન, ધાર્મિક અગર નૈતિક વાચન વાંચવું જોઈએ. સસ્તા સાહિત્ય તથા ગુજરાતી પ્રેસ તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાંથી પસંદ કરી બોધ, આખ્યાન, તેમ જ ધાર્મિક ગ્રંથોના વાચનનો પ્રચાર કરવો ઇષ્ટ છે. જ્યાં મુસલમાન ધર્મના વાચકો વિશેષ હોય ત્યાં તેમના ધાર્મિક ગ્રંથોમાંથી ઉચ્ચ પ્રકારના વિચારો ફેલાવનારા સાહિત્યના વાચનનો ફેલાવો થાય એ જરૂરનું છે. વળી જીવનચરિત્રમાં સાધુ સંતોનાં–મહાત્માઓનાં, તેમ જ દેશસેવકોનાં જીવનવાચનનો શોખ પ્રજામાં જગવી એ નિમિત્તે દાન મેળવવા લોકોને સમજાવવામાં આવે તો ફૂલ નહિ ને ફૂલની પાંખડી અવશ્ય દરેક આપશે. **જ્યાં સુધી સામાન્ય માણસ એમ સમજે છે કે અમારા હિત માટે આ નાણાં વપરાતાં નથી ત્યાં સુધી તે દાન આપવા તૈયાર થશે નહિ.** ત્રીસ વર્ષના ગાળા પછી પણ પર્વણીદિન નિયમિત ન ઉજવાતો થાય, લોકોમાં તે પવિત્ર પર્વ ન ગણાય ત્યારે સમજવું કે પુસ્તકાલયના કાર્યકરોએ જોઈતા સેવાભાવે પ્રચારકાર્ય કર્યું નથી. આશા છે કે આ દિવસ સારી રીતે ઊજવી તે નિમિત્તે કાર્યવાહકો દાન ઊઘરાવશે.

**સામાન્ય ધોરણ ઠરાવી ઉઘરાવવાની મદદ**

કેટલાંક ગામો અને કસ્બામાં ઉપર પ્રમાણે એક યા બીજી રીતે લોકમદદ ઊઘરાવવા છતાં જોઈતી મદદ માટે પુસ્તકાલયના વહીવટમાં ખાસ રસ લઈ શકે તે હેતુથી તેના સભાસદો બનાવવાની યોજના લાગુ પાડવામાં આવે છે. ખાનગી લવાજમી પુસ્તકાલયો અને આપણાં સાર્વજનિક પુસ્તકાલયોમાં લવાજમી પદ્ધતિમાં ફેરમાત્ર એટલો છે કે ખાનગી લવાજમ પુસ્તકાલયોમાં માત્ર લવાજમ ભરનારા જ તેનો ઉપયોગ કરી શકે છે, જ્યારે સાર્વજનિક પુસ્તકાલયોમાં તો હરકોઈ માણસ તેનો ઉપયોગ કરી શકે. માત્ર પુસ્તક ખોવાઈ ન જાય તે માટે ઘટતી તકેદારી રાખવામાં આવે છે.

ધીરે ધીરે આ લવાજમી પદ્ધતિનો આશય એ છે કે છેવટે ગામની સમગ્ર પ્રજા તેમાં લાભ લેતી થાય અને પોતાની સ્થાનિક સુધરાઇ કે ગ્રામ પંચાયતને તેની સંપૂર્ણ નિભાવણી માટે ફરજ પાડી શકે કારણ કે એ સંસ્થાઓના કાર્યવાહકો જેઓ પ્રજામાંથી જ ચુંટાઇને જાય છે તેઓ સમજી શકે કે શારીરિક આરોગ્ય માટે જેમ ખર્ચ કરવાની સંસ્થાને ફરજીઆત જરૂર છે તે જ પ્રમાણે માનસિક તંદુરસ્તી સાચવવા માટે પણ સ્થાનિક સંસ્થાએ તેને ઉપાડી લેવાની ફરજ છે.

વડોદરા રાજ્યના વડોદરા તાલુકાના એક નાના સરખા સમસાબાદ નામના ગામડામાં ત્યાંની પ્રજાએ પુસ્તકાલય માટે એક સ્વેચ્છાથી કર ઊભો કર્યો છે, જેમાં પ્રત્યેક ખેડૂત પોતાના મુખ્ય પાકના દર ધડી વજન પર એક પાશેર પુસ્તકાલય માટે દાન મેળવે છે. આ ગામે વળી વર્તમાનપત્રો માટે પોતાના જ ઉત્પન્નમાંથી વ્યવસ્થાપકો ખર્ચ કરે છે, જ્યારે પુસ્તકોના ખર્ચ માટે સરકારપંચાયત મદદ મેળવે છે. મને ખાતરી છે કે જ્યારે ગામડામાં આવી ભાવના જાગ્રત થશે ત્યારે પુસ્તકાલયોને સરકારપંચાયત મદદ મેળવવાની વધુ આવશ્યકતા રહેશે નહિ.

### ગામાત રકમોમાંથી મદદ

**ગામાત્ રકમ**

કેટલાંક નાનાં ગામડાંઓમાં ગામના ઈતર ખર્ચ માટે ઉપર જણાવ્યા જેવી યોજના હોય છે. આ ઉત્પન્નમાંથી ગ્રામરક્ષણ, સીમરક્ષણ, સદાવ્રત, ગામાત્ દાન, કે સંમેલનોના ખર્ચો પડે છે. આવા ઉઘરાણામાંથી સમજુ શિક્ષક મંત્રીઓ લોકોને સમજાવી એ રકમમાંથી રકમ મેળવે છે. આ રકમ કેટલેક સ્થળે અયોગ્ય રીતે વધારે ખર્ચાય છે; કારણ, ગામડામાં આ રકમનો વહીવટ વાણીઆ કે આગેવાન માણસો પાસે હોઇ તેનો હિસાબ જનતાની જાણ માટે પ્રસિદ્ધ થતો નથી. જેમ જેમ આ પ્રવૃત્તિ સુધરતી જશે અને જો આ સામુદાયિક ઉઘરાણાં ચાલુજ રહેશે તો તેમાંથી યોગ્ય ફાળો જરૂર પુસ્તકાલયોને મળતો રહેશે. ગ્રામ યુવકોને આવા ઉઘરાણા વખતે પુસ્તકાલય માટે રસ લઇ આવા જ્ઞાનયજ્ઞમાં યોગ્ય ભાગ મેળવવા પ્રયાસો કરશે એવી આશા છે.

**કાયમનીધિનું ઉત્પન્ન**

કાયમનિધિ ઊભી કરવાની નીતિ શ્રીમંત સરકારે દાખલ કરી છે. કારણ કે પુસ્તકાલયો નિભાવવાં એ સરકારની ફરજ ગણી શકાય નહિ; પણ તે ફરજ સ્થાનિક સંસ્થાઓની છે–પ્રજાની છે. પણ આપણા ઉદાર શ્રીમંત મહારાજા સાહેબે પુસ્તકાલયોને મદદ આપવાની નીતિ, તેઓ ભવિષ્યમાં પગભર થાય એ હેતુથી ઉદાર રીતે મદદ આપવાનું સ્વીકાર્યું છે; અને તેથી જ સંચાલકોને ફરમાવવામાં આવે છે કે જેટલી રકમ તેઓ ઊભી કરશે તેની નીમે રકમ અનામત ખાતે મદદ મેળવતા પહેલાં મૂકવી પડશે. પરંતુ કેટલેક સ્થળે આ રકમ પ્રમાણમાં મુકાતી નથી એટલુંજ નહિ પણ એ રકમનો ઉપયોગ લોકમદદ તરીકે કરવા લલચાય છે. ખરેખર, આમાંથી ઉપાડેલી રકમ ઊભી કરેલી જે તે વર્ષની લોકમદદ ગણી શકાય નહિ. આશા છે કે આ બાબત પુસ્તકાલયોના સંચાલકો વિચાર કરશે અને આ રકમ કે તેના ઉત્પન્નનો ઉપયોગ બનતા સુધી તેઓ સરકારમદદ મેળવવા માટે ઉપયોગ નહિ કરે. આ બાબતમાં આપણે આવતા અંકમાં સવિસ્તર ચર્ચા કરીશું.

ભીમેદભાઇ મોતીભાઇ પટેલ

# ફરતા પુસ્તકાલયની એક સક્રિય યોજના

મુંબઇમાં માધવબાગ નજીક એક પુસ્તકાલય છે. એનું નામ : શ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરી-એના મંત્રી તરફથી પુસ્તકાલયનો આપ-લે વિભાગ તેમ જ વાચનાલય વિભાગ ઠીક સાહિત્યસમૃદ્ધ છે. એ પુસ્તકાલયનો એ લત્તાના તેમ જ ઇતરન્ત્યાં થઇને જતા આવતા-લોકો ઠીક લાભ લે છે. પરંતુ વાચનપ્રચારને વધુ વિસ્તૃત બનાવવા માટે તેના સંચાલકો તરફથી નીચેની એક વ્યવહારૂ યોજના અમલમાં મૂકવામાં આવી છે. આપણાં કસ્બા તેમ જ મકાનવાળાં પુસ્તકાલયો જો આવી કંઈક યોજના વિચારી તેનો અમલ કરવા પ્રયત્ન કરે તો વિશેષ વિસ્તૃત વાચનપ્રચારનો લાભ જાહેર જનતાને આપી શકાય.

આશા રાખીએ, આ યોજના પરથી થોડાંક પણ પુસ્તકાલયો આવી કંઇક યોજના વિચારશે.

---

(૧) ફરતા પુસ્તકાલયના લીધે પુસ્તકો વાંચવાની એવી રીતની સગવડતાઓ મળી શકે છે દરેક લેખકનાં જુદાં જુદાં પુસ્તકો વાંચવા ઇચ્છા હોય છતાં જનરલ પુસ્તકાલયમાંથી વખતસર મળી શકતાં નથી, જ્યારે ફરતા પુસ્તકાલયમાં એક પછી એક મળી શકે છે એટલે વાચન મોકુફ રાખવું પડતું નથી અને ફરતાં પુસ્તકાલયનાં પુસ્તકો કુટુંબના સઘળા માણસો એકી વખતે વાંચી શકે અને તેના સંબંધમાં વિચારની આપ-લે કરી શકે એટલે તેના લીધે વિચાર કરવામાં વધારો થાય.

(૨) ફરતા પુસ્તકાલયમાંની પેટીઓમાં પુસ્તકોની ગોઠવણ બે રીતે થઇ શકે છે અને બન્ને રીતો જુદી જુદી છે. કેટલાક એમ માને છે કે દરેક પેટીમાં જુદા જુદા લેખકોનું એકેક પુસ્તક રાખવું જોઇએ જેથી એક જ લેખકનાં પુસ્તકો સામટાં વાંચવાથી કંટાળો ન આવે. અને કેટલાક એમ માને છે કે જો એક જ લેખકનાં બધાં પુસ્તકો સામટાં એક પેટીમાં હોય તો એક જ લેખકનાં બધાં પુસ્તકો એકી વખત વાંચી શકાય અને તેથી લેખકની લેખનશૈલી વગેરે વધારે સારી રીતે સમજી શકાય.

(૩) પુસ્તકો માટે પેટીઓ નાના માપની જીવનચક્રની બેગના જેવી બનાવેલી હોય તો કોઈ પણ પેટી ઊંચકીને સાથે લઇ જઇ શકાય એટલે કંઇપણ વધુ ખર્ચ લઇ જનારને થાય નહિ. વળી તેમાં પુસ્તકોની સંખ્યા આઠથી દશ હોય તો પંદરથી વીસ દિવસમાં પેટી પાછી મોકલાવી શકાય. આના લીધે પુસ્તકોની ફેરબદલી સારા પ્રમાણમાં જલદીથી થઇ શકે. માટે જ્યાં નવી પેટીઓ ખરીદવી પડે ત્યાં તે સૂચના જરૂરી છે. આ પ્રમાણે તેવી પેટીઓ મુનિશ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરી તથા મુંબઇ જૈન યુવક સંઘ તરફથી ખરીદેલી છે અને તેમાં પુસ્તકો રાખવાની ગોઠવણ કરેલી છે.

(૪) મુનિશ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરી, માધવબાગના ફરતા પુસ્તકાલયને સદ્દગત અ. સૌ. મૂળીબહેન બો. ઝવેરીની યાદગીરીમાં રૂા. ૧૦૦૦) અંકે એક હજારનાં દાનનાં પુસ્તકોના પચાસ સેટ ભેટ તરીકે મળેલા છે. તેની પેટીઓ ત્યાંથી ડિપોઝીટની રકમ ભરીને પુસ્તકો મફત વાંચવા સારૂ મળી શકે તેવી ગોઠવણ છે. તેમ જ બીજી કેટલીક પેટીઓ યુવક સંઘમાંથી પણ મળી શકે અને ભગિની સમાજમાંથી પણ મળી શકે કે જ્યાં પણ દશથી બાર સેટ ઉપર પ્રમાણે ભેટ તરીકે આપેલા છે.

(૫) મુનિશ્રી મોહનલાલજી જૈન સૅન્ટ્રલ લાયબ્રેરીના ફરતા પુસ્તકાલયમાં દરેક જાતના જ્ઞાન સંબંધી પુસ્તકોની પસંદગી કરેલ છે; એટલે કે તેમાં નવલકથાઓ, નાટકો, કાવ્યો, ઇતિહાસ, ધાર્મિક વિષયોનાં પુસ્તકો, વેપાર, વિજ્ઞાન, ફીઝીકલ કલચર, આર્ટ્સ તથા આરકીટેકચર, મિથ્સ તથા લિજેન્ડસ અને પિકચર આલ્બમ્સ વગેરે ગુજરાતી, હિન્દી, સંસ્કૃત, મરાઠી, અંગ્રેજી પુસ્તકોનો સમાવેશ કરેલો છે; તેમ જ કેટલાંક કિંમતી પુસ્તકો પણ મૂકેલાં છે, જેના વાચનથી વાંચનારને દરેક જાતની માહિતી મળી શકશે અને વીસ રૂપિયાની ડિપોઝીટ આપ્યાથી એક હજાર રૂપિયાનાં પુસ્તકો વાંચવાનો લાભ લઇ શકાય. વળી ડિપોઝીટની રકમ તો વાંચનારને પાછી મળવાની છે, એટલે માત્ર પુસ્તકો લઇ જવા તથા પાછા આપવાની મહેનત લેવા તથા વાંચવાનો શ્રમ લેવાની જરૂર છે. કોઇ પણ જાતની મેમ્બરશીપની ફી નથી એટલે મફત વાંચવાનો શોખ થાય અને જાહેર જનતા તેવા વાંચનનો લાભ લે તેટલો ઉદ્દેશ છે, તો જાહેર જનતા તેનો જરૂર લાભ લે એવી આશા રાખી શકાય.

(૬) જુદા જુદા લેખકોનાં પુસ્તકોવાળી પેટીઓ મુંબઇ જૈન યુવક સંઘ, ધનજી સ્ટ્રીટમાંથી તેમ જ ભગિની સમાજમાંથી મળી શકે તેમ છે અને એક જ લેખકનાં બધાં પુસ્તકો એક જ વખતે વાંચવા જોઇએ તો તેવી પેટીઓ મુનિશ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરી, બાબુલબાગમાંથી મળી શકે તેમ છે. મુંબઇ જૈન યુવક સંઘ તથા મુનિશ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરીમાંથી જૈન તથા જૈનેતર બધાને મળી શકે છે અને ભગિની સમાજમાં તે સંસ્થાના મેમ્બરોને પેટીઓ આપવાની ગોઠવણ છે તેમજ પેટી લઇ જનારા જાહેર જનતાને વાંચવા સારૂ આપી શકે.

(૭) જુદા જુદા વિષયવાર પણ થોડી પેટીઓ તૈયાર કરેલી હોય તો તેવા વિષય પર વાંચનારાઓને વાંચવાની સરળતા પડે તો તેવી રીતે પણ કેટલીક પેટીઓમાં પુસ્તકોની ગોઠવણ થઇ શકે છે અને તે પ્રમાણે મુનિશ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરીમાં કરેલી, છે.

(૮) મુનિશ્રી મોહનલાલજી સેન્ટ્રલ લાયબ્રેરીમાં પુસ્તકો અને પેટીઓ વધારે સંખ્યામાં છે એટલે જુદા જુદા લત્તાવાળાને એમના લત્તાની સંસ્થામાંથી પુસ્તકો વંચાઇ રહે તો પછી ત્યાંની ડિપોઝીટ પાછી લે તે જ ડિપોઝીટ પાછી ઉપરની સંસ્થામાં ભરી અને મુનિશ્રી મોહનલાલજી સેન્ટ્રલ લાયબ્રેરીમાંથી બીજી પેટીઓનાં તે જ લેખકોનાં પુસ્તકો વાંચી શકે તે બાબતની રીતસર નોટિસ જુદી જુદી સંસ્થાઓ નોટિસ બોર્ડ પર મૂકી રાખે તો વાચનારને સગવડતા પડે અને વાચન ચાલુ રહી શકે. પુસ્તકોની પેટીઓ કોઇ પણ સંસ્થાને પાછી મળેથી તે સંસ્થાની ડિપોઝીટ રકમ પાછી મળી શકે છે. ફરતા પુસ્તકાલયના સારૂ મેમ્બર ફી કાંઇ પણ નથી એટલે મફત વાંચનાલય છે તેની નોંધ લેવી જરૂરી છે.

(૯) સારી આર્થિક સ્થિતિવાળા માણસો જો પુસ્તકોના વાચન પછી પુસ્તકો કબાટમાં શોભા તરીકે ન રાખે અને પુસ્તકાલયમાં ભેટ આપે તો જાહેર જનતાના ઉપયોગમાં વધારો થાય. વળી તેઓ નવાં નવાં પુસ્તકો અવારનવાર ખરીદી શકે અને પોતાનું વાચન પણ વધારી શકે. તેમ જ પુસ્તકાલયને પુસ્તકોની ભેટ મળવાથી દર વર્ષે વધારો થાય તેમ જ ઉપયોગી પુસ્તકો ખરીદવામાં નાણાંની મદદ કરી શકાય. આ બધી બાબતો જાહેર જનતાનો વિચાર કરવા સારૂ જણાવેલી છે અને તે વાંચી તેના ઉપર વિચાર કરવો જોઇએ; પુસ્તકોનો ઉપયોગ થવો જોઇએ અને તે પ્રમાણે થાય તો જરૂર વાચન આગળ ધપાવી શકાય અને તેનો લાભ પણ લઈ શકાય.

---

# તર્પણ

વડોદરાથી છેલ્લાં પાંચ-છ વર્ષ થયાં "સુવાસ" નામક શિષ્ટ સાહિત્ય આપતું એક ગુજરાતી માસિક પ્રસિદ્ધ થતું હતું. તાજેતરમાં જ રેનું પ્રકાશન બંધ થયું છે. એ માસિકમાં આવતા વિદ્વત્તાભર્યા તેમ જ વિચારપ્રચુર લેખો અને તેની તંત્રીનોંધો ખાસ વંચાતી. એના તંત્રી-સંપાદક-શ્રી. ચિમનલાલ સંઘવીએ મૃત્યુને નોતરી પોતાના જીવનનો અંત આણી અનંતનો આશ્રય લીધો છે. એમના જ એક નિકટ મિત્રે એમને તર્પણરૂપે આપેલો અલ્પ પરિચય તે અહીં પ્રસિદ્ધ કર્યો છે.

ગુજરાતી સાહિત્યાકાશના એ એક આશાદાયી તારક હતા. એઓ એમની દીપ્તિનો પ્રકાશ જનતાને આપે તે પહેલાં વિલય પામી ગયા છે. પ્રભુ! સદ્ગતના આત્માને શાંતિ અર્પો, એ જ તે પરમનિયંતા પ્રત્યે પ્રાર્થના.

" Full many a jem of purest ray serene,
The dark unfathom careis of ocean bear;
Full many a flower is borne to blush unseen,
And waste its sweetness on the desert air. "

—*Grey*

ગઇ પોષ સુદ ૧૩ ને દિવસે સાહિત્યસાગરના અગમ્ય પેટાળમાં છુપાયેલા એક અણજાણ્યુ હીરાનાં અંતિમ વચનો જગતને સોંપડયાં. એ હતો જીવન, સ્નેહ, સત્ય, સ્વાતંત્ર્ય ને સ્વમાનને ચાહનારો. " નીતિ અને શક્તિહીન રચાયેલી ભૂમિમાં તેણે જીવન, સ્નેહ, સત્ય, સ્વાતંત્ર્ય ને સ્વમાનને જોખમાતાં જોયાં; જ્યાં જ્યાં તે ગયો ત્યાં ત્યાં દશે બાજુ બહુધા તેણે અનીતિ, અનાચાર, અસત્ય, દંભ, સ્વાર્થાંધતા, દાસત્વ ને મિથ્યાભિમાનનું વાતાવરણ પથરાયેલું જોયું, અશ્રુ અને સંતાપથી તેનું જીવન કોરાઇ ગયું. વાતાવરણને વિશુદ્ધ બનાવવાના તેના સર્વ પ્રયત્નો અર્ધહાંસીપાત્ર નીવડી પાછા તેની છાતી ઉપર અથડાતા હતા. છેવટ તેને પરમાત્માની અનંત ગોદ સિવાય અન્ય કોઇ વિશ્રામસ્થાન ન મળ્યું.

તેની કર્તવ્યપરાયણતા અવિરત હતી, વિશ્વમાં કોઇના પ્રત્યે તેને અભાવ, દ્વેષ કે ફરિયાદ નહોતી; પરંતુ કુદરતી વિકાસક્રમમાં જ તેને પોતાનું બલિદાન અનિવાર્ય જણાવાથી તેણે સ્વેચ્છાએ અને હસતે મુખે પરમાત્માની અનંત ગોદમાં વિશ્રામ લીધો. જીવનમુક્ત બનતાં તેને મોહ કે દ્વેષનું એકેય બંધન નહોતું. પરમાત્માનાં કુસુમ સરખાં વિશુદ્ધ સ્વરૂપમાં જીવનની વસંત વીતાવી અને જીવનભર પવિત્રતા તેમ જ પરોપકારવૃત્તિના સેવન પછી પરમાત્માને શરણે જતાં તેણે જીવનની વધુમાં વધુ સુખી પળો અનુભવી. "

માનવજીવનમાં મૃત્યુ જેટલું નિશ્ચિત છે તેટલું જ આકસ્મિક પણ છે. કોઇ ને કોઇ કારણે અને કોઇ ને કોઇ સ્વરૂપમાં માનવીને મૃત્યુ ભરખી જાય છે. એટલે મૃત્યુના પ્રકારની

ચર્ચામાં ન પડતાં માત્ર સદ્ગતના જીવનની મહત્તા સમજવાની કોશીષ કરશું તો સાચું તર્પણ કર્યું ગણાશે. તેમની જીવનમહત્તા કાળબળે ન સમજી શકાઇ તો પછી મૃત્યુની અગમ્ય મહત્તા તો આપણાથી કેવી રીતે સમજી શકાય ?

સ્વ. ચિમનલાલ અમુલખ સંઘવી એ અનંત પરમાત્માની ગોદમાં જવા તલસતા હતાઃ એઓ ' સુવાસ ' અને ' मंगल ' ( હિંદી ) બે માસિકોના તંત્રી હતાં. તેમની કલમ જેટલી વિશદ હતી તેટલી જ મૌલિક હતી. તંત્રીસ્થાનેથી લખાયેલા તેમના ગદ્યલેખો મન્થન નૂતન વિચારણા, સૂત્રાત્મક શૈલી અને પદ્યમયતાના સરસ નમૂનારૂપ છે. તેમના જવાથી ગુજરાતે એક પ્રખર વિચારક અને પ્રતિભાસંપન્ન સાહિત્યકાર ગુમાવ્યો છે. એ ખોટ પૂરાય તેવી નથી. He was a type by himself. બિલકુલ નિરભિમાની, કોઇ પણ જાતની એષણા અને વાસનાના બંધનથી રહિત, માનવજીવનની ત્રણ મુખ્ય મહત્ત્વાકાંક્ષાઓ–લોકૈષણા, વિત્તૈષણા અને પુત્રૈષણાથી તેઓ પર હતા. તેઓ ખરેખર લોકોત્તર હતા, છતાં પરમસ્નેહી અને મિત્ર બની શકતા. આજ્ઞાધીન પુત્ર અને આદર્શ પતિ તરીકે તેઓ જીવી ગયા છે.

બલિદાનની ભાવનાએ તેમને એટલા બધા ઘેરી લીધા કે તેઓ મૃત્યુના પરમાનંદ ecstasy of Deathની પળોમાં જીવનમુક્ત બની ગયા માનવીનો બુદ્ધિવિકાસ કે જ્ઞાનદીપ તેને નિર્માણથી પર કરી શકતો નથી. સ્વ. સંઘવીના આ અકાળ મૃત્યુ માટે નિર્માણના જ સિદ્ધાન્તથી સાન્ત્વન લઈ શકાય તેમ છે. નહિ તો શું તેઓ આત્માનો પરમાનંદ–ecstasy of soul–માણી શકે તેવા નહોતા ? જરૂર હતા, પણ નિર્માણ પ્રમાણે, જીવનની પૂરબહાર વસંતમાં જ માત્ર ૨૯ વર્ષની જ ઉંમરે, જીવનની મંગલ સુવાસ સર્વત્ર પ્રસરાવી તેઓ અનંતની અનંત ગુહામાં સમાઇ ગયા. પરમાત્મા તેમના આત્માને પરમ શાન્તિ અર્પે !

જીવતાં તો ગુજરાત તેમની કદર નથી કરી શક્યું, પણ તેમના મૃત્યુબાદ જો ગુજરાત પોતાના જ ભલા માટે તેમનાં લખાણોને વ્યવસ્થિત સ્વરૂપે ગોઠવી જનતાને પુસ્તકો દ્વારા આપી શકે તો સાહિત્યની અને જનતાની સારામાં સારી સેવા કરી ગણાશે. વડોદરામાં તેમનું મિત્રમંડળ તેમનાં લખાણો વિષયવાર સંગ્રહ કરી પુસ્તકરૂપે બહાર મૂકવા વિચાર કરી રહ્યું છે.

ન. ઉ. વ્યાસ

---

## જ્ઞાનમંદિરે

સંસ્કૃતિનાં નવસર્જનો જ્યાં સદાયે વિલાસે,
સ્વપ્નાદર્શો હકીકત બની, જ્યાં નવોર્મિ વિકાસે.
સ્નેહાંકુરો ઉર પમરતા મિષ્ટ ભાવો દ્રવે જ્યાં;
વિશ્વાત્માએ અજબ સરજી કૈંક સિદ્ધિ મળે ત્યાં.

વ્રજલાલ છ. જોષી




૧ The Falling Rupee–રૂપીઆનો ફુગાવો (અંગ્રેજી)—લેખક અને પ્રકાશકઃ શ્રી. પ્રો. સી. એન્ વકીલ, સ્કૂલ ઑફ ઇકૉનૉમિક્સ અને સોશિયોલોજી, મુંબાઇ યુનિવર્સિટી મુંબાઇ નં. ૧. રોયલ કદનાં પૃષ્ઠ ૪+૨૮ કાચું પૂઠું મૂલ્ય રૂ. ૧–૪–૦, ૧૯૪૨.

• પ્રો. સી. એન વકીલ મુંબાઇ યુનિવર્સિટીના અર્થશાસ્ત્રના પ્રખ્યાત અધ્યાપક છે. તેમણે લખેલ The Falling Rupee પુસ્તિકા અંગ્રેજીમાં લખેલું છે. આ પુસ્તકમાંના તેમના લખાણનો હેતુ અને ઉદ્દેશ તથા તેનું નિરાકરણ ત્રણ ભાષણો દ્વારા તેમણે મુંબાઇની જાહેર જનતાને સદર પુસ્તિકા પ્રસિદ્ધ થયા બાદ સમજાવ્યો છે. ચલણી નાણાનો વિષય ઘણો અટપટો અને તજ્જ્ઞ માણસો જ સમજી શકે તેવો છે; છતાં પ્રો. વકીલે ઉપર્યુક્ત પુસ્તિકામાં ઘણી જ સ્પષ્ટ ભાષામાં અને સરળ શૈલિમાં સચોટ આંકડાના પુરાવા વડે ચાલુ મોંઘવારીનું મૂળ અને સાચું કારણ ' માલની અછત મુખ્યત્વે નથી પણ રૂપીઆનો ફુગાવો ' તેનું મોટું કારણ છે એમ સમજાવ્યું છે. ચાલુ વિશ્વવ્યાપી યુદ્ધને કારણે બ્રિટન અને અમેરિકાને જે માલ હિંદમાંથી ખરીદ કરવો પડે છે તેની કિંમત વધારાની નોટો છાપીને હિન્દના માલ વેચનારાઓને ભરપાઇ કરવામાં આવે છે અને તેટલી કિંમતની પાઉન્ડની અનામત ઇંગ્લૅંડમાં આ દેશના નામે જમા કરવામાં આવે છે.

• ખરૂં જોતાં મિત્રદેશોએ હિન્દના માલ વેચનારાઓને તે માગે તે રૂપમાં માલની કિંમત ભરપાઇ કરવી જોઇએ. પણ હિન્દ તાબેદાર દેશ હોઇ આ બાબતમાં પોતાનું મનગમતું કરાવી શકે તેમ નથી. નવી નોટો છાપીને ચલણમાં વધતી કરવાને બદલે સોનાની લગડીઓના રૂપમાં કે સોનાના સિક્કાના રૂપમાં આ ખરીદકિંમત ભરપાઇ કરવામાં આવી હોત તો આવી સખ્ત મોંઘવારી થવાનો પ્રસંગ ઊભો થાત નહિ. વળી મિત્રરાજ્યોની સરકારો હિન્દની સરકારની જામીનગીરી ઉપર રૂપીઆની લોન હિન્દમાં ઊભી કરીને ખરીદકિંમત ભરપાઈ કરે તો પણ ચલણમાં આટલો બધો ફુગાવો થાય નહિ માલ ખરીદવાની ચાલુ પદ્ધતિ હિન્દને બેવડું નુકસાન કરનારી છે. લડાઇના સમયમાં તેથી મોંઘવારી બેહદ વધી ગઇ છે અને લડાઇ બંધ થયા બાદ જ્યારે પરદેશોમાંથી હિન્દમાં પુષ્કળ પ્રમાણમાં માલની આયાત કરવામાં આવશે ત્યારે લંડનમાં એકઠા થયેલા પૌંડના અનામત જથામાંથી માલની ખરીદકિંમત ભરપાઇ કરવામાં આવશે અને હિન્દની રિઝર્વ બેંકમાં તેટલી નોટો જમા થઇ ચલણમાંથી કમી થશે. આ રીતે ચલણમાંથી નોટોનું પાછું ખેંચાણ ચલણમાં ઘટાડો કરી રૂપીઆની કિંમત વધતાં હિન્દમાં મંદીનું મોજુ ફરી વળશે અને હુન્નરઉદ્યોગો તથા મજૂરો આફતમાં ઊતરશે. લેખકે સબળ રીતે સદર પુસ્તિકામાં ઉપરની આફતો વર્ણવી છે અને બીજી પણ વિગતો આપી રૂપીઆનો વધુ ફુગાવો નહિ કરવા સરકારને વિનવી છે. ચાલુ કાગળની મોંઘ-

વારી જોતાં પુસ્તકની કિંમત ઓછી રાખી શકાઇ નથી, એમ લેખકે પોતે જ પુસ્તકના બીજા પૃષ્ઠ ઉપર નોંધ લીધી છે. કૉલેજોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓએ અને વેપારીઓએ તથા ધંધાદારીઓએ આ પુસ્તક અવશ્ય વાંચવા જેવું છે. વા. ના. અમીન (બી. કૉમ)

**૨ ચૅારાની વાતો**—લેખક-પ્રકાશક : મગનલાલ શ્યામજી ત્રિવેદી-' મયૂર '; સોલ એજન્ટ્સ, આર. આર. શેઠની કું. મુંબાઇ; પહેલી આવૃત્તિ ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૨૭૧; પાકું પૂઠું; કિં. રૂ. ૨-૮-૦.

આ પુસ્તક આનંદ ગ્રંથાવલિનું દશમું પ્રકાશન હોઇ તેમાં લોકજીવનનાં વિવિધ પાસાંઓને સ્પર્શતી ૧૨ વાર્તાઓ સંગ્રહાઇ છે. પૈકી ' બ્રાહ્મણની દીકરી ', ' મોતી દુખ્યું મોરણી ', ' મેથાળાને પાદર ', ' વર્ણશંકર ' અને ' માતૃચરણે '–એ વાર્તાઓ મહેણાં રોણાં અને ત્રિયાહઠ–તેજીલા સ્વભાવની સ્ત્રીઓના પોતાના તેમ જ સંબંધીઓનાં જીવનમાં કેવા અજબ પલટા આણી દે છે તેનો સુંદર ખ્યાલ આપે છે. ત્યારે ' ખીમોજી વાજો ', ' ગંગાજળ ગઢેચા ', ' ખુરામણુ ' અને ' તાંડવ '–એ ઐતિહાસિક તત્ત્વ ધરાવતી, અને ' જોગીદાસને નામે ' ' ક્રોડ પચાસે કાગબાઇ ' તથા ' સોમનાથનો વડ '–એ કાઠી દરબારોની દોંગાઇ અને દાદાગીરીનો ખ્યાલ આપતી સોરઠી લોકવાર્તાઓ છે. વાર્તાઓની લખાવટ અને શૈલિ એવી સરસ અને આકર્ષક છે કે પુસ્તક વાંચવા માંડ્યા પછી પૂરું કરીને જ છોડવું ગમશે. —ના.

**૩ ખાતરોની માહિતી અને ખેતીસુધારણા**—લેખક અને પ્રકાશકઃ શ્રી. સોમાભાઈ કિશાભાઇ પટેલ, સુણાવ ( વાયા આણંદ ); સન ૧૯૪૩; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૧૦૧, કાચું પૂઠું, મૂલ્ય રૂ. ૧-૦-૦.

ખેતી કરનારાઓને આ પુસ્તક ખૂબજ ઉપયોગી છે. ખેતીમાં ખેડ અને પાણી જોઇતા પ્રમાણમાં હોય છતાં પાક કેટલોક વખત જોઇએ તેટલો સારો ઊતરતો નથી. એનું કારણ ખાતર છે. જમીનમાં નાઇટ્રોજન, ફૉસ્ફરન્સ અને પોટાશનાં તત્ત્વો જોઇતા પ્રમાણમાં હોય તો જ પાક સારો થાય એમ લેખક જણાવે છે. અને તે તત્ત્વો ખાતરમાંથી મળતાં હોવાથી, જમીનમાં ખાતર નંખાવવું જ જોઇએ એ આ પુસ્તક દ્વારા લેખક સિદ્ધ કરે છે. ખાતરોના જુદા જુદા પ્રકાર, તેની બનાવટ અને તેના ગુણદોષ પણ આ પુસ્તકમાં દર્શાવ્યા છે. હરકોઈ ધંધાના નિષ્ણાત થવા માટે, તે ધંધાનો સાંગોપાંગ અભ્યાસ કરવો પડે છે, તેવી જ રીતે ખેતીના ધંધામાં પણ જેઓને નિષ્ણાત થવું હોય વા જેઓએ ખેતીમાં જ પોતાનું જીવન પરોવ્યું હોય તેઓએ આ પુસ્તક પહેલી તકે વાંચવું જોઇએ.

**૪ રખારણ**—લેખકઃ શ્રી રમાકાન્ત રંગનાથ ગૌતમ; પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની; પ્રિન્સેસ સ્ટ્રીટ, કેશવબાગ, મુંબઈ ૨; સન ૧૯૪૨; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૨૬૮+૧૨; સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું મૂલ્ય રૂ. ૨-૮-૦.

આર. આર. શેઠની કું. તરફથી પ્રસિદ્ધ થતી સંસ્કાર ગ્રંથાવલિનું આ ત્રીજું પુસ્તક છે. અને તે રજવાડાંઓના ભીતરમાં, રાજગાદી મેળવવા માટે, એકબીજાને ઉથલાવી પાડવા કેવા પ્રપંચો રચાય છે; બીજી બાજુ પ્રજા પણ, જવાબદાર રાજતંત્ર મેળવવા કેવા સત્ પ્રયોગો આદરે છે તે દર્શાવતી એક કાલ્પનિક વાર્તા છે. આ પુસ્તકમાં કલ્પેલા રાજવીને, રાજા બનવા કરતાં પ્રજાના પ્રતિનિધિ તરીકે રાજ્યસત્તા ભોગવવાની ગમે છે. પોતે રાજા

ક્રોધ, ગમે તે જ્ઞાતિની કન્યા સાથે પ્રેમ થતાં, જગતની દૃષ્ટિએ ખોટું દેખાય છતાં, રાજપાટ તજીને પણ તેની સાથે લગ્ન કરે છે. એ અને પ્રજાના જવાબદાર રાજતંત્ર ગોઠવવા માટેના નિઃશસ્ત્ર પ્રયોગો પણ સફળ નીવડે છે. એ રહસ્યો સમજાવતી આ વાર્તા હિંદનાં રજવાડાંઓના રાજા અને પ્રજા બેઉને બોધક થઇ પડે તેમ છે. 'અ–દ્રષ્ટા'

**૫ આપણો ધર્મ**—( આવૃત્તિ ત્રીજી ) લેખકઃ આચાર્ય શ્રી. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ; સંપાદકઃ શ્રી. રામનારાયણ વિ પાઠક, પ્રકાશકઃ લીલાવતી લાલભાઇ, પાનકોર નાકા, અમદાવાદ. પ્રાપ્તિસ્થાન ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. ડેમી કદનાં પૃષ્ઠ ૮૫૬+૫૬, કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. પાંચ.

સ્વ. આચાર્યશ્રીએ પ્રસંગાનુરૂપ વખતોવખત સુદર્શન, વસંત વગેરે પત્રોમાં ધર્મ સંબંધી જે જે લેખો લખેલા તેમ જ અવારનવાર વ્યાખ્યાનો આપેલાં તેના સંગ્રહનો આ ગ્રંથ છે. સ્વ. આચાર્યશ્રી એક મહાન તત્ત્વવેત્તા હતા; ધર્મ એ એમનો ચિંતનનો મુખ્ય વિષય હતો; અને એને અંગે તેઓશ્રીએ વખતોવખત જે વિચાર અને બુદ્ધિગમ્ય ધર્મને લગતા વિષયો ચર્ચેલા તેનો આ ગ્રંથમાં સમાવેશ છે. એમાંના વિષયોમાંથી તેમનું તદ્વિષયક નવનીત મળી આવે છે. પુસ્તકમાં મુખ્ય વિભાગીય સાહિત્ય નીચે પ્રમાણે છેઃ—નિબંધો, વાર્તિકો, શાસ્ત્રચર્ચા, પ્રાસંગિક ચર્ચા અને નોંધ તેમ જ છેલ્લે વ્યાખ્યાનો આપેલાં છે.

ધર્મતત્ત્વનાં ઊંડાં રહસ્યો સમજવા ઇચ્છનારને માટે આ ગ્રંથ અવશ્ય કિંમતી અને ઉપયોગી છે. આગલી બે આવૃત્તિઓ પછી સ્વ. આચાર્યશ્રીએ જે લેખો લખેલા વા વ્યાખ્યાનો આપેલાં તેનો પણ આ ગ્રંથમાં ક્રમબદ્ધ સમાવેશ કરવામાં આવ્યો છે. દરેક પુસ્તકાલયો અવશ્ય આ ગ્રંથ પોતાને ત્યાં વસાવે.

**૬ અભિમાન**—મૂળલેખકનું નામ નથી લખ્યું; પ્રકાશકઃ એન. એમ ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૧૨+૧૨, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ત્રણ.

આ અગાઉ અમે આ પુસ્તકના મૂળલેખક ( જેમનું નામ જાહેર કરવામાં આવ્યું નથી ) તેમના એક પુસ્તક 'પારુ'નો પરિચય આપી ગયા છીએ. તે જ લેખકનું આ બીજું પુસ્તક છે.

શહેરમાં જઇ વસેલો એક જુવાન પત્ની સહિત વૃદ્ધ માતાને પોતાને ગામડેથી શહેરમાં લેવા જાય છે. માતા ગામ છોડી જવા ના પાડે છે. માતા ના પાડતાં પત્ની પણ તેમનું અનુસરણ કરી જવા ના પાડે છે. પતિ બીજી પત્નીને પરણે છે. આમ છતાં છેવટ સુધી અનેક કષ્ટો સહન કરતી પત્ની સ્વાભિમાનપૂર્વક સાસુ સાથે જ રહે છેઃ જ્યારે આખરે તેમનો કેવો સુખદ મેળાપ થાય છે તે આ પુસ્તકના લેખકે હૃદયંગમ પાત્રાલેખનપૂર્વક રજૂ કર્યું છે. અનુવાદકના શબ્દોમાં કહીએ તો "સાચેજ, નારીહૃદયમાં રહેલા સાહજિક 'અભિમાન, રોષ અને ગર્વ'નો પ્રશ્ન લઇને લેખકે આમ આપણા સમાજનું સુંદર સર્જન દર્શાવ્યું છે. નારીના સનાતન વિસંવાદમાંથી આ કથા જન્મે છે, વિસંવાદથી સિંચાતા જીવનના ઝેર વડે આ કથા ફાલે છે અને મનોમંથનના તીવ્ર સંશોધન વડે આ કથા ઘણા પછડાટ અને પ્રત્યાઘાતો સહિત વિરામ પામે છે."

આપણા સમાજચિત્રને હૂબહૂ ચિત્રપટ પર જોતા હોઇએ તેવી પુસ્તકમાંની વસ્તુસંકલના

સાચે જ પ્રશંસા માગી લે તેવી છે. અમને તો આ લેખકના આગલા પુસ્તક પારુ કરતાં પણ આ પુસ્તક વધુ રસપ્રદ અને નિર્દોષ આનંદ આપે તેવું જણાયું છે. કિંમત વધુ પડતી લાગે છે.

**૭ વીજળીનો આંચકો લાગે ત્યારે થતી અસર અને તેના ઉપચારો—કૃત્રિમ શ્વાસોશ્વાસ**—લેખકઃ શ્રી. હરિલાલ મંગળદાસ ત્રિવેદી; પ્રકાશકઃ વીજળીની દુનિયા કાર્યાલય, ૨૦૦૭, મોઢ ચાંપાનેરી સોસાયટિ, વાડજરોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૮, સાદુ પૂઠું, મૂલ્ય રૂ. ૦ ૧–૬.

આજે હિંદુસ્તાનનું કોઇ પણ શહેર ભાગ્યે જ એવું મળી આવશે જ્યાં વીજળીનો વપરાશ નહિ હોય. અરે, આજે તો ગામડે ગામડે વિદ્યુત્ દ્વારા ખેતીવાડી ઇત્યાદિ કરવાના પ્રયોગો થવાનું જાણવા મળે છે. એ વીજળીના વાપરનાર બધા જ તેના આંચકાથી થતા નુકસાનના પૂરા માહિતગાર હોતા નથી. એવો આંચકો લાગે ત્યારે માણસ બેશુદ્ધ થઇ જઇ મરણતોલ થઇ જાય છે. ત્યારે આજુબાજુનાં માણસો સારવારની પદ્ધતિ જાણતાં હોય તો તેને બચાવી શકાય છે. એવે વખતે શું શું ઉપચારો કરવા તથા કૃત્રિમ શ્વાસોશ્વાસ કેમ આપવા તેને લગતી જાણવાજોગ માહિતી ચિત્રો સહિત આ નાની પુસ્તિકામાં આપેલી છે. જ્યાં જ્યાં વીજળીનો વપરાશ હોય ત્યાં આ પુસ્તિકાનો છૂટથી પ્રચાર કરી તેના જ્ઞાનથી સૌને માહિતગાર રાખવા જોઇએ. પુસ્તિકાનું મૂલ્ય પણ દોઢ આના જેટલું અલ્પ હોઇને બહોળા પ્રમાણમાં તેનો પ્રચાર કરી શકાય તેમ છે. દરેક કસ્બા પુસ્તકાલયોમાં તો આ પુસ્તિકા અવશ્ય હોવી જોઇએ. બને તો તેની વધુ પ્રતો ખરીદાઈ તે વધુ પ્રમાણમાં વંચાય તેવી યોજના થવી ઘટે.

**૮ આધુનિક આકાશવાણી-રેડિયો**—લેખકઃ શ્રી. રાજેન્દ્ર મોતીચંદ ઝવેરી; પ્રકાશક અને કદ ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૫૬+૮, સાદુ પૂઠું, મૂલ્ય ૦–૮–૦.

આજે વીજળીના બહોળા પ્રમાણમાં થતા વપરાશને પરિણામે આપણે ત્યાં વિવિધ ઉપયોગી વૈજ્ઞાનિક સાધનો વસાવવા તરફ જનતા પ્રેરાતી થઈ છે. તેમાં એવાં અન્ય સાધનોમાં અગ્રસ્થાને ગણી શકાય તો તે રેડિયો છે. રેડિયો દૂરના અને નજીકના સમાચારો આપે છે, દેશ-પરદેશના વિવિધ કાર્યક્રમોની રસલહાણ પણ આપે છે. એ બધું આ રેડિયોની કઇ કરામતે થાય છે તેને લગતી માહિતી આ પુસ્તકમાં લેખકે ઘરગથ્થુ સરળ ભાષામાં આપી છે. એ આકાશવાણી-રેડિયોની કરામતનું વિજ્ઞાન જાણવા માગનાર, માટે ગુજરાતી ભાષામાં આ પહેલું પુસ્તક હોય તેમ જણાય છે. પુસ્તકમાં આપેલી વિગતો સમજવા માટે જે તે વિગતને સમજાવનારાં સંખ્યાબંધ ચિત્રો આપેલાં હોવાથી એ સમજવામાં વધુ સુગમ થઇ પડે તેમ છે. આકાશવાણીનું વિજ્ઞાન જાણવા ઇચ્છનારને આ પુસ્તક ઠીક મદદગાર થઇ પડશે. કસ્બાપુસ્તકાલયો જરૂર વસાવે.

**૯ વીજળીની પરીક્ષાના પ્રશ્નોત્તર—( સને ૧૯૩૭ થી ૧૯૪૨ )** લેખકઃ શ્રી. રામભાઇ પુરુષોત્તમદાસ પટેલ, પ્રકાશક અને કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૭૧+૮, સાદુ પૂઠું, મૂલ્ય સવા રૂપિયો.

વીજળીના જ્ઞાનને લગતી મુંબઇ સરકાર તરફથી એ લાઇનમાં કામ કરનારાઓ માટે પરીક્ષા લેવાનું ધોરણ ઠરેલું છે અને એ પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલાઓ માટે તેને લગતું જુદું જુદું કામ કરવાના પરવાના હોય છે. એ વિષયને લગતી લેવાયેલી પરીક્ષાઓના ૧૯૩૭ થી ૧૯૪૨ સુધીના પ્રશ્નપત્રો અને તેના ઉત્તરો આ પુસ્તકમાં આપેલા છે. ભાવિ પરીક્ષાર્થીઓને તે ઉપકારક થઇ પડે તેવા છે.

મણિલાલ પ્ર. વ્યાસ

---




**સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય તરફથી સસ્તાં પુસ્તકોની એક વધુ યોજના**—સ્વ. સ્વામી શ્રી અખંડાનંદજીની ગઇ સંવત્સરીની યાદગીરી નિમિત્તે સંસ્થાના ટ્રસ્ટીઓએ પુસ્તકોની સસ્તી કિંમતની ત્રણ યોજનાઓ જાહેર કરી હતી. અને તે ત્રણે યોજનાઓનો જનતાએ સારા પ્રમાણમાં લાભ લીધો છે. એના પરિણામે એ અલ્પ મૂલ્યે આપવા જાહેર કરેલા સઘળા સેટો ખલાસ થઇ ગયા. તે પછી પણ એ યોજનાનો લાભ લેવા ઇચ્છનારાઓની સંખ્યા વધતી જ ચાલી. એ માગણીને પહોંચી વળવા **પુસ્તકાલયો માટે** તેમણે એક વિશેષ યોજના પ્રકટ કરી છે. તેમાં રૂ. ૧૩૭–૪–૦ ની છાપેલી કિંમતનાં પુસ્તકો રૂ. ૧૦૦ માં આપવાની ગોઠવણ છે. એનો લાભ લેવા ઇચ્છતાં પુસ્તકાલયોએ સદર સંસ્થાના અમદાવાદના કાર્યાલયમાં લખવાથી મેળવી શકાશે. એ યાદીમાં દર્શાવેલાં પુસ્તકો ગુજરાત–કાઠિયાવાડના કોઇ પણ સ્ટેશને કોઇ પણ જાતની (પેકીંગ, મુકાદમી) લાગત લીધા સિવાય પહોંચાડવાની તજવીજ રાખી છે.

**સ્વ. શ્રી. મોતીભાઇ ન. અમીન સા. ની ચોથી સંવત્સરી**—વડોદરા ખાતે ચરોતર બોર્ડિંગના ચોગાનમાં રાજમિત્ર ભાઇલાલભાઇ અમીનના પ્રમુખપદે તા. ૧–૨–૪૩ ના રોજ ઉજવાઇ હતી. એ પ્રસંગે સ્વર્ગસ્થ પાસેથી પ્રેરણા મેળવનારાઓ ઉપરાંત વ. રા. પુ. મંડળના કાર્યકરો તથા પુ. સ. સ. મંડળના સઘળા કાર્યકરો તેમ જ છાત્રાલયના વિદ્યાર્થીઓ હાજર હતા. મુખ્ય વક્તા પ્રૉ. ચતુરભાઇએ સ્વર્ગસ્થના જીવનમાંથી શીખવા જેવા બોધપાઠો-આદર્શો તેમનાં વિવિધ સેવાક્ષેત્રો સેવાઓ દર્શાવી ભાવભીની સ્મરણાંજલિ અર્પી હતી.

## વ. રાં. પુ. મંડળ

**શિષ્ટવાચનની પરીક્ષાનું પરિણામ**:—તા. ૧૮–૧–૪૩ ના રોજ લેવાઈ ગયેલી શિષ્ટવાચનની પરીક્ષાનું પરિણામ માર્ચના અંકમાં પ્રસિદ્ધ થશે.

**પ્રમાણપત્ર માટેની પરીક્ષા**—આ પરીક્ષા ચાલુ માસની તા. ૨૦ મી ૨૧ મી ઠરી છે તે ધ્યાનમાં લેવા લાગતા વળગતાઓને વિનંતિ.

**વીસનગર મહાલ પુ. મંડળની એક સભા** તા. ૨૯–૧૧–૪૨ ના રોજ મળી હતી. તેમાં (૧) ત્રિમાહી નિવેદનનાં પત્રકો જેમનાં ન આવતાં હોય તેમને તે મોકલવા, (૨) ૭ મી મહાલ પુ. પરિષદ કમાણા મુકામે ભરવા તથા (૩) જૂથમંડળોએ બાલોપયોગી પુસ્તકો પસંદ કરવાના ઠરાવો થયા હતા.

## પુસ્તકાલયોને મદદ

**સા. પુ. અલ્લામાને** ગામલોકોએ વગર ભાડાના મકાનની સગવડ કરી આપી છે. સ્તુત્ય.

**નવીન પુસ્તકાલયો ઉઘાડવા**—સાવલી મહાલ પુ. પ્રચારક શ્રી. સોમાભાઇ ગરબડભાઇએ લોકમદદ મેળવવા પ્રયાસ કરતાં રૂ. ૫૦) ઉપાધ્યાય ભિખાભાઇ પુરુષોત્તમદાસ, ૫) શ્રી. મૂળજીભાઈ ધનેશ્વર, ૩) શ્રી. બાળારામ સોમેશ્વર, ૨) શ્રી. મોતીભાઇ જીભાઈ. ૨) શ્રી. પરવૃત પ્રતાપ, ૨) શ્રી. છગનભાઇ પુરુષોત્તમ, તથા ૨) શ્રી. મગનભાઇ ધુળાભાઇ, તેમ જ ૨) ગામના પટેલ તરફથી મેળવ્યા છે.

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

[ પરીક્ષા તા. ૨૩ મી : તા. ૨૪-૧-૪૩ ]

સમય : ૭-૩૦ થી ૧૦-૩૦

ટીપઃ—(૧) જવાબ માટે કાગળોની નોટ બાંધવી અથવા છૂટા હોય તો તે શીવી લેવા.
(૨) જવાબ સુવાચ્ય અક્ષરે શાહીથી લખવા; બન્ને બાજુએ લખી શકાશે.
(૩) ચોપડીની ભાષામાં નહિ પણ પોતાની ભાષામાં લખાયલા જવાબ વધારે પસંદગી-પાત્ર લેખાશે.
(૪) જવાબ લખતી વખતે પુસ્તકની વા બીજી કોઇ રીતની મદદ લેવી નહિ; પ્રામાણિકપણું પૂરેપુરૂં જાળવવું.
(૫) ઉત્તરવહીના પૂઠા પર નામ, ઠામ સાથે ઉમ્મર, અભ્યાસ અને ધંધો પણ અવશ્ય જણાવવાં.

પ્રશ્નપત્ર

# ત્યાગમૂર્તિ અને બીજા લેખો

( ગમે તે આઠ સવાલ છોડવા )

૧. બાળવિવાહના બચાવમાં એક પત્રલેખકે રજૂ કરેલી દલીલો લખો અને તેનો જે રદિયો ગાંધીજીએ આપ્યો છે તે સમજાવો.

અથવા

બાળલગ્નની ભીષણતાનો ખ્યાલ આપી એ બદીને અટકાવવા શું થવું જોઇએ ?

૨. વિધવાવિવાહમાં વયની મર્યાદા વિષે એક પત્રલેખકના વિચાર સમજાવી તેના સમાધાનમાં ગાંધીજી શું કહે છે તે લખો.

૩. ' કજોડું ' એટલે શું ? કજોડાં લગ્ન શાથી ગોઠવાય છે, એવાં લગ્નોથી શી હાનિ થાય છે, તથા એને અટકાવવા શું શું થઇ શકે ?

૪. ' આદર્શ વિધવા 'વાળા લેખમાંની બે સન્નારીઓનો પરિચય કરાવો તથા એમનાં જીવનમાંથી શો બોધ લેવાનું હિંદુ સમાજને સૂચવાયું છે તે સમજાવો.

૫. ' સ્ત્રીઓ અને ઘરેણાં ' સંબંધમાં ગાંધીજીના વિચારો સમજાવો અને તે વિષે તમારો મત પણ છૂટથી દર્શાવો.

૬. સુરતી વિધવા બહેનોએ પૂ. બાપુજી આગળ કાઢેલા બળાપાનો સાર આપી તેના ઉત્તરમાં બાપુજીએ દર્શાવેલા વિચારો સમજાવો.

૭. ' બાળલગ્ન અને શાસ્ત્રાર્થ ' વિષે ગાંધીજીનો મત ટપકાવી તે વિષય છૂટથી ચર્ચો.

૮. ' એક વિધવાની કહાણી 'નો સાર આપી તે વિષયમાં ગાંધીજીની સલાહ વિષે જાણતા હો તે લખો.

૯. ' સ્ત્રી-પુરુષના સંસર્ગ 'વાળા લેખનું રહસ્ય સમજાવો.

૧૦. ૧૫ વર્ષ સુધીની બાલવિધવાઓની સંખ્યાનો આંકડો જણાવી હિંદુ સંસારને લાગુ પડેલા એ દરદના નિવારણ માટે ગાંધીજીએ કયા ઇલાજો સૂચવ્યા છે તે લખો.